


पुस्तक ८ | संवत् १९६६ भाद्रपद कृष्णपक्ष १४. | [ अंक ११

## स्तवन.

પદ ૨

જય જય હે ગુરો! નમીએ પ્રેમે આપને
અંતરમાં જોવા આજ, થાવા ફલદ સઉ કાજ,
સર્વ સ્મરીએ રે;—
સંયમ કરીએ, હૃન્મંદિરીએ, આનંદે અંતર ફરીએ,
શોધી સત્ય સ્વરૂપે ઠરીએ, જીવપદ જુઠું સત્વર હરીએ,
ભરીએ સત્વબલે આ તનમન, નરહરિ વરીએ રે;—

---

## चित्सुखीनो सार.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૨૯૨ થી. )

અનુમાન પ્રમાણ મિથ્યાત્વને સિદ્ધ કરે છે એટલું જ નહિ પણ વિવિધ આગમપ્રમાણ શ્રુતિયો ) પણ મિથ્યાત્વને સિદ્ધ કરનાર પ્રમાણ છે. શ્રુતિ કહે છે કે **एकमेवाद्वितीयम्** બ્રહ્મતત્ત્વ એક અદ્વિતીયરહિત તત્ત્વ છે. એ શ્રુતિમાં બ્રહ્મથી અન્ય સર્વને મિથ્યા જાણ્યું છે. ન્ય જો કોઈ સત્ પદાર્થ હોય તો બ્રહ્મ સદ્વિતીય કરે છે અને તેથી અદ્વિતીય નહિ કહી કાય, તેથી અદ્વિતીય પદ વાપરી શ્રુતિ પ્રપંચનું મિથ્યાત્વ પ્રબોધે છે.

પૂર્વપક્ષી કહે છે કે અહિં દ્વિતીયપદથી સજાતીય અન્ય પદાર્થ લઇ તેનો અદ્વિતીય દથી નિષેધ કર્યો છે. પણ એ વ્યાખ્યાન અપવ્યાખ્યાન છે. કેમકે અહિં દ્વિતીય પદ વાપર્યું છે અને તેનો સામાન્ય અર્થ બીજો પદાર્થ થાય છે, તેમ નહિ લેતાં "બીજો સજાતીય પદાર્થ" એવો સંકોચ કરવા કોઇ પણ પ્રમાણ નથી. વળી અહિં **एकम्** પદ વાપર્યું

છે તેથી એકત્વરૂપ વિશેષણવડે જ સજાતીયનો તો નિષેધ થઈ ગયો છે. વળી જો સજાતીયમાત્રનો નિષેધ લઇએ અને સજાતીય વિજાતીય સર્વનો નિષેધ નહિ લઇએ તો એક વિજ્ઞાનવડે સર્વ વિજ્ઞાનની કરેલી પ્રતિજ્ઞા, આ પ્રસંગમાં વાપરેલા **वाचारंभणादि** શ્રુતિ તથા **ऐतदात्म्यमिदं सर्वं** ઇત્યાદિ ઉપસંહાર એ સર્વનો બાધ થાય છે. તેથી પ્રકરણની પર્યાલોચના કરતાં તે દ્વિતીયમાત્રનો નિષેધ વિવક્ષિત હોય એવું જણાવે છે. માનમનોહરકાર કહે છે કે એક શબ્દ એકત્વ સંખ્યાનું વિધાન કરે છે કારણ કે એ શબ્દની વ્યુત્પત્તિ એકત્વ સંખ્યામાં જ થયેલી છે તે અયુક્ત છે. કેમકે એક રૂપ, એક સંખ્યા, એક અર્થ ઇત્યાદિ અનેક પ્રયોગો લોકમાં થાય છે. તેમાં રૂપ અને સંખ્યા બંને ગુણ હોવાથી તેમાં એકત્વ સંખ્યારૂપ ગુણ રહી શકે નહિ. નૈયાયિક ગુણને ગુણનું અધિકરણ માનતા નથી. અભાવ પણ ગુણનું અધિકરણ થઇ શકતો નથી. તેથી આ સર્વ લૌકિક પ્રયોગો જોતાં એક શબ્દની વ્યુત્પત્તિ એકત્વ સંખ્યામાં જ છે એ અસિદ્ધ છે અને તેથી પ્રસ્તુતમાં " એક બ્રહ્મ " એવો અર્થ ન થતાં, સજાતીયરહિત બ્રહ્મ એવો એકમનો અર્થ કરતાં લેશ પણ વાંધો નથી, તેથી આ વાક્યરૂપ આગમપ્રમાણ પ્રપંચના મિથ્યાત્વને જણાવે છે.

**सत्यं ज्ञानमनन्तं ब्रह्म**—એ શ્રુતિમાં જે અનંત શબ્દ વાપર્યો છે તે પણ બ્રહ્મમાં ત્રિવિધ પરિચ્છેદનો નિષેધ કરી પ્રપંચના મિથ્યાત્વને સૂચવે છે. પૂર્વપક્ષીએ કહ્યું કે અંત શબ્દ પૂર્વકાલીન તથા ઉત્તરકાલીન અંતને જણાવે છે કેમકે એ શબ્દની વ્યુત્પત્તિ એ જ અર્થમાં છે અને તેથી અનન્તનો અર્થ આદિ તથા વિનાશ એ બેથી રહિત જ થાય છે. આ કથન અયોગ્ય છે કેમકે **नित्यमाकाशमनन्तं च** ઇત્યાદિ પ્રયોગો થાય છે. તેમાં નિત્યપદથી જ આદિ તથા અન્તનો નિષેધ કરાય છે. તેથી જો અનન્તનો અર્થ એટલો જ માત્ર લઇએ તો એ પદ પુનરુક્ત કરે છે. તેથી અહિં સ્પષ્ટ છે કે અનન્ત શબ્દ એથી અધિક અર્થને જણાવે છે, અર્થાત્ એની વ્યુત્પત્તિ એથી અધિક અર્થમાં સિદ્ધ છે. અન્તશબ્દનો અર્થ દેશતઃ, કાલતઃ તથા વસ્તુતઃ પરિચ્છેદ છે. એ શબ્દ એ અર્થમાં વ્યુત્પન્ન છે. તેથી પ્રતિયોગીની પ્રસિદ્ધિથી અતિરિક્ત પ્રસિદ્ધિ નિષેધક પદની જોઇતી નથી માટે "અનન્ત" શબ્દ એ ત્રિવિધ પરિચ્છેદથી રહિતપણું જણાવે છે. આથી અતિરિક્ત વ્યુત્પત્તિની એ શબ્દમાં અપેક્ષા જ રહેતી નથી. તેથી ' અનન્ત ' શબ્દ અન્યોન્યાભાવનો અભાવ જણાવી દ્વિતીય વસ્તુમાત્રનો નિષેધ કરે છે અર્થાત્ પ્રપંચનું મિથ્યાત્વ જણાવે છે, તેથી એ શ્રુતિ પણ આ અર્થમાં પ્રમાણ છે.

**नेह नानास्ति किंचन**—એ શ્રુતિ વાક્ય પણ પ્રપંચને મિથ્યા જણાવે છે. પૂર્વપક્ષીએ કહ્યું હતું કે અહિં **नाना** પદથી **नानात्व** અર્થ લેવો અને તેનો નિષેધ કરી આ વાક્ય એવું કહે છે કે બ્રહ્મ ઘણાં નથી પણ એક જ છે. પણ એ કલ્પના ઉપહાસાસ્પદ છે. જ્યાં જ્યાં બને છે ત્યાં સર્વત્ર પ્રાપ્તિપૂર્વક જ નિષેધ લેવાય છે. જે વાતની કોઈ પણ રીતે પ્રાપ્તિ થતી હોય તો તેનો નિષેધ કરવામાં આવે છે. અહિં લોકથી, શ્રુતિથી કે ઇશ્વરને માનનાર વાદીથી કોઈ રીતે બ્રહ્મમાં નાનાપણાની પ્રાપ્તિ થતી નથી કે જેનો શ્રુતિમાં નિષેધ કરવો પડે. વળી અહિં નાના પદ છે અને તેને ભાવવાચક પ્રત્યય લગાડ્યો નથી, તેથી **इह** એટલે આ બ્રહ્મમાં **नाना** એટલે નાનાત્વ—નથી એવો અર્થ કરનાર **नाना** પદપર લક્ષણા લગાડે છે કે જે અયોગ્ય છે. મુખ્યાર્થ બાધવિના લક્ષણાની પ્રવૃત્તિ થતી નથી. એમ છતાં લક્ષણા લો, તોપણ

નાનાત્વમાં અમુક જ નાનાત્વ લેવું એવો સંકોચ કરવા કારણ નહિ હોવાથી સજાતીય, વિજાતીય અને સ્વગત એ ત્રણે નાનાત્વ લઇ તેનો પ્રતિષેધ અહિં કર્યો છે એવો અર્થ વાદીના નિયમપ્રમાણે પણ થાય છે અને તેમ થતાં બ્રહ્મ અદ્વૈત છે એ જ અર્થ પર્યવસિત થવાથી પુનઃ તે જ ઘટ્ટકુટીપ્રભાતવૃત્તાન્ત પ્રાપ્ત થાય છે.

**इन्द्रो मायाभिः पुरुरूपः**—એ વાક્યનો અર્થ કરતાં પૂર્વપક્ષીએ કહ્યું હતું કે ઇન્દ્રિયદ્વારા થતી બુદ્ધિની વિવિધ વૃત્તિવડે પરમાત્મા બહુરૂપે પ્રતીત થાય છે એવો એનો અર્થ છે. અર્થાત્ આ વાક્ય પરમાત્માનો ભેદ ભાસે છે એમ જણાવે છે અને દ્વૈતનો નિષેધ કરનાર નથી. આ પણ અયુક્ત છે, કેમકે જે વસ્તુ પ્રત્યક્ષ થવાનો યોગ્ય છે તે જ ઇન્દ્રિયદ્વારા થતી વૃત્તિઓમાં પ્રતીત થઇ શકે છે. પરમાત્મા સર્વથા પ્રત્યક્ષ થવાને યોગ્ય નથી માટે તેમની વૃત્તિદ્વારા થતી ભેદપ્રતીતિ અયોગ્ય છે. પરમાત્મા રૂપરહિત છે, અને બાહ્ય પદાર્થ નથી તેથી ઇન્દ્રિયગોચર નથી, તેમ જ પરમાત્માના કોઈ અવતારનું પ્રતિપાદન કરનાર આ પ્રકરણ નથી. તેથી માયા શબ્દનો અર્થ ઇન્દ્રિયો અથવા તદ્દારા થતી ચિત્તની વૃત્તિ અયોગ્ય છે. તેમ જ માયા શબ્દનો અર્થ પરમાત્માની શક્તિઓ પણ અહિં થઇ શકે તેમ નથી. અહિં વાક્યશેષમાં જણાવ્યું છે કે **युक्ताह्यस्य हरयः शता दश,** એમાં હરિ એટલે અશ્વ અર્થાત્ ઇન્દ્રિયો અર્થ છે અને ઇન્દ્રિયોની બહુતાનું પ્રતિપાદન પરમાત્માની શક્તિના પ્રતિપાદનમાં ઉપયોગી નથી. વળી **अयं वै हरयोऽयं वै दश च सहस्राणि बहूनि चानन्तानि च**–આ સર્વ ઇન્દ્રિયો તે પરમાત્મા જ છે—એ પ્રમાણે વાક્યશેષમાં એ ઇન્દ્રિયોનો પરમાત્માસાથે અભેદ કહ્યો છે તે પણ વાદીના પક્ષથી વિરુદ્ધ ઠરે છે. તેથી સ્પષ્ટ છે કે અહિં માયાશબ્દ પૂર્વપક્ષીએ કહેલા અર્થમાં નથી અને આ પ્રકરણ પરમાત્માસાથે સર્વનો અભેદ પ્રતિપાદન કરી પ્રપંચના નિષેધમાં જ તાત્પર્યવાળું છે.

**मृत्योः समृत्युं प्राप्नोति** એ વાક્યના સંબંધમાં પૂર્વપક્ષીએ કહ્યું હતું કે એ અભેદોપાસનાને વિધાન કરનાર છે. એમાં પ્રપંચનું મિથ્યાત્વ કહ્યું નથી પણ અભેદોપાસનાની સ્તુતિરૂપ અર્થવાદ છે, આ પણ અયોગ્ય છે. કેમકે તેમ હોય તો **नेह नानास्ति किंचन** એ પ્રકારે અહિં દ્વૈતનો નિષેધ કર્યો છે તે વ્યર્થ ઠરે છે. વળી આ ઉપાસનાનું પ્રકરણ નથી પણ તત્ત્વને પ્રતિપાદન કરનારું પ્રકરણ છે, તેથી તેને ઉપાસનાપર લેવું એ ભ્રાન્તિ વિલસિત છે. આ આખા પ્રકરણની પૂર્વાપર પર્યાલોચના કરવામાં આવતાં એ નિષ્પ્રપંચ બ્રહ્માત્મત્વનો બોધ કરવામાં તાત્પર્યવાળું જ જણાય છે. યદ્યપિ આ પ્રકરણમાં કોઈ કોઇ વાક્ય ઉપાસનાનું પ્રતિપાદન છે. **आयुर्होपास्ते, मृतं विज्ञाय प्रज्ञां कुर्वीत, सर्वस्येशानः अन्नादो वसुदानो विरते वसु यएवं वेद** ઇત્યાદિ. ઉપાસના તથા તેના ફળને જણાવનાર શ્રુતિ આ પ્રકરણમાં છે, પણ એ ઉપાસના પ્રાસંગિક હોવાથી પ્રકરણના તાત્પર્યરૂપ એ લઇ શકાય તેમ નથી. નિષ્પ્રપંચ બ્રહ્મનું જ આ પ્રકરણ શ્રવણના ષડ્ લિંગથી તપાસતાં જણાય છે અને તેથી એની સ્તુતિમાટે જ આ ઉપાસનાનો અનુવાદ છે અને એ વિધિ નથી, કેમકે તેમ લેતાં અહિં તરત જ વાક્યભેદરૂપ દોષ પ્રાપ્ત થાય છે. વળી આ પ્રકરણમાં **तमेव धीरो विज्ञाय, तमेव मन्ये** ઇત્યાદિ પ્રસંગમાં **एव** પદ વાપર્યું છે. એ પદ અવધારણરૂપ અર્થમાં પ્રસિદ્ધ છે. એના અર્થપ્રતિ લક્ષ કરતાં નિશ્ચય થાય છે કે પૂર્વ વા-

ક્યમાં **यस्मिन् पंच पंचजना आकाशश्च प्रतिष्ठितः**—જેમાં પાંચ પ્રાણ તથા આકાશ રહેલાં છે, એમ કહેલું હોવાથી બ્રહ્મ સપ્રપંચ છે એવું ભાન થાય છે તેનો આ પદથી નિષેધ કરી નિષ્પ્રપંચતાનું પ્રતિપાદન કર્યું છે. **प्रज्ञां कुर्वीत** એ વાક્યમાં પણ પ્રજ્ઞાશબ્દવડે, વિજ્ઞાનશબ્દ પ્રતિપાદ્ય જે પરોક્ષજ્ઞાન તેનાથી અન્ય સાક્ષાત્કારરૂપ જ્ઞાન તે જણાવ્યું છે અને એ અનવધિ સુખાત્મસ્વરૂપ હોવાથી ફલરૂપ છે તેથી વિધિનો વિષય નથી. **सर्वस्यवशी** ઇત્યાદિ વાક્ય સ્તુત્યર્થવાદરૂપ છે તેથી બ્રહ્મમાં વશિત્વાદિ ગુણનું પ્રતિપાદન કરતું નથી.

આ પ્રમાણે વિવિધ આગમપ્રમાણો જેનો અસત્ય અર્થ પૂર્વપક્ષીએ કલ્પેલો હતો તે અયુક્ત ઠરવાથી પ્રપંચના મિથ્યાત્વને જણાવનાર જાગ્રત છે, તેથી કેવલ અનુમાન નહિ પણ તે સાથે શ્રુતિપ્રમાણ પણ મિથ્યાત્વને સાધનાર છે.

શ્રુતિના સંબંધમાં પૂર્વપક્ષીએ જણાવ્યું હતું કે એ શબ્દપ્રમાણ છે અને, તેથી પ્રત્યક્ષની અપેક્ષા રાખનાર છે માટે સાપેક્ષ છે અને પ્રત્યક્ષ નિરપેક્ષ છે તેથી શ્રુતિ પ્રત્યક્ષનો બાધ કરી નહિ શકે ઇત્યાદિ, તે મનોરથમાત્ર છે. આગમપ્રમાણ (શબ્દપ્રમાણ) સાપેક્ષ છે એ સાચું છે પણ તે કયા અંશમાં? શબ્દના શ્રવણમાં, પદ અને પદાર્થનો સંબંધ જાણવામાં એ સાપેક્ષ છે પણ એની સાપેક્ષતા એથી આગળ વધતી નથી. પ્રત્યક્ષ તથા તેનો વિષય પારમાર્થિક છે એ વાતની શબ્દને અપેક્ષા નથી, એ અંશે શબ્દ પ્રમાણ સાપેક્ષ નથી. માટે એ અંશનો બાધ કરવામાં આગમની સ્વતંત્રતા વિરાજે છે. પ્રત્યક્ષાદિથી જણાતો ભેદ વ્યાવહારિક છે એ જ્ઞાન શ્રુતિથી વિરોધી નહિ હોવાથી શ્રુતિ એનો બાધ કરતી નથી. પ્રત્યક્ષાદિથી જે ભેદ જણાય છે તે વ્યાવહારિક હોવાથી, શ્રુતિ જ્યારે એમ કહે કે એ ભેદ પારમાર્થિક નથી ત્યારે શ્રુતિ અને પ્રત્યક્ષનો વિરોધ જ નથી. બંને પ્રમાણો સત્યને જ જણાવે છે. તોપણ શ્રુતિ એ જણાવવામાં સ્વતંત્ર હોય એમાં શો બાધ આવે છે. શ્રુતિઓ પરસ્પર વિરુદ્ધ અર્થને જણાવે છે માટે એનું પ્રામાણ્ય ન્યૂન છે એમ જે પૂર્વપક્ષીનું કહેવું થયું છે તે પણ અયોગ્ય છે. શ્રુતિ અવિચ્છિન્ન સત્યને જ જણાવે છે. આપાતતઃ પ્રતીત થતો વિરોધ શમન ન કરાય તો તે વિરોધ જોનારનું અસામર્થ્ય છે અને તેનો દોષ શ્રુતિને નથી. **न हिंस्यात् सर्वा भूतानि०** ઇત્યાદિ વિરુદ્ધવત્ જણાતાં વાક્યોમાં સામાન્ય વિશેષભાવ લેવાથી, ક્વચિત્ ઐચ્છિક વિકલ્પ લેવાથી, અને ક્વચિત્ વ્યવસ્થિત વિકલ્પ લેવાથી અવિરોધ થઇ શકે છે. ષોડશિનું ગ્રહણ એ ઇચ્છાનુસાર કરવામાં આવતું હોય અહિં ઐચ્છિક વિકલ્પ છે અને ઉદિત હોય તથા અનુદિત હોય તેને શાખાવાળાએ તે પ્રકારે કરવાનો છે માટે એમાં વ્યવસ્થિત વિકલ્પ છે. તેથી તે તે શ્રુતિનો ભિન્ન ભિન્ન વિષય હોવાથી સર્વની ઉપપત્તિ થઇ શકે છે અને તેથી એમાં વિરોધ નથી. આ જ નિયમથી કર્મકાણ્ડ તથા જ્ઞાનકાણ્ડનો પણ વિષય ભિન્ન ભિન્ન છે તેથી એ બેની વચ્ચે પણ વિરોધ નથી. કર્મકાણ્ડનો વિષય ભેદ છે અને તેથી કર્માનુષ્ઠાન છે તથા તેનો અધિકારી શુદ્ધાન્તઃકરણવાળો, અપરોક્ષજ્ઞાનરહિત પુરુષ છે ત્યારે જ્ઞાનકાણ્ડનો વિષય અભેદ છે અને તેથી કર્મનો ત્યાગ છે તથા એનો અધિકારી બ્રહ્માત્મૈક્યના અપરોક્ષ જ્ઞાનવાળો પુરુષ છે. એક વિદ્યાવસ્થાને અવલંબન કરે છે ત્યારે અન્ય અવિદ્યાદશાને આશ્રિત થઇ રહે છે. આ પ્રમાણે બંનેનો વિષયાદિ ભિન્ન છે તેથી એ બેની વચ્ચે લેશ પણ વિરોધ નથી, એકથી બીજું અસત્ય થતું નથી પણ તે તે અધિકારી

માટે સત્ય રહે છે. તેથી શ્રુતિપ્રમાણમાં કોઇ રીતનો વિરોધ નથી અને તેથી એ સ્વતંત્ર પ્રમાણ છે. એ પ્રમાણ પ્રપંચનું વાસ્તવિક મિથ્યાત્વ જણાવે છે. તેથી મિથ્યાત્વ સપ્રમાણ છે એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે મિથ્યાત્વનું લક્ષણ દોષરહિત થઇ શકે છે તથા એની સિદ્ધિ વિવિધ પ્રમાણોથી થાય છે તેથી સ્પષ્ટ સમજાય છે કે આ સઘળો દ્વૈત પ્રપંચ આત્મામાં જે વિલસી રહ્યો છે તે અનાદિ અનિર્વચનીય અવિદ્યાને લીધે જ વિલસી રહ્યો છે.

(અપૂર્ણ.)

---

# શ્રીભામિનીભૂષણપ્રવચન.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૯૪ થી ).

**ભક્ષક**—પણ મારે ખરેખરું કહેવાનું છે તે તો આગળ આવે છે.

**નિષેધક**—પાછળ આવ્યું તે તો પા નહિ પણ પૂરું ઊગ્યું સિદ્ધ થયું; આગળ આવશે તે પણ આ ગળી જશે.

**ભક્ષક**—ઠંડા પ્રદેશમાં માંસાહારવિના ચાલી શકે એમ જ નથી.

**નિષેધક**—તો તમારું એ વચન ગળી જનાર મારો સર વિલિયમ લૉરેન્સ બહાદુર સો વરસ જીવો ! એ વીરો કહે છે—" That men can be *perfectly* nourished, and that their physical and intellectual copabilities can be *fully* developed in any climate by a diet *purely vegetable*, has been proved by such *abundant* experience that it will not be necessary to adduce any formal arguments on the subject." " કોઈ પણ પ્રકારની હવામાં તદ્દન શુદ્ધાહારથી મનુષ્યોને સંપૂર્ણ રીતે પોષણ મળી શકે છે અને તેમની શારીરિક તથા માનસિક શક્તિઓનો સંપૂર્ણ રીતે વિકાસ થઈ શકે છે એ વાત એટલા પુષ્કળ અનુભવથી સિદ્ધ થઈ ચૂકી છે કે એ વિષે કંઇ પણ રીતસર દલીલ કરવાની જરૂર રહેતી નથી. " મારા હૉલિ બહાદુર આમ છેક ભૂલકણા કેમ બની જાઓ છો ? જાપાન, જર્મનિ તથા ઈંગ્લંડના દાખલા મેં આપ્યા તે ઠંડા મુલકના હતા કે ગરમ મુલકના હતા ?

**ભક્ષક**—ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે કાસ્મીરજેવા ઠંડા મુલકમાં પણ માંસાહારજેવા ગરમ ખોરાકની જરૂર નથી ? (ભાર મૂકીને) અરે, કાસ્મીરની વાત જવા દોને. ઉત્તર ધ્રુવના પ્રદેશમાં રહેતા જંગલીઓ તમારો શુદ્ધાહાર કયા બજારમાં લેવા જવાના છે ! તેમને તો માંસાહારવિના છૂટકો નથી !

**નિષેધક**—ધન્ય છે પરોપકારમૂર્તિ આપને ? ઉત્તર ધ્રુવના રહેવાસીઓ માટે આટલી બધી દાઝ ! તેઓ મગરમચ્છની ચરબી ખાઈ જીવે છે તો તે પ્રયોગ તમે કેમ કરતા નથી? વળી મારાઉપર પણ આપનો કેટલો બધો ઉપકાર ! મારે શો જવાબ દેવો તે આપે જ

મને સુઝાડયું છે—'તેમને તો માંસાહારવિના છૂટકો નથી.' તમે તો આપદ્ધર્મનું શાસ્ત્ર સામાન્ય શાસ્ત્રરૂપે ઠોકી બેસાડવા માગતા હો એમ લાગે છે. તેમને માંસાહારવિના ચાલે **એમ નથી,** પરંતુ તમને ચાલે એમ છે કે નહિ? વિકરાળ અનાવૃષ્ટિકાલે ચાંડાલથી રંધાતુ માંસ પણ વિશ્વામિત્રની નજરે ચઢયું હતું એવી દશામાં તમે આવી પડયા છો કે કેમ? જો એમ હોય તો મારે બોલવાપણું જ નથી. માટે ઝટપટ કહી દો.

**ભક્ષક**—તમે ગમે તેમ કહો પણ ગરમ પ્રદેશમાં માંસાહારની જેવી લહેજત આવે છે તેવી તમારા વનસ્પતિઆહારની આવતી નથી.

**નિષેધક**—ઠેકડા ઠીક મારવા માંડ્યા છે! જરૂર ઉપરથી લહેજતઉપર આવ્યા. મારા લહેજતલાલ! ત્યારે તો તમે સુરતી જન્મ્યા હોતતો ઠીક થાત. "સુરતનું જમણ ને કાશીનું મરણ" એ કહેવત જે આધારઉપરથી પડી છે તેનો તમે પ્રત્યક્ષ પુરાવો આપી શકત. હવાનું બહાનું કાઢી તમારા બંધુઓ ઉલટા હાસ્યપાત્ર બને છે. ઠંડા પ્રદેશમાં તેઓ કહે છે કે અહિંની હવામાં અમને માંસાહારવિના ચાલે એમ નથી. હિંદુસ્તાન અને આફ્રિકાજેવા ગરમ મુલકમાં ભલે ચાલતું હોય. એમ બોલનાર તમારા બંધુ બહાદૂરની બદલી હિંદુસ્તાનમાં કે આફ્રિકામાં થાય છે તો શું તે પોતાનો માંસાહાર છોડી દે છે અને શુદ્ધાહારી બને છે? ગરમ પ્રદેશમાં તેની દલીલ જૂદી છે. સિંહલદ્વીપથી મિ. એડમ્સ નામનો શુદ્ધાહારી જણાવે છે" "The most amusing part is that nearly every one says, it is all very well being a vegetarian in England, in a cool climate like that, but out here in this hot, depressing and enervating climate you must have meat, and some add alcoholic stimulant." "સર્વથી વિનોદજનક એ છે કે દરેક માણસ એમ કહે છે કે ઇંગ્લંડજેવા ઠંડા મુલકમાં વનસ્પતિ આહારી થવું એ બધું ઠીક છે, પરંતુ અહિંની ગરમ હવા, જે મનુષ્યને ખિન્ન અને કર્મકાવન કરનાર છે, તેમાં તો માંસની જરૂર છે, અને કેટલાક વધારો કરી એમ કહે છે કે મદ્યની પણ જરૂર છે."

**ભક્ષક**—એ બધું ઠીક, પરંતુ એક વાત કાઢીશ ત્યારે આવું હસતું મોઢું નહિ રહે.

**નિષેધક**—જેથી તમે મારું મોઢું રડતું કરવા માગો છો એવી તે કઇ વાત છે?

**ભક્ષક**—તમારા પ્રાચીન ઋષિમુનિઓ શું સમજી માંસ ખાતા હતા?

**નિષેધક**—તેઓ એમ સમજી માંસ ખાતા હતા કે આપણે કહીશું તે લોકો કરશે, આપણે કરીશું તે કરશે નહિ.

**ભક્ષક**—અર્થાત્ તેઓ દેખાડવા માટે અને ચાવવા માટે બે-દાંતી હતા.

**નિષેધક**—બે દાંતે તે માંસ ચવાતું હશે? એમ તો તેઓ પૂરા બત્રીસ-દાંતી હતા.

**ભક્ષક**—કહેવું કંઇ અને કરવું કંઇ એની પ્રથા ત્યારે એ પવિત્ર ઋષિમુનિઓએ જ પાડી હશે!

**નિષેધક**—એમ છેક નહિ. એમના ગુરુઓના ગુરુથી પડી છે.

**ભક્ષક**—બ્રહ્માથી?

નિષેધક—એનાથી પણ પૂર્વે.

ભક્ષક—વિષ્ણુથી ?

નિષેધક—એનાથી પણ પૂર્વે

ભક્ષક—શંકરથી ?

નિષેધક—હા, હેક શંકરથી. ક્ષીરસાગરના મંથનથી ઉત્પન્ન થયેલું હાલાહાલ વિષ પીને સાક્ષાત્ શંકરે એ બે દાંતનો સિદ્ધાંત સ્થાપ્યો છે. શંકરે દુનિયાને બોધ દીધો છે. હું વિષ જેરવી શકું છું, પરંતુ તમારે કોઇએ વિષ પિવું નહિ, મારામાં તપનો અગ્નિ છે તેથી વિખ ભસ્મ થઇ જાય છે; તમારામાં એ અગ્નિ નથી તેથી તમે જો એ પ્રયોગ કરશો તો તમારા રામ રમી જશે. ધ્યાનપૂર્વક **ભાગવત** વાંચશો તો તમને સમજાશે કે શ્રીકૃષ્ણે પણ બે દાંત સંપ્રદાયનું સમર્થન કર્યું છે. શ્રીકૃષ્ણે કહ્યું છે. હું ૧૬૧૦૮ ગોપીઓ સાથે ક્રીડા કરી શકું છું, કારણ કે મારામાં ઐશ્વર્ય છે, મદન મારો દાસ છે, હું મદનનો દાસ નથી; ૧૬૧૦૮ ગોપીઓ જે ક્ષણે મારી સાથે ક્રીડા કરતી હોય છે તે જ ક્ષણે મારા ઐશ્વર્યથી તેમના પતિઓને પણ તેઓ પોતાની સોડમાં સુતેલી જણાય છે, તમે જો તેમ કરવા જશો તો ૧૬૧૦૮ પલક પણ તમારા પ્રાણ ટકી શકશે નહિ.

" શંકર અને કૃષ્ણના આ બે દાંત સિદ્ધાંતના આપણે અધિકારી થયા છીએ કે નહિ ?" તેનો પ્રયોગ આર્યભૂમિના પ્રાચીન ઋષિમુનિઓએ કરી જોયો તો તેમને પણ સમજાયું કે આપણા તપના અગ્નિમાં માંસાહારના અનર્થો ભસ્મીભાવને પામે છે. તેઓએ પણ કહ્યું છે કે-અમે માંસ ખાઇ શકીએ છીએ તમે ખાશો તો પસ્તાશો કારણ કે જપતપનું બળ તમારામાં નથી.

ભક્ષક—છેવટે જપતપનું " હંબગ " કાઢ્યું ખરૂં હું ધારતો જ હતો કે એવા કોઇ કોઇ ધતિંગઉપર આવી ઠરશો. પેલી જપતપ ક્લબના તમે પણ મેમ્બર છો કે શું ?

નિષેધક—મારા પણ ભોગ કેની કે ડાકટરની દવા માફક આવે છે, તેથી એ "હં-બગથી" છૂટી શકાતું નથી.

ભક્ષક—મને તો તમારી દયા આવે છે.

નિષેધક—તે કરતાં વધારે દયા તમારી મને આવતી હોય તો !

ભક્ષક—તો એ વાત ફરી કોઈ પ્રસંગે બોલો ત્યારે તમે એમ જ કહેવા માગો છો કે ઋષિ મુનિઓએ માંસ ખાઇ ભૂલ કરી ન હતી ?

નિષેધક—ત્યારે તમે પણ એમ કહેવા માંગો છો કે થયેલી ભૂલ સુધારવાનો હક તમને મને ખરો પણ ઋષિમુનિઓને નહિ ?

ભક્ષક—ત્યારે તમે એમ તો કહો છો કે તેઓ માંસાહારથી દૂષિત થયા હતા.

નિષેધક—મારી મશ્કરીને એમ કહેવડાવવા જ માગતા હોય તો લાચાર છું, પરંતુ તે સાથે મારે એટલું પણ કહેવું પડશે કે ભૂલથી દૂષિત થયા પછી તેઓ ભૂલસુધારાવડે ભૂષિત પણ થયા હતા.

ભક્ષક—શી રીતે ?

નિષેધક—**મહાભારત** વાંચો, મૂળ **મહાભારત** ગાગરભટનું મહાભારત તમે સાંભળ્યું હશે, પરંતુ તે તમને આ બાબત કામ આવશે નહિ. **અનુશાસનપર્વ** ના અધ્યાય ૧૧૩

થી ૧૧૬ વાંચવાથી તમને સમજાશે કે આણુશય્યાઉપર સુનેલ દાદા ભીષ્મે માંસાહાર અને શુદ્ધાહારસંબંધી કેવું સુંદર, સચોટ અને સર્વગ્રાહી વિવેચન કર્યું છે.

**ભક્ષક**—એ બધું વાંચવાથી મને ફુરસદ નથી. સાર કહી સંભળાવો.

**નિષેધક**—નવલકથાઓ વાંચવાની ફુરસદ રહે છે અને **મહાભારત** વાંચવાની ફુરસદ રહેતી નથી! કદાચ **મહાભારત** તમને ભારે પડતું હશે. લો ત્યારે તેનો સાર તમને, લીબિગના વિવિધ માંસોના સારની પેઠે, ઝટપટ પચી જશે. સાંભળો **મહાભારત**માં કહ્યું છે કે માંસાહારસંબંધી ઋષિઓના અનેક સંવાદો થયા છે, અને છેવટે તેઓ એ જ નિર્ણય ઉપર આવ્યા છે કે મનુષ્યનું શ્રેય માંસાહારમાં નહિ પણ શુદ્ધાહારમાં રહ્યું છે; અર્થાત્ ઋષિઓએ જો ભૂલ જ કરી હોય તો આખરે તેઓએ તે સુધારી પણ છે; પ્રાણીઓનું માંસ પુત્રના માંસની બરાબર છે, તેથી તે ખાવું જોઈએ નહિ; માંસાહારથી આધ્યાત્મિક વિનિપાત થાય છે અને સ્વર્ગની હાનિ થાય છે; માંસાહારથી મલિન થયલા કાન સ્વર્ગીય સંગીત સાંભળી શકતા નથી; સપ્તર્ષિઓ, સૂર્યકિરણને પિનારા ઋષિઓ, નારદ, બૃહસ્પતિ, માર્કંડેય આદિનો એ જ આદેશ છે કે માંસાહારનું વર્જન કરવું; પૂર્વ કાલમાં તો કેટલાક પુણ્યાત્મા રાજાઓએ પોતાનું માંસ અર્પણ કરી પ્રાણીઓના માંસનું રક્ષણ કર્યું હતું. ઘાસ. લાકડું પત્થર એ કશામાંથી માંસ મળતું નથી પરંતુ હિંસાથી જ માંસ મળી શકે છે, તેથી માંસાહાર કરવા યોગ્ય નથી; ઋષિઓના પ્રશ્નના ઉત્તરમાં પૂર્વે વસુ રાજાએ, માંસ ખાવા યોગ્ય નથી એવું જાણવા છતાં, કહ્યું હતું કે માંસ ખાવાયોગ્ય છે, તેથી તેનું આકાશથી પૃથ્વીઉપર અને પૃથ્વીથી પાતાલમાં પતન થયું હતું; પછી અગસ્ત્ય ઋષિએ ઉગ્ર તપશ્ચર્યા કરી અરણ્યની મૃગજાતિને દેવકાર્ય તથા પિતૃકાર્યમાટે અર્પણ કરી; આથી દેવો તથા પિતરોમાટે પશુઓનો જે વધ કરવામાં આવે છે તે અદોષ છે એમ મનુ મહારાજે કહ્યું છે; બીજા કેટલાક ઋષિઓ તો કહે છે કે યજ્ઞનિમિત્ત તથા શ્રાદ્ધનિમિત્ત થતી હિંસા પણ કેટલેક અંશે દોષયુક્ત છે; તોપણ જીભના ચટાકામાટે માંસ ખાવું એ તો નરકમાં જવાની જ નિશાની છે; પૂર્વ યજ્ઞનો પશુ વ્રીહિરૂપ હતો, અર્થાત્ યજ્ઞમાં અનાજ હોમાતું, પશુવધ કરાતો નહિ; વેદનું વલણ પણ હિંસાનિવૃત્તિમાં છે, હિંસાપ્રવૃત્તિમાં નહિ; અમુક પ્રસંગે જ, અમુક પશુનો જ વધ કરવો એવી રીતે નિયમ બાંધી વેદ હિંસાનું નિયંત્રણ કરવાનો જ પ્રયત્ન કરે છે; **માંસ** નો અર્થ પણ કેવો ચમત્કારિક છે! **માં** એટલે મને, અને **સઃ** એટલે તે.

**ભક્ષક**—**માંસ**નો અર્થ મને તે, એ થયો. વ્યાકરણથી એટલી મને ગમ છે કે મને એ પહેલો પુરુષ સર્વનામ છે, અને "તે" એ ત્રીજો પુરુષ સર્વનામ છે.

**નિષેધક**—નો વ્યાકરણથી શબ્દો અધ્યાહાર પણ રહે છે, તે પ્રમાણે માંસનો અર્થ નીચેપ્રમાણે થાય છે—પ્રાણી કહે છે, 'મને તે ( માંસાહારી મનુષ્ય ) આ જન્મમાં ખાય છે તેથી તેને હું આવતા જન્મમાં ખાઈશ.'

**ભક્ષક**—ઓ બાપરે! ડોસા વ્યાસના લખાણમાં પણ આવી મશ્કરી આવતી હશે?

**નિષેધક**—મશ્કરી કરવાનો અધિકાર એકલા તમને છે એ તમે જ્યાંસુધી સિદ્ધ કરી શકો નહિ ત્યાંસુધી બીજાનો અધિકાર પણ તમારે સ્વીકારવો પડશે.

( અપૂર્ણ )

---

# સંસારમાં સઘળું પ્રતિકૂલ.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૦૬ થી. )

## પ્રકરણ ૯.

તારાકુમારીને ત્યાં ચંદ્રવદની ચારુશીલાની સાથે વાતચીત કરીને વિનાયક જ્યારે ઘેર જવા નીકળ્યો ત્યારે રાત્રિના લગભગ આઠ વાગ્યા હતા. શુક્રવારની સાંજે વિનાયકને પોતાને ત્યાં આવવાનું અને ચારુશીલાની મુલાકાત કરાવી આપવાનું તારાકુમારીએ તેને વચન આપ્યું હતું, એ પ્રસંગ વાચકને સ્મરણમાં હશે જ. તે પ્રસંગ આવ્યો, અને વહી પણ ગયો, પરંતુ તેની ખરી અસર થવાનો આરંભ તો હજી હમણા જ થતો હતો. તે સાંજની મુલાકાત મોટે ભાગે આનંદજનક નીવડી હતી; માત્ર એક જ બાબતમાં વિનાયકને અસંતોષ ઉત્પન્ન થયો હતો. આમ છતાં, તારાકુમારીના ઘરમાંથી નીકળીને માર્ગમાં જ્યાંસુધી તે આવ્યો ન હતો, ત્યાંસુધી, આ અસંતોષનું તેને તેના હૃદયમાં ભાન થયું ન હતું. કેટલોક માર્ગ કાપ્યાવિના, તેને ઘેર જવાની ટ્રામ તેને હાથમાં આવે, એમ ન હતું, અને માર્ગમાં ધીમે ધીમે ચાલતાં તે વિચાર કરવા લાગ્યો.

તેના વિચારપ્રમાણે ચારુશીલા તેને ઘણી સુંદર અને મનોહર જણાઇ હતી. એમ છતાં હૃદય કેવળ પરવશ થઇ જાય, એટલી મનોહર તે તેને જણાઇ ન હતી. તે સર્વાંગે આકર્ષક હતી, તેનાં નેત્ર તેજસ્વી તથા માર્દવયુક્ત હતાં, તથા તેની નાસિકા તથા વદનનો ઘાટ રમ્ય હતો. સામાન્ય મનુષ્ય આથી વધારે સુંદર મુખના ઘાટની ભાગ્યે જ કલ્પના કરી શકે, અને તોપણ તેમાં કંઇક અપૂર્ણતા હોય એવું લાગ્યા કરતું.

તે મૂર્ખ ન હતી. બોલવેચાલવે તથા રીતભાતમાં સુશિક્ષિત સ્ત્રીના જેવું જ તેનું વર્તન હતું; અને તોપણ જેને તે સર્વદા ઉંચા પ્રકારના સંસ્કાર કહેતો, અને જે એક ઉત્તમ સ્ત્રીમાં હોવા આવશ્યક છે, એવું તે માનતો, તે તેનામાં સ્વલ્પ અંશમાં પણ ન હતા. અને જે સ્ત્રીમાં આ નથી, તેનાથી મને કદી પણ સંતોષ થાય એમ નથી, એવું તે હંમેશાં કહેતો હતો. યથાર્થ સ્ત્રીમાં જે ઉંચા પ્રકારનું લાવણ્ય હોવું જોઇએ, તે તેનામાં તેને જણાયું ન હતું. વળી તેના સ્વરમાં એક પ્રકારની એવી તો શૂન્યતા હતી કે જેથી સ્પષ્ટ થતું હતું કે તેના ગાવાથી કોઇનું પણ હૃદય ભાગ્યે જ દ્રવે. અને મધુર કંઠવિનાની સ્ત્રી સમરાંગણમાં શસ્ત્રવિનાના સૈનિકજેવી છે. સામા મનુષ્યના હૃદયને પ્રસન્ન કરવાનો તે સર્વ પ્રકારનો પ્રયત્ન કરતી, અને તેથી સહવાસને માટે તે લાયક હતી, પરંતુ પત્નીને માટે તો ન હતી. આમ છતાં જેટલી વાર તેનો સમાગમ તેને રહ્યો હતો, તેટલા સમયમાં તેણે ખાસ રસ ઉપજે એવું કશું જ કહ્યું ન હતું. પરંતુ આ વાત વિનાયકના લક્ષમાં તે એકલો પડ્યો ન હતો ત્યાંસુધી આવી ન હતી.

ચારુશીલાને વિનાયકે જોઇ તે ક્ષણથી જ તેને એમ લાગ્યું હતું કે આ સ્ત્રીએ મારું હૃદય હરી લીધું છે, અને તેથી જ તારાકુમારીને ત્યાંથી પોતાને ઘેર જવાને ઉઠતી વખતે તેણે 'વળી પાછાં આપણે અમુક દિવસે પુનઃ મળીશું' એમ કહીને ચારુશીલાને પુનઃ મળવા આવવા પોતાની ઇચ્છા જણાવી હતી. પણ તારાકુમારીના ઘરના વાતાવરણમાંથી બહાર આવ્યા પછી હવે તેનું મન કંઇક બદલાયું હતું. તેને જણાયું કે ચારુશીલાના સંબંધમાં ઉંચા વિ-

ચાર બાંધવામાં મેં ભૂલ કરી છે. આમ છતાં, છેલ્લી ક્ષણે પુનઃ મળવા આવવાની, તે પણ અમુક દિવસે મળવા આવવાની કબુલાત તે આપી ચુકયો હતો. આવી કબુલ કેવો પરિણામ આવશે તેનો કશો વિચાર તે ક્ષણે તેને આવ્યો ન હતો. વળી આવી કા આપતી વખતે, તેના 'મનોરાજ્યની એક જ સ્ત્રી' સાથે ચારુશીલા સ્વલ્પ અંશમાં પણ રાબરી કરી શકે એમ ન હતી, તેનું પણ તેને ભાન રહ્યું ન હતું, એ પણ આશ્ચ પ્રસંગ બન્યો હતો.

તારાકુમારીને ત્યાં વિનાયક આવ્યો તે ક્ષણથી જ વિનાયકનું અને ચારુશી હૃદય એકબીજાની સાથે ગંઠાઈ જાય, એવો પોતાનાથી બનતો સર્વ પ્રયત્ન કરવામાં કુમારીએ કશી જ કચાશ રાખી ન હતી. વિનાયક અને ચારુશીલા પોતાનામાં રહેલી તમ બુદ્ધિને અને લક્ષણોને બહાર પ્રકટ કરવાનો પ્રયત્ન કરે, એ પ્રકારે તેણે વાર્તાનો કાઢ્યો હતો. ચારુશીલા સ્ત્રીઓમાં એક અમૂલ્ય રત્નરૂપ છે, એવું વિનાયકના મનઉપર વવાને, તથા તે જ પ્રમાણે વિનાયક એ પુરુષોમાં એક અનુપમ પુરુષ છે, એવું ચા લાના મનઉપર ઠસાવવાને તેણે તેઓ બંને ન સમજે એવી રીતે પોતાનાથી બનતો કર્યો હતો. આ બંનેનું એકબીજાના ઉપર આકર્ષણ થાય, એ તેનો ઉદ્દેશ હતો, અને તે વિજયી થઇ હતી. ગાળે ગાળે તે ગમે તે નિમિત્ત કાઢીને, થોડી ક્ષણો ઓરડા બહાર જતી રહેતી, અને જ્યારે જ્યારે વિનાયક ઉઠવાની તૈયારી કરતો ત્યારે કંઈક પ્રસંગ કાઢતી કે જેથી વળી તેને થોડી વધારે વાર બેસવું પડે.

એક પ્રસંગે ચારુશીલા કંઈક નિમિત્તે ત્યાંથી જરા ઉઠીને બહાર ગઇ હતી, તે સં લાગ સાધીને તેણે વિનાયકને કહ્યું હતું કે મેં મારૂં કર્તવ્ય બજાવ્યું છે. હવે ચારુશ જેવા અનુપમ રત્નને કેવી રીતે તમારૂં પોતાનું કરી લેવું, એ તમારી કુશળતાઉપર અ રાખે છે. જો આ લાગ જવા દીધો તો પછી તમે આખો જન્મ કુંવારા જ રહી જ લક્ષ્મી ચાંલ્લો કરવા આવતાં કપાળ સંતાડવું, એના જેવી મૂર્ખતા બીજી એકે નથી.

વળી એક પ્રસંગે વિનાયકને ઉઠીને બારીઆગળ જવું પડયું ત્યારે તે લાગ તેણે ચારુશીલાના કાનમાં કહી દીધું કે આવો રૂડો અવસર જવા દઇશ તો ફરીફરી કદી મળનાર નથી, એ નક્કી જ જાણજે. અને જે તે રીતે ભુરકી નાંખીને વશ કરી હસતુ મુખ રાખીને તેની સાથે એવી ચતુરાઇથી વાત કર કે તે પાણી પાણી થઇ જાય. પરદેશ શોધીશ પણ આના જેવો બુદ્ધિવાળો, સુંદર અને સદ્ગુણી પતિ તને ક્યાંદિ મળનાર નથી, માટે પક્ષીને જાળમાં સપડાવવામાં જરા પણ ગફલત કરીશ નહિ.

દેખીતી રીતે ઉભયના હિતને અર્થે કરવામાં આવેલી તારાકુમારીની આ સૂચના વિનાયકે તથા ચારુશીલાએ, અમે શામાટે તેમ કરીએ છીએ તે જાણ્યાવિના જ પોતા બનતુ ધ્યાન આપ્યું હતું, અને તારાકુમારીના ઘરમાં બંને સાથે હતાં ત્યાં સુધી તો તે હૃદય જાણે એકબીજાની સાથે એકતાને પામ્યાં હોય એમ જણાતું; અથવા તો એક પામ્યાં છે, એમ તેઓએ કલ્પના કરી હતી, અને આથી જ પુનઃ મળવા આવવાની વકે માગણી કરી હતી.

ટ્રામ હાથ લાગે એવો રસ્તો આવ્યો, અને વિનાયક ટ્રામને ઉભી રહેવાના સ્થળ ગળ ટ્રામની વાટ જોતો ઉભો. થોડી ક્ષણો નહિ થઇ એટલામાં પાસેની દુકાનમાંથી

પોશાક પહેરેલાં ત્રણ મનુષ્યો નીકળ્યાં. આ ત્રણમાં એક પુરુષ હતો, અને બે સ્ત્રીઓ હતી. સ્ત્રીઓમાં એકની ઉમર ચાળીશેક વર્ષની લાગતી હતી, અને બીજીની તેર કે ચૌદ વર્ષની લાગતી હતી. તેમનાં ઉત્તમ વસ્ત્રોઉપરથી તેઓ કોઇ શ્રીમાન્ કુળનાં હશે, એમ તત્કાળ ભાન થતું હતું. દુકાનના ઓટલાઉપરથી પેલા પુરુષે સહજ દૂર ઉભેલી એક બગીતરફ દૃષ્ટિ કરીને 'ભીમા ! ગાડી લાવ' એમ બુમ પાડી. વિનાયક ઓટલાપાસે જ ઉભો હતો, તે આ બુમ સાંભળી પોતાના વિચારમાંથી જાગ્રત્ થયો, અને પાછું મુખ ફેરવીને તેણે તે પુરુષના સામું જોયું. તે પુરુષની નજર પણ વિનાયકના ઉપર પડી. પરસ્પરનાં નેત્ર મળતાં, ઉભયે એકબીજાને ઓળખ્યા, અને પેલા પુરુષે એકદમ મોટેથી કહ્યું, કોણ વિનાયકરાય કે ? અહો ! તમે અહિં ક્યાંથી ? આપણે ક્યાં મળ્યા હતા, તે સ્મરણમાં આવે છે કે?

વિનાયકે ઉત્તર આપ્યો, હા, આપ શ્રીધરરાયની ઓફીસમાં કેટલાક દિવસઉપર પધાર્યા હતા, અને આપણે પાએક કલાક ચર્ચા ચાલી હતી.

તેણે કહ્યું, બરાબર સ્મરણમાં રાખ્યું છે. શ્રીધરરાયે તમારી મારા આગળ ઘણી પ્રશંસા કરી હતી. તેમણે મને જણાવ્યું હતું કે તમારા જેવા મહત્ત્વાકાંક્ષી મનુષ્ય જગતમાં કોઇક જ હશે. આજે સવારે જ આ મારાં બહેન ચંદ્રાનનાઆગળ મેં તમારા સંબંધમાં જ વાત કરી હતી, અને તેથી તમને સત્વર મળવાને મારાં બહેને તીવ્ર ઇચ્છા દર્શાવી હતી. હું તમને ચીઠી લખીને આ રવિવારના દિવસે અમારે ત્યાં આવવા વિનંતિ કરવાનો હતો, એટલામાં તો તમે જાતે જ અત્યારે અહિં મળી ગયા ! કેવું આશ્ચર્યજેવું !

પછી પોતાનાં બહેનતરફ ફરીને તે બોલ્યો, બહેન ! હું સવારે જેમને માટે વાત કરતો હતો, તે જ આ વિનાયકરાય ! પછી વિનાયકતરફ જોઇને તે બોલ્યો, આ મારાં બહેન ચંદ્રાનના. પણ તમે અહિં કેમ ઉભા છો ?

વિનાયકે કહ્યું, હું ટ્રામની વાટ જોઉં છું.

તેણે કહ્યું, અમારી ગાડીમાં જ સાથે ચાલો. અમારે પેડર રોડ જવું છે, તે તમને તમે કહેશો ત્યાં મૂકીને જ જઇશું.

વિનાયકે કહ્યું, હું તમારો ઉપકાર માનું છું. મારું ઘર માર્ગમાં આવે છે, એટલે તમને અધિક પરિશ્રમ નહિ પડે.

પુરુષનું નામ માધવજી હતું. તેણે ભીમાને ગાડી આગળ લાવવાનું કહ્યું, તે પ્રમાણે તેણે આણતાં, આ ચાર જણાં, પોતપોતાની યોગ્યતાપ્રમાણે ગાડીમાં બેઠાં. વિનાયકના બેઠા પછી માધવજીએ કહ્યું, વિનામકરાય ! આ મારી ભાણેજ સુભદ્રા છે. તેના પિતાનો સ્વર્ગવાસ થયે ગઇ કાલ જ બાર માસ થયા છે. તેમને આ અમારી સુભદ્રાવિના બીજું કોઇ સંતાન નથી. તે પોતાની પાછળ ચાળીશ લાખ રૂપૈયા રોકડા તથા વાડી, બાગ, બંગલા વગેરે પુષ્કળ સ્થાવર મિલ્કત મૂકી ગયા છે. વીલમાં તે સઘળાની વારસ અમારી બહેન સુભદ્રાને તેઓ ઠરાવી ગયા છે; પરંતુ તે સાથે તેમણે એવી એક શરત નાંખી છે કે તેનું કોઇ ઉચ્ચ અભિલાષાવાળા, સદ્ગુણી પુરુષસાથે લગ્ન કરવામાં આવ્યાપછી જ આ સર્વ સંપત્તિ તેને મળે. તે પુરુષ ગરીબ ઘરનો હોય તોપણ ચિંતા નહિ. શ્રીમાનના છોકરા સંપત્તિનો દુરુપયોગ કરતા હોવાથી, તથા ઉચ્ચાભિલાષાવિનાના હોવાથી ઉદ્યોગાદિ જે સદ્ગુણો જોઇએ તે તેમનામાં ન હોવાથી તેમનામાં નવી સંપત્તિ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય હોતું નથી,

અને ઘણે પ્રસંગે જે પ્રાપ્ત હોય છે તેનું પણ ઉત્તમ પ્રકારે સંરક્ષણ કરી શકતા નથી. આથી પોતાના જમાતામાં ઉચ્ચાભિલાષનો ખાસ સદ્ગુણ તેમણે પસંદ કર્યો છે. હવે આવા કોઇ પુરુષને હું અને મારાં બહેન ચંદ્રાનનના ઘણા સમયથી શોધીએ છીએ, પણ હજી સુધી અમને તેવો કોઇ મળ્યો નથી. આજ સવારે આ સંબંધમાં વાર્તા નિકળતાં મને અકસ્માત જ તમારા સંબંધમાં શ્રીધરરાયે કહેલાં વચનો સ્મરણ થઇ આવ્યાં, અને મારાં બહેનને તમને જોવાની તત્કાળ ઇચ્છા થઇ આવી હતી. કહે છે કે જ્યારે સારૂં થવાનું હોય છે, ત્યારે અનાયાસ સઘળું અનુકૂળ જ થતું આવે છે, તે આજે ખરૂં પડ્યું; નહિ તો આમ માર્ગમાં આ રીતે તમારો ઓચિંતો મેળાપ ક્યાંથી થાય?

વિનાયકે કહ્યું, આવા પ્રસંગો બનવામાં કારણો તો હોય જ છે, પણ આપણને તે અદૃષ્ટ હોવાથી, અથવા આવા પ્રસંગોનાં કારણો ઉંડા ઉતરી આપણે શોધી કાઢેલાં ન હોવાથી, આમ બનનાર હતું, એમ આપણે કહીએ છીએ.

માધવજીએ કહ્યું, તમારૂં કહેવું ખરૂં છે; પ્રત્યેક વાતનું કંઇ કારણ તો હોય જ છે. પણ હવે આવી ઝીણી વાતમાં બધાંને ઉતરવાનું ક્યાંથી બને? આપણે નિરાંતે કોઇ દિવસ આ સંબંધમાં વાત કરીશું. આપણી આ મુલાકાત કંઇ આટલેથી અટકે, એવું થોડું જ છે. પછી પોતાની બહેનતરફ જોઇને તેણે કહ્યું, બહેન! વિનાયકરાયને તારે કંઇ પૂછવું હોય તો ભલે પૂછજે.

ચંદ્રાનનાએ કહ્યું, વિનાયકરાયજી! તમારોઅમારો આ પ્રથમનો પરિચય છે, તેમાં વળી અમે બૈરાં પડ્યાં, એટલે વળી પુરુષસાથે નિર્ભયપણે વાત કરતાં સંકોચ થાય, એ સ્વાભાવિક છે. મારા ભાઇએ હમણા કહેલી વાત તમે સાંભળી છે. આ મારી પુત્રી સુભદ્રા છે. તેના પિતાએ તેને પોતાનાથી બને તેટલું ઉત્તમ શિક્ષણ આપ્યું છે. તે જીવ્યા હોત તો તેને માટે કોઇ લાયક પતિ શોધી કાઢત, પણ એ ફરજ હવે અમારે માથે આવી પડી છે. મારા ભાઇએ તમારાં મારા આગળ ઘણાં વખાણ કર્યાં છે. તમારી આકૃતિ જોતાં તેમ જ આ સ્વલ્પ પરિચયમાં તમારૂં વર્તન જોતાં તેનું કહેવું ખરૂં માનવામાં સંશય ધરવો ઘટતો નથી. એમ છતાં તમે અસાધારણ ઉચ્ચાભિલાષાવાળા છો, એમ મારા ભાઇ કહે છે, તે શાથી પ્રમાણવાળું છે, તે તમારા મુખથી હું જાણવા ઇચ્છું છું. તમે એવા તે કેવા ઉચ્ચ અભિલાષો ધર્યા છે, તે કૃપા કરી કહેશો?

વિનાયકે લજ્જા પામતાં કહ્યું, તમારા ભાઇનું કહેવું સાચું છે. મારા ઉદ્દેશો ઘણા જ ભારે છે; તે કેવી રીતે હું સિદ્ધ કરી શકીશ, તે હજી સુધી મને અસ્પષ્ટ જ છે.

ચંદ્રાનનાએ કહ્યું, પણ તે શા છે, તેનું સંક્ષેપમાં કંઇક સ્વરૂપ તમે મને નહિ સમજાવો? હું સાચું કહું છું કે તે સાંભળવાથી મને બેહદ આનંદ થશે.

તેની ઇચ્છાને આટલી સત્વર હું શા માટે સ્વીકારૂં છું તેનું ભાન ભૂલી જઇને, તથા પોતાની ગુપ્ત વાત હજી સુધી તેણે કોઇને કહી નથી, તથા જયાંસુધી તે કુંવારો છે, ત્યાં સુધી તે કોઇને તેણે ન કહેવાની પ્રતિજ્ઞા કરી છે, તે સર્વ વિસરી જઇને વિનાયકે કહ્યું, એ સંબંધમાં મારાથી બનશે તેટલું સઘળું હું તમને અવશ્ય કહીશ. પણ આમ માર્ગમાં તે કહી શકાય તેમ નથી; અને કદાચ કહેવા માંડું તો પણ હવે એક બે મિનિટમાં મારૂં ઘર આવી પહોંચે એમ છે.

ચંદ્રાનનાએ કહ્યું, ઘર આવી પહોંચશે તો શી ચિંતા છે? અત્યારે અમારે ત્યાં જ ચાલો. વાળુ ત્યાં કરજો, અને રાત્રે સુઈ પણ ત્યાં જ રહેજો. સવારે અમારી ગાડી તમને તમારે ત્યાં પહોંચાડી આવશે.

વિનાયકે કહ્યું, તમારા મારાપ્રતિના આવા પ્રેમને માટે હું તમારો ઘણો આભારી છું. પણ અત્યારે તમારે ત્યાં આવી શકવા હું અસમર્થ હોવાથી હું તમારી ક્ષમા માગું છું.

ચંદ્રાનનાએ કહ્યું, ત્યારે તમારો વૃત્તાંત સંભળાવવા માટે તમને અનુકૂળ કોઇ સમય કહો. અમારો **ભીમો** તે સમયે ગાડી લેઇને તમને તેડવા તમારે ત્યાં આવશે.

વિનાયકે કહ્યું, ગાડીની કંઈ જરૂર નથી. તમારા કામમાં કંઈ પ્રતિબંધ નડે એવું નહિ હોય તો રવિવારની સાંજે ૭ વાગતાં આવતાં મને અડચણ નથી.

ચંદ્રાનનાએ કહ્યું, પ્રતિબંધ નડે એવું તો કશું છે જ નહિ, અને કદાચ હોય તો પણ તમારે માટે તેવા સેંકડો પ્રતિબંધોને દૂર કરવા પડે તોએ શું થયું. પછી **ભીમા**ને હાંક મારીને તેણે કહ્યું, **ભીમા**! આમ જો! આ ભાઇને રવિવારની સાંજે ૭ વાગતાં આપણે ત્યાં આણવાના છે, માટે આપણી ગાડી બરાબર સાડા પાંચ વાગતાં લેઇને એમને ત્યાં ખડી કરજે, સમજ્યો કે?

**ભીમા**એ કહ્યું, જી બહુ સારૂં, પણ એમનું ઘર ક્યાં આવ્યું?

ચંદ્રાનના વિનાયકને પૂછવા જતી હતી, એટલામાં **વિનાયક** પોતે જ બોલી ઉઠ્યો, સબુર, અહિં જ ગાડી અટકાવો. પછી તેણે ચંદ્રાનનાને કહ્યું, હું આ ખાંચામાં જમણે હાથે પેલા ત્રીજા માળામાં પાંચમી ખોલીમાં રહું છું.

પછી વિનાયક ગાડીમાંથી ઉતર્યો, અને જૂદા પડતી વખતે જે વિનયવચનો ઉભય પક્ષતરફથી બોલવામાં આવે છે, તે બોલાઈ ગયા પછી પોતાને ઘેર ગયો. અડતાળીશ કલાક પછી તેને ચાળીશ લાખની સંપત્તિવાળા એક શેઠને ત્યાં પરોણાતરીકે જવાનું હતું. તેના ભવ્ય બંગલામાં અને આ તેની ઓરડીમાં કેટલો ભારે તફાવત હતો! ત્યાં કોચ, ટેબલો, ખુરશીઓ, તથા અત્યંત શોભાવાળો જેવો જોઇએ તેવો સરસામાન હતો, ત્યારે આ ઓરડીમાં પાથરવાની સુંદર શેતરંજી પણ ન હતી. ત્યાં લક્ષ્મી છોળે ઉછળતી હતી ત્યારે અહિં જીવનના નિર્વાહમાટે જોઇતી વસ્તુઓના પણ વાંધા હતા. ત્યાં બંગલાના આંગણામાં પ્રવેશ કરતાં જ ચાકરો સેવામાં હાજર હતા, ત્યારે અહિં ઓરડીનું બારણું પણ હાથે ઉઘાડવાનું હતું, તથા અંધારામાં ફંફોળીને દીવાસળીની પેટી શોધી કાઢીને દીવો પણ હાથે કરવાનો હતો. ત્યાં નરમ નરમ કોચઉપર બેસવાનું હતું અને ચાકરો આવીને કપડાં ઉતારી તેને યોગ્ય સ્થળે વ્યવસ્થાથી મૂકનારા હતા, ત્યારે અહિં હાથે કપડાં ઉતારીને તેમને પોતાને હાથે જ ખીંટીએ ભેરવવાનાં હતાં. ત્યાં રૂપાના ટાટમાં ભાતભાતનાં તૈયાર ભોજનપર બેસવાનું હતું ત્યારે અહિં હજી હાથે જ ચુલો ચેતવી, બે ભાખરાં શેકી કાઢવાનાં હતાં. કેટલો ભારે તફાવત! અને આવો તફાવત શા માટે? ચાળીશ લાખના ધણીમાં શી એવી વધારે યોગ્યતા, અને વિનાયકમાં શી એવી ઓછી યોગ્યતા કે એકને જ્યારે પાણી કહેતાં દુધ મળે છે ત્યારે બીજાને પાણીનાં બે બિંદુ મેળવતાં પણ ફાંફાં પડે છે! જીવન કેવું વિચિત્ર છે! અને આ બધા વિચારો વિનાયકના હૃદયમાં એક પછી એક સ્ફુરતાં તેનું મન શોકસમુદ્રના કિનારાઉપર ઉભું રહીને અંદર પડવાની તૈયારી કરતું હોય તેમ તેને જણાયું. તે નિઃશ્વાસ

મૂકવાની તૈયારીમાં હતો, એટલામાં પુનઃ કોઇ દિવસ શોકને અથવા ચિંતાને વશ ન થવાની થોડા દિવસઉપર કરેલી પ્રતિજ્ઞા તેને સ્મરણમાં આવી. તે સાવધ થઇ ગયો, અને શોકસમુદ્રમાં ઝંપાપાત કરતા પોતાના મનને તેણે બળથી પકડી રાખ્યું.

વાજીની તૈયારી કરતાં કરતાં તે સુભદ્રાના સંબંધમાં વિચાર કરવા લાગ્યો. ગાડીમાં ચંદ્રાનનાની સાથે વાત કરતાં તેણે પ્રસંગોપાત્ત તેના તરફ દૃષ્ટિ નાંખીને તેનું અવલોકન કર્યું હતું. તેના મુખઉપરથી તથા ચાલતી વાતચીતમાં તેના નેત્રમાં થતા હાવભાવથી તેને સમજાયું હતું કે તે ઘણી બુદ્ધિમાન્ તથા સુશિક્ષિત બાળા છે, પરંતુ તેનું હૃદય તેને જોઇને જરા પણ આકર્ષાયું ન હતું. બીજી બધી વાતે તે ઉત્તમ બાળા જણાતી હતી, પણ તેનામાં એક જ દોષ હતો, અને તે એ કે તેની મુખમુદ્રામાં પુરુષના હૃદયને અનુરાગ ઉપજાવે, એવું કશું જ ન હતું. અને એક સ્ત્રીમાં આ લક્ષણ ન હોવું, એ કેટલું દુર્ભાગ્ય છે! બીજા બધા ઉત્તમ ગુણોની સાથે મનોહારિત્વ એ સ્ત્રીમાં પ્રથમ હોવું જ જોઇએ. તેવિના તેનું સ્ત્રીત્વ બીજી બધી વાતે ઉત્કૃષ્ટ છતાં પણ પુરુષને અપૂર્ણતાનું જ ભાન કરાવે છે. આથી સુભદ્રાસાથે સંબંધ બાંધવાનો વિચારસરખો પણ વિનાયકના હૃદયમાં ઉઠે એમ ન હતો.

તો પછી શા માટે ચંદ્રાનનાને ત્યાં રવિવારે જવાનું તેણે સ્વીકાર્યું? આ પ્રશ્ન તે પોતાના મનને પથારીમાં સુતાં સુતાં પૂછવા લાગ્યો, પણ તેનું કશું સમાધાન તેને મળ્યું નહિ. તેણે ઉંઘવાનો પ્રયત્ન કર્યો, પણ આજે નિદ્રા તેના ઉપર કૃપાળુ થઇ નહિ. ચારુશીલાના તથા ચંદ્રાનનાના પ્રસંગો વારંવાર તેની દૃષ્ટિસમીપ ખડા થવા લાગ્યા, અને વિવિધ તર્કોમાં તેના મનને તાણવા લાગ્યા. આમ આખી રાત્રિ તેની વિચારમાં ને વિચારમાં નીકળી ગઈ. લગભગ છેક સવારમાં તેની આંખ મળી. આથી જ્યારે તે જાગ્યો ત્યારે તેને જણાયું કે આજે તેને ઓફીસમાં જતાં બે કલાક મોડું થશે. આમ છતાં, તેથી તેને વ્યગ્રતા થઈ નહિ, કારણ કે પૂર્વે તે કોઇ દિવસ પણ મોડો થયો ન હતો, એટલું જ નહિ, પણ ઘણી વાર ઓફીસનો વખત વીતી ગયા છતાં પણ તે ત્યાં બે ત્રણ કલાક વધારે બેસતો, અને કામ કરતો.

ઓફીસમાં જતાં, વ્યાપારીવર્ગના લત્તામાં જ્યારે તે આવ્યો ત્યારે તેના હૃદયમાં કોઇ અગમ્ય કારણને લીધે અપ્રસન્નતા સ્ફુરવા લાગી. પોતાના માથાઉપર વિપત્તિનું કોઈ વાદળુ ઝઝુમી રહ્યું હોય, અથવા તો તેના હૃદયને અંધકારમય કરી નાંખે, એવું વાતાવરણમાં જ કંઇ રહેલું હોય એમ તેને જણાવા લાગ્યું. પરંતુ સંકલ્પબળથી તથા થોડા સમયઉપર તેણે કરેલા નિશ્ચયઉપર મનને અખંડ જોડી રાખીને તેણે આ ઉદાસીનતાને પોતાના મનમાં પ્રવેશતી અટકાવી. આમ છતાં તે ઉદાસીનતા તો તેના મનમાં પ્રવેશવાને માટે તેના ઉપર હલ્લો કરતી જ રહી; અને આ વાત તેને જરા પણ ઠીક લાગી નહિ.

ઓફીસમાં આવી પહોંચતાં પોતાની જગાએ બેશીને કામ કરવાનો આરંભ કરતાં પહેલાં, મોડા આવવાને માટે શ્રીધરની ક્ષમા માગવાને તે એકદમ તેની ખાનગી ઓરડીમાં ગયો, પણ ત્યાં અવર્ણનીય માનસિક વ્યથાથી શ્રીધરને ઓરડીમાં આમતેમ ફરતો જોઇને તે આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગયો.

( અપૂર્ણ. )

---

# विपत्तिथी दबवुं के विपत्तिने दबाववी.

બાર વર્ષઉપર કેટલાક તરુણ પુરુષોએ એકઠા મળીને એક મોટા શહેરમાં એક ઉદ્યોગ કરવા નિશ્ચય કર્યો. તેઓ જે ઉદ્યોગમાં જોડાયા હતા તેમાં ઘણો લાભ થાય એવું જણાતું હતું.

આ બાર મનુષ્યોની બુદ્ધિ, કેળવણી અને વ્યાવહારિક જ્ઞાન ઘણાં સારાં હતાં. વળી તેઓમાં સંપ પણ સારો હતો; આથી તેઓને ઓળખનારા સઘળા કહેતા કે આ બાર મનુષ્યોની બનેલી કંપની ઘણું જ સારૂં કમાશે.

શરૂઆતમાં જ તેઓના પાસા સવળા પડ્યા, અને કેટલાક માસસુધી તેમને લાભ જ મળતો ગયો. પણ કોઇ ધંધામાં હંમેશાં જ સવળા પાસા પડે, એવું હોતું નથી. આ નિયમાનુસાર આ તરુણ પુરુષોને પણ કેટલાક માસ વીત્યા પછી તેઓના ઉદ્યોગમાં પુષ્કળ પ્રતિબંધો, અને અડચણો આવવા લાગી.

કોઈ પણ માથે લીધેલા મહત્ત્વના કામમાં મુશ્કેલીઓને ભેટવાનું તો પ્રત્યેક મનુષ્યના નસીબમાં હોય જ છે, પરંતુ જે સાચા બળવાન્ પુરુષો હોય છે, તે આવી મુશીબતો આવી પડતાં કદી પણ ગભરાતા નથી; ઉલટા આવી અડચણો આવી પડતાં તેઓ આનંદને જ માને છે. પરંતુ આ તરુણ પુરુષો આવા સાચા બળવાન્ મનુષ્યો ન હતા; આથી તેઓની દુકાનમાં નિરુત્સાહ, ગ્લાનિ, અને ચિંતા એકદમ વ્યાપી ગયાં. પરંતુ વિપત્તિના ચઢી આવેલા આ પ્રથમ તોફાનની મધ્યમાં તે બારમાંના એક મનુષ્યે નિશ્ચય કર્યો કે હું વિપત્તિથી દબવાનો નથી; વિપત્તિને મારે માથે ચઢી બેસવા ન દેતાં, હું તેના માથાઉપર ચઢી બેસવાનો. હું બળવાન્ અંતઃકરણનો થવાનો. ફાવે તે આવો, પણ વિપત્તિથી હરબડી ન જતાં, હું સર્વદા મારૂં માથું ઉંચું જ રાખવાનો. ખરેખર, તેણે આ ઘણો જ મહત્ત્વનો નિશ્ચય કર્યો હતો.

આપ્રમાણેનો નિશ્ચય કરીને, તે દિવસથી પછી તેણે મનના ઉંચા પ્રદેશમાં રહેવાનો આરંભ કર્યો, અને એક ક્ષણવાર પણ નીચેના પ્રદેશમાં આવવાનું તેણે છોડી દીધું. મનનો ઉંચેનો પ્રદેશ કયો છે, તે તમે જાણો છો? જ્યાં ભય, શોક, ચિંતા વગેરે કોઇ વિકારો કદી પણ ફરકી શકતા નથી, તે મનનો ઉંચેનો પ્રદેશ છે, અને જ્યાં આ વિકારો રાત્રિદિવસ પડ્યા ને પાથર્યા રહે છે, તે મનનો નીચેનો પ્રદેશ છે. આ નીચેના પ્રદેશમાં હજારો મનુષ્યો જન્મથી તે મરણપર્યંત પોતાનું જીવન ગાળ્યા કરે છે. હજારમાં કે લાખમાં એકાદ સંસ્કારી પુરુષ જ ઉપરના પ્રદેશમાં રહે છે. આ તરુણ પુરુષે પણ ઉપરના પ્રદેશમાં રહેવાનો આરંભ કર્યો. ઘણા મનુષ્યો કોઇ સારૂ કામ કરવાનો નિશ્ચય તો કરે છે, પણ આરંભ કરવામાં, કાલ કરીશું, પરમ દિવસે કરીશું, એમ કરીને દિવસોના દિવસો અને મહિનાના મહિના ભાગી નાંખે છે. ઘણાનાં આ રીતે વર્ષોનાં વર્ષો, અને જન્મોના જન્મો પણ વહી જાય છે, પણ આ તરુણ પુરુષે તો નિશ્ચય કરવાની ક્ષણથી જ મનના ઉંચેના પ્રદેશમાં રહેવાનો આરંભ કર્યો. સુખના દિવસોમાં તે જેટલી પ્રસન્નતા દર્શાવતો હતો, તેટલી જ પ્રસન્નતા તે દુઃખના દિવસોમાં પણ દર્શાવવા લાગ્યો. જ્યારે મુશ્કેલીઓનું ઘમઘોર કાળું વાદળું ચઢી આવ્યું ત્યારે તે લમણે હાથ દઇને, હવે શી વલે થશે, એવા વિચારોમાં ચિંતા કરતો બેશી ન રહ્યો, પણ મુશ્કેલીઓને ટાળવાને, અને

દુઃખઉપર વિજય મેળવવાને પૂર્વકરતાં વધારે દૃઢ નિશ્ચય તેણે કર્યો.

તેના વિનાના બાકીના અગીયાર જણે આ પ્રકારનો નિશ્ચય કર્યો નહિ. તેમણે શા માટે તેવો નિશ્ચય નહિ કર્યો હોય, તેનું કારણ તો આપણા જેવાને અગમ્ય જ રહેવાનું. આવી ઘણી બાબતોના આપણને ખુલાસા જડતા નથી, તેવો આનો પણ ના જડે તો મુઝાવાનું કારણ નથી. કદાચ આવા નિશ્ચયથી કશો જ લાભ નથી, એવું તેઓએ જાણ્યું હશે. પણ એવું તેઓએ શા માટે જાણ્યું, એવો બીજો પ્રશ્ન પાછો નીકળે છે, માટે એવા ઉંડા પાણીમાં હાલ પડવાનું કારણ નથી. કોઈ સમયે નિરાંતે તેમાં પડીશું. આજે તો આ વાતમાંથી બોધ લેવાનું જે આપણું કર્તવ્ય છે, તે જ કરીએ, એટલે થયું.

સુખ આવ્યે જગતના બધા જ મનુષ્યો રાજી રાજી થઇ જાય છે, અને દુઃખ આવ્યે અથવા દુઃખનો સંભવ જણાયે લાંબાં મોં કરી રડવા અથવા ચિંતા કરવા મચી પડે છે. આ અગીયાર જણા પણ જગતના આ ચાલતા ચીલામાં જ ચાલવા લાગ્યા. પશુઓને ચાલતા ચીલામાં જ આંખો મીચીને ચાલવું બહુ ગમે છે. ઘણા પરોણા મારવામાં આવે છે ત્યારે જ તેઓ ચાલતા ચીલામાંથી બહાર નીકળે છે. સામાન્ય મનુષ્યો પશુજેવી બુદ્ધિવાળા છે. તેઓનાથી જુના ચીલાનો ત્યાગ થઇ શકતો નથી. કોઇ વિરલ જ નવો માર્ગ કાઢે છે, અને તે માર્ગે વહે છે. આ અગીયાર મનુષ્યો સામાન્ય હતા, એટલે જગતનાં બધાં મનુષ્યો જેમ કરે છે, તેમ લમણે હાથ દઇને રડવા લાગ્યા, તથા હાય હાય! હવે શું થશે, એવી ચિંતા કરવા લાગ્યા. પેલો બારમો મનુષ્ય જ વિરલ હતો. તે સઘળાઓને ચીલે ચાલે એવો ન હતો.

જે વખતે ઉદ્યોગ ધમધોકાર ચાલવા માંડ્યો હતો, તે વખતે જેમ એક પક્ષથી માલનો પુષ્કળ ઉપાડ થતો હતો, તેમ અન્ય પક્ષથી પુષ્કળ નવો માલ ખરીદવો પડતો હતો. વેચાણ થયેલા માલનાં નાણાં ધારવાપ્રમાણે સત્વર પતાં નહિ, અને નવો માલ આપનારાઓનાં નાણાં મુદતસર ન ચુકવી આપવાથી તેઓના તરફથી પ્રતિદિન તગાદો વધવા માંડ્યો. આપ્રમાણે જેમ જેમ તગાદો વધતો ગયો તેમ તેમ પેલા અગીયાર મનુષ્યોની ચિંતા વધતી ગઇ. ચિંતામાં ને ચિંતામાં તેઓની ઉંઘ પણ જતી રહી. માત્ર આપણો વિરલ તરુણ પુરુષ જ આ સમયમાં નિશ્ચિંતપણે ઉંઘતો. પણ આ ઉંઘ બેદરકારીની ન હતી. તે જાણતો હતો કે ઉઘરાણીનાં નાણાં વસુલ કરવાને માટે શારીરિક શ્રમની જરૂર છે; અને શારીરિક શ્રમ શરીર સારૂં હોય છે, તો જ થઇ શકે છે, અને સારૂં શરીર, સારી પેઠે નિદ્રા લેવામાં આવે છે, તો જ રહે છે. આથી પોતાની ઉંઘમાં ખલેલ પહોંચે એવું કશું જ તેણે કર્યું નહિ. તેણે ચિંતા કરતા પથારીમાં પાસાં ઘસતા પડ્યા રહેવાનો અયોગ્ય માર્ગ ગ્રહણ કર્યો નહિ. તે નિયમિત સમયે રાત્ર સુઇ જતો, અને યથાર્થ રીતે ઉંઘતો; અને સવારમાં જ્યારે તે કામઉપર જોડાતો ત્યારે શરીરના, મનના અને આત્માના પૂર્ણ બળથી કામ કરતો. નિસાસા નાંખવાને માટે અને ચિંતા કરવાને માટે તે ઉદ્યોગમાં જોડાયો ન હતો, પણ વિજયને પ્રાપ્ત કરવાને જોડાયો હતો, અને તે જાણતો હતો કે જો વિપત્તિઉપર તેણે જય મેળવવો જ છે તો પછી તેણે વિપત્તિને દેખીને ઢીલાઢસ ન જ થવું જોઇએ; વિપત્તિના ખુંદ્યા તેણે ખુંદાવું ન જ જોઇએ, પણ વિપત્તિના માથા ઉપર પોતાનો પગ મૂકીને વિપત્તિને ખુંદવી જોઇએ.

જ્યારે જ્યારે ધાર્યાપ્રમાણે ઘાટ ન હોતો ઉતરતો ત્યારે પેલા અગીયાર જણા નિરાંતે ખાતા પણ નહિ, અને ઉંઘતા પણ નહિ; અને જ્યારે જ્યારે કંઇ ખરાબ સમાચાર આવતા ત્યારે તેઓ ઢગલાજેવા થઇને જમીનપર પડતા. પરંતુ આપણા વીર પુરુષના સંબંધમાં આવું કશું જ બનતું નહિ. ગમે તેવા ખરાબ સમાચાર સાંભળવામાં આવે, અથવા ભવિષ્ય ગમે તેવું ખરાબ દેખાય તોપણ તે હસ્યા જ કરતો; અને આ હસવું શું ફીકું૨ય હતું કે ? બિલકુલ નહિ. ઉલટું તે ખરેખરૂં, દૃઢ નિશ્ચયવાળું, અને ભવિષ્યમાં વિજયના સંબંધની પૂર્ણ શ્રદ્ધાને સૂચવનારૂં હતું. જાણે આ પ્રકારે હસીને તે વિપત્તિને કહેતો ન હોય કે તારામાં મને દાબી દેવાનું કશું જ સામર્થ્ય નથી, તું મારે મન મગતરાજેવી છે, અને હું તને ક્ષણમાં ચોળી નાંખીશ.

વિવિધ પ્રસંગોમાં નિરુત્સાહ અને ભય તેને નરમઘેંશ ન કરી નાંખે એટલા માટે બળવાન્ અને નિશ્ચયાત્મક વિધિવાક્યો વારંવાર બોલીને તે પોતાના મનને બળવાન્ કરતો. આવી ચઢેલો તગાદો ટાળવા, જોઇએ તેટલું રોકડ નાણું દુકાનમાં ન હોય તે સમયે તે મનમાં દૃઢતાથી બોલતો કે 'પૈસા ગમે ત્યાંથી પણ અમને મળવા જ જોઇએ; અમારી પાસે તે આવવા જ જોઇએ; અમને તે મળવાના જ.' અને તેટલી દૃઢતાને તથા નિશ્ચયને અંતઃકરણમાં પ્રકટાવીને આ વાક્યો તે સેંકડો વાર બોલતો. જ્યારે તેને પોતાના મનમાં દુર્બળતાનું ભાન થતું, અને એમ લાગતું કે હવે મન ઢગલો થઇ જવાની તૈયારીમાં છે તે વખતે તે વારંવાર પોતાના મનસાથે બોલતો કે 'હું બળવાન્ છું, હું બળવાન્ છું, હું બળવાન્ છું.' જ્યારે કોઇ વાત ધાર્યાપ્રમાણે બનતી નહિ ત્યારે તે મોટેથી વિલાપ કરતો નહિ. તે બગડેલી બાજીને પોતાનાથી બને તેટલી સુધારવાનો શાંતિથી તરત પ્રયત્ન કરવા માંડતો, અને તે પ્રયત્નના કાળમાં પોતાના મનસાથે વારંવાર બોલતો કે 'આ કામ આપ્રમાણે થવું જ જોઇએ. તે પ્રમાણે થવાને માટે જ તે નિર્માણ થયું છે. અમે તેનો સુપરિણામ આણ્યાવિના રહેવાના જ નથી.' આપ્રમાણે જે કોઇ પ્રતિકૂળ પ્રસંગ બનતો તે પ્રત્યેક પ્રસંગે તેનું મન અખંડ બળવાન્ રહે, શુભને જ જોયા કરે, સુખને આપનાર વિષયનું જ ચિંતન કર્યા કરે, તથા શ્રદ્ધાવાન્, વિશ્વાસયુક્ત અને અડગ રહે એટલા માટે તે પ્રસંગને બંધબેસતી આવે, એવી તે કોઇ દૃઢ નિશ્ચયાત્મક ભાવના કર્યા કરતો.

જે દુકાનમાં આવાં લક્ષણોવાળો માણસ હોય તે દુકાનનો ધંધો, વેપારની મંદી છતાં તથા ઉપરાઉપરી મુસ્કેલીઓ આવી પડવા છતાં, વધે અને તે પણ પ્રતિદિન અધિક અધિક વધે, એ સ્વાભાવિક છે; અને વળી એ પણ સ્વાભાવિક છે કે આવા દૃઢ નિશ્ચયપ્રમાણે વર્તન કરનાર મનુષ્યનું પોતાનું જીવન પણ વિકાસને પામ્યાવિના રહે જ નહિ. અને થયું પણ તેમ જ. વિપત્તિથી દુર્બળ થતા જવાને બદલે તે પ્રત્યેક વિપત્તિથી અધિક અધિક બળવાન્ થતો જ ગયો, અને તેનું ગુપ્ત કારણ એ જ હતું કે વિપત્તિથી તે દબાઈ જતો ન હતો, પણ વિપત્તિને પોતાના પગતળે દાબતો; વિપત્તિના સમુદ્રમાં તે ડુબી જતો ન હતો પણ વિપત્તિના સમુદ્રઉપર તે પોતાનું વહાણ હંકારતો. જ્યારે જ્યારે દુકાનઉપર કોઇ ખરી કસોટીનો પ્રસંગ આવી પડતો ત્યારે પેલા અગીયાર જણાનાં ગાત્ર ચીંથરાજેવાં શિથિલ થઇ જતાં, પણ આ વિરલ પુરુષ તો તે પ્રસંગમાં આરોગ્ય, વીર્ય, બળ, અને આત્મસંયમની જાણે સાક્ષાત્ મૂર્તિ ન હોય તેવો દેખાતો; સ્વલ્પમાં લડાઇમાં ઉતર્યા પહેલાં તે જેટલો બળ-

દેવી છું. પ્રાણિમાત્રના પરમેશ્વરે મને પ્રાણિમાત્રના નિકટના નિકટ સંગી થવાને મોકલી છે. મનુષ્યમાત્રની સાથે સર્વદા રહીને તેમનું વિપત્તિમાત્રથી રક્ષણ કરવા અને તેમને સર્વોત્તમ શિખરે સ્થાપવા મને અહિં મોકલવામાં આવી છે. પણ—શોકની વાત છે કે જેને હું ચાહું છું, જેની હું સંગી થવા—સદાની સંગી થવા ઈચ્છું છું, તે મારા સામું પણ જોતા નથી. હું તેમની પાસે જવા યત્ન કરૂં છું, તેમ તે દૂર જતા જાય છે. જેમને હું સહાય થવા ઇચ્છું છું, તેઓ મને પામી શકતા નથી, અને તેથી મારે તેમની પાસેથી હવે જવું જોઇએ. ઘણું ધૈર્ય રાખીને હું જગતના અનેક મોટાસરખા ગણાતા મનુષ્યોપાસે રહી છું, પણ તેમણે મારો સ્વીકાર કર્યો નથી. મને સ્વીકારી તેઓ દુઃખમાત્રથી દૂર થઇ તેમની સર્વ ઇચ્છાને સિદ્ધ કરવા તેઓ સુભાગ્યવાન્ થાય એવું મને લાગતું નથી. તેમના પ્રદેશમાં રહેવામાં મેં થોડું ધૈર્ય રાખ્યું નથી, છતાં તેઓ મને જોઈ શક્યા નથી—મારો ઉપયોગ કરી શક્યા નથી—તેથી હવે હું તેમની સંગી થઈ શકું એમ નથી—તેમનાથી હું દૂર જઇશ. તેમ છતાં પણ એટલી દૂર તો નહિ જ જાઉં કે જ્યાંથી જેમની સંગી થવા હું ઈચ્છું છું, તેઓ મને ઘણા ધીમા સ્વરે અથવા ઇશારામાત્રથી બોલાવે તો હું તેમનો ધીમો સ્વર ન સાંભળી શકું અથવા ઈશારો ન જોઇ શકું, અને તેથી તેમની પાસે ન આવી શકું. મારા વહાલા બાળક! તારો શોક અને તારી ઇચ્છા આ તારા રમણીય બાગના મધુર સુવાસની વાયુમય લહરિઓસાથે મારી પાસે આવ્યાં, અને તેથી તત્કાળ હું આવી છું. શું તારે આ નાના સુંદર છોડ અને મનોહર પુષ્પોજેવા થવું છે? હું તને કહું છું કે તું આ આખા બાગ અને બીજી સઘળી વસ્તુઓકરતાં શ્રેષ્ઠ છે, વધારે રમણીય છે. જો કે તું આ તારા અપંગ શરીરને જ જુએ છે, અને તેનો જ અનુભવ કરે છે, અને તોપણ એ તારા ફાટ્યા તુટ્યા ઝભ્ભાની અંદર કાંઇક અત્યંત આશ્ચર્યકારક અને અત્યંત રમણીય એવું છુપાઇ રહેલું છે કે જેનું વર્ણન કરી શકાય એમ નથી. એ એવું અદ્ભુત છે કે જે લાંબો સમય અને તેથી પણ લાંબો સમય—અખંડ—જીવશે, અને વૃદ્ધિને પામશે કે જેટલા સમયમાં આ સુંદર બાગનાં કોમળ પુષ્પો ચીમળાઇ, સુકાઈ અદૃશ્ય પણ થઈ ગયાં હશે. મારા હૃદયરૂપ વહાલા બાળક! જે હું કહું છું તે તું અંદરથી શ્રવણ કરે છે અને તેને માને છે? તથા આ મારૂં સત્ય તારૂં હૃદય શું સદાને માટે ધારણ કરી રાખવા તૈયાર છે? તો તારા આ અપંગ શરીરરૂપી ઝભ્ભાની અંદર રહેલું એ ગુપ્ત તને શ્રેષ્ઠપદે સ્થાપશે. તને આરોગ્ય, ઐશ્વર્ય અને સમગ્ર બળ આપશે. તને જગત્‌માં સર્વથી ઉપયોગી બનાવશે. શું તું તે ઇચ્છે છે?'

'હા—હા—હે શ્રદ્ધાની દેવિ! હું એ જ ઇચ્છું છું, મારી એ જ ઇચ્છા છે. હું મારા પોતાનામાં જ પ્રવેશીશ. તમે મારી સાથે રહેજો. અને એમાંનું બધું મને બતાવજો. હું જગતમાં અત્યંત ઉપયોગી થઉં એવું હે દેવિ! મારામાં મને બતાવો' અને આ કહેતાં તે જાગી ઉઠ્યો, અને તેજ સુંદર બાગ પુનઃ જોયો; પરંતુ આ વખતે તે બાગના વાયુનો પ્રત્યેક મધુર પ્રવાહ તેને સ્પર્શતાં તે શ્રદ્ધાને જ સ્પર્શતો હોય—તેની સાથે પેલી દિવ્ય શ્રદ્ધા સ્પર્શ કરતી હોય એમ તેને અનુભવ થયો. સ્વપ્નની એ શ્રદ્ધાની દેવીના જીવંત શબ્દો તેના અણુ-અણુમાં રૂપેરી ઘંટડીસરખો મધુર રવ કરી રહ્યા. તેની અંતરની દૃષ્ટિથી—તેના અંદરના શરીરથી એ શ્રદ્ધાની દેવી કદાપિ વિખૂટી પડતી જણાઈ નહિ. તેને પોતાના અંદરના અણુ-અણુમાં ઓતપ્રોતએકરૂપ થઈ રહેલી અનુભવવા લાગ્યો. દરેક પળે તે શ્રદ્ધાની દેવીના શબ્દોને

સ્મરણ કરવા લાગ્યો, અને તેનું વચન થોડા સમયમાં સત્યરૂપે પ્રત્યક્ષ થયું.

આજે એ પૂર્વનો દુઃખી બાળક એક અત્યંત સમર્થ પુરુષ થયો છે. અંદરથી અને બહારથી તે અદ્વિતીય બની રહેલો છે. શ્રદ્ધાની રમણીય દેવી નિરંતરની તેની નિકટની સંગી થઇ રહી છે. અને આ જ પ્રમાણે જે સ્ત્રી અથવા પુરુષ શ્રદ્ધાની દેવીને નિકટની સંગી કરી રાખે છે, તેઓ સર્વ ખરે જ બાગના ખીલેલા પુષ્પ કરતાં અનેકગુણઅધિક વિકાસને પામી જગતને અત્યંત ઉપયોગી થઇ રહે છે.

---

મનમાં કામને જોડવા કરતાં કામમાં મનને જોડવું એ કાર્યસિદ્ધિનું પ્રધાન લક્ષણ છે. આજે મનમાં આપણે હજારો કામને જોડીએ છીએ, તેથી કામને સિદ્ધ થવામાં જોઇએ તેવી પુષ્ટિ મળતી નથી. કામમાં મન જોડીએ છીએ તો જ સિદ્ધિ અથવા ફળપ્રાપ્તિ થાય છે. કામનો નિશ્ચય કરી તેમાં મન જોડવાથી મનને એક વસ્તુમાં રહેવાનો અભ્યાસ પડે છે. અને મનમાં કામ જોડવાથી હજારો કામ મનમાં જોડાય છે, અને મનનું બળ તેમાં વહેંચાઇ જાય છે. તેથી હજારો કામના વિચારો મનને આપવા જરૂર નથી. એક કામ કરવાનું નિશ્ચય કરો અને તેમાં મનને જોડો. તેમાં સ્થિરતાથી જોડાતું મનના બળનું પોષણ કામને મળશે. મનમાં કામને જોડવાથી મનને વધારે બહિર્મુખ કરવાનું થાય છે, જ્યારે કામમાં મનને જોડવાથી તેને અંતર્મુખ થવાનો અભ્યાસ પડે છે.

કામમાં તેઓ ઘણા જ વેગથી વિજયી થતા જણાય છે અને એ લક્ષણો જેમણે પ્રત્યેક કામમાં વિજયને મેળવવો છે, અને કામને પોતાનાતરફ વધારે આકર્ષવું છે તેમને ઘણાં જરૂરનાં છે.

સેસિલ કહે છે કે કામમાત્રનો મૂળ પાયો તે તેની વ્યવસ્થા છે, અને સમયના નિયમિતપણાશિવાય કોઇ પણ વ્યવસ્થા ઉત્તમ રીતે ગોઠવાતી નથી. કોઇ પણ કામ કરવાની વ્યવસ્થા કરવામાં સઉથી પ્રથમ સમયના નિયમિતપણાની અથવા વાયદાના ખરાપણાની પ્રથમ જરૂર છે. માત્ર ,સમયની અપ્રમાણિકતાને લીધે દીધેલા વાયદા અથવા મુદત વારંવાર ચુકી જવાને લીધે, હજારો કામોમાં મનુષ્યને નિષ્ફળતા મળે છે. જ્યાં વિજયની અથવા લાભની સંપૂર્ણ આશા હોય, ત્યાં આ સમયનું અપ્રમાણિકપણું પરાજય અથવા હાનિને ઉપજાવે છે. હજારો ઉછરતા ઉદ્યમી યુવકો તેમના કામમાં સમયના બેદરકારીપણાને લીધે, અને વાયદાઓમાં જુઠા પડવાને લીધે, સહજ આવી મળતા હજારો લાભના પ્રસંગોને તેઓએ ગુમાવી દીધા હોય છે. તેમની કામ કરવાની સૂક્ષ્મ બુદ્ધિ. કુશળતા અને શક્તિઉપર તેઓએ આ એક દોષને લીધે પાણી ફેરવી દીધું હોય છે. તેઓનું એવું બેઢંગપણું, કહેવા કરતાં ગમે તેટલું મોડું કામ કરવાની ટેવ—એને લીધે, તેમની કામ કરવામાં ગમે તેવી બુદ્ધિ અને કુશળતા હોવા છતાં તેમના માલિક અથવા શેઠના વિશ્વાસ તથા સંતોષને મેળવી શકતા નથી. પોતાના ઉપર અથવા માલિકની પ્રીતિ મેળવવાની સંપૂર્ણ શક્તિ અને સર્વ સંભવો હોવા છતાં આ એક દોષને લીધે તેઓ તે સંબંધમાં સર્વદા દુર્ભાગી રહે છે, અને સહજમાં મળનાર ધન તથા યશના મોટા લાભઉપર જરા જરામાં છીણી મૂકી દે છે.

દીર્ઘસૂત્રીપણું અથવા કોઇ પણ કામ કરવામાં પ્રયોજનવિનાનો વિલંબ, એ ગુણનો મનુષ્યના પરાજયસાથે ઘણો સારો સંબંધ રહેલો છે. એ દીર્ઘસૂત્રીપણાને લીધે ઘણા લાભના કામમાં ઉલટી ખોટ આવી જાય છે, અને હજારો અમૂલ્યસરખા જીવનનો મનુષ્ય કલ્પના કરે તેના કરતાં પુષ્કળ પ્રમાણમાં ક્ષય થાય છે. આ દીર્ઘસૂત્રીપણાને લીધે, અર્થાત્ જે વખતે જે કામ કરવું જોઇએ તે વખતે અને જેટલા વખતમાં જે કામ પૂરું કરવું જોઈએ તેટલા વખતમાં તે કામ પૂરું ન કરતાં તેમાં પ્રયોજનવિના વિલંબ કરવાથી સહજમાં વિજયને આપનાર યુદ્ધે વિજયને બદલે હાર ખવરાવી છે, સહજમાં લાખો રૂપૈયાની સંપત્તિને આપનાર વ્યાપારમાં સંપત્તિને બદલે ગંભીર ખોટો ઘણાને આવી છે, જન્મપર્યંતની ભીડ ભાગી જાય એવી અનુકૂળતા થવાના પ્રયત્નમાં તેમ થવાને બદલે ઉલટી વધારે ભીડ ઘણાના જીવનમાં ઉભી થઇ છે. ઘણા વ્યાપારમાં એ દીર્ઘસૂત્રીપણાને લીધે હાનિકારક ઉથલપાથલો થઇ ગઇ છે, આગગાડીના ભયંકર અકસ્માતો કે જેનાથી હજારો સ્ત્રી પુરૂષોના જાનની ખુવારી થઇ જાય છે, અને જેનાથી સેંકડો ઘરો તથા કુટુંબો કે જેમાં આનંદની લહરિઓ વહ્યા કરતી હોય છે, ત્યાં શોકની ભયંકર છોળો ઉછળે છે. આ બધું સમયના અપ્રમાણિકપણાને આભારી છે.

મુદતબંધી કામ અથવા ધારેલા જ સમયે કામ પૂર્ણ કરવાનો આગ્રહ સંપત્તિ તથા વિજયને અપાવે છે, કામના ભારને બહુ ઓછો કરે છે, કામ કરવાની કુશળતાને બહુ ઉંચા પ્રકારની કરે છે, અને તેની જ સાથે કામ કરનારના અંતરની ગુપ્ત શક્તિઓને પ્રકાશમાં આણે છે, અને તેના જીવનમાં વધારે સુખનો સંચય કરે છે. હજારો મનુષ્યો કે જેઓએ પોતાના કાર્યોમાં સાચો વિજય મેળવ્યો છે તેઓ ખાતરીબંધ એક અવાજે કહે છે તેઓને જે અ-

અભ્યુદય અને સંપત્તિ પ્રાપ્ત થયાં છે અને થાય છે તે મુખ્યત્વે કરીને સમયના નિયમિતપણાને લીધે જ છે. તેની જ સાથે તેઓ એ પણ એટલી જ ખાતરીપૂર્વક કહેવાને તૈયાર છે કે સમયમાં અપ્રમાણિકપણું કરતાં ગમે તેવો વિજય મળવાનો ૯૯ સંભવ હોય તેમાંથી વિજયને બદલે ભયંકર હાનિ મળે છે. અને સમયના નિયમિતપણાને લીધે સહજ કાર્યમાંથી પણ પ્રસંગે મહાન્ અણધાર્યો લાભ નીકળી આવે છે. તેઓ તમને કહેશે કે કાર્ય કરવાનો ખરો સમય તે 'આજ' છે. 'આવતી કાલ' એ મોટામાં મોટી ભ્રાંતિ અથવા અજ્ઞાન છે. 'આવતી કાલની' કલ્પનાએ અનેક મનુષ્યોને ઈશ્વર થતા અટકાવી પશુકરતાં પણ હલકી સ્થિતિમાં મૂકી દીધા છે, તથા મનુષ્યના ભાગ્યનો કટોકટીનો સમય તે આજ અને હમણાંનો છે. એ સમયને જે સાધે છે તે જ જીતે છે, અર્થાત્ સુભાગ્યને પ્રાપ્ત કરે છે.

'આજ કરવાનું હોય અને જે આજ કરી શકો એમ હો તે કાલઉપર મુલતવી રાખતા નહિં' એ એક સમર્થ ઉપદેશ છે. હજારો શાસ્ત્રીઓ અને પુરાણીઓ વેદાંત તથા પુરાણની નિત્ય કથા કહી સંભળાવીને જે નથી કરી શકતા, તે આ એક વાક્ય, તેને આચારમાં મૂકતાં કરી આપે છે. ડ્રેક્સીલીયસ ( Draxilius ) ને એક વખત પૂછવામાં આવ્યું કે તે આટલું બધું કામ શી રીતે સિદ્ધ કરી શકે છે, તેને તેણે કહ્યું હતું કે, 'એક વર્ષને ત્રણસેં પાંસઠ દિવસો છે, અથવા ૮૭૬૦ કલાકો છે. આટલા બધા કલાકોમાં જે કંઇ કરવું હોય તે મનુષ્ય કરી શકે છે.'

સમયની પ્રમાણિકતા અથવા નિયમિતપણાનો સદ્‌ગુણ એ એક મોટામાં મોટા સદ્‌ગુણોમાંનો એક છે. જે મનુષ્ય પોતાના વચનને પાળે છે અર્થાત્ કહેલા વખતે કામ કરી આપે છે, અને જરૂરના વખતે જે કંઇ જોઇએ તે હરેક પ્રયત્ને કરી મેળવી આપે છે તે મનુષ્યઉપર આપણો સ્વાભાવિકરીતે પ્રેમ બંધાય છે, તથા તેના તરફ માનબુદ્ધિ ઉપજે છે, અને મુખમાંથી એકાએક જ તેની સ્તુતિના—ધન્યવાદના—શબ્દો નીકળી જાય છે. આ શબ્દો કોણ બોલે છે? આપણે નહિં, આપણામાં રહેલા ઈશ્વર. તેમને પ્રકટતો એ સંતોષ કહો, પેલા મનુષ્યનું શું હિત ન કરી શકે?

એથી ઊલટું જે મનુષ્ય જ્યારે ત્યારે મોડો જ હોય છે, વખતસર કામ તૈયાર કરી લાવવાને બદલે આ જરા બે દહાડાનું કામ બાકી છે, શું કરૂં શેઠ! ઘરમાં જરા ગરબડ જેવું છે.' એવું કહેનાર મનુષ્ય આપણા તિરસ્કારને પાત્ર થાય છે. ખરૂં જોતાં એના ઘરમાં ગરબડ હોતી નથી, પણ તેના અંતરમાં જ હોય છે. વ્યાપારની શાખામાં વ્યવહારના સંબંધમાં, નોકરીના કામમાં, મિત્રતાના કામમાં, શિષ્યની પદવીમાં, અને ઉપરીપણાના અધિકારમાં—ક્યાંહિ પણ સમયનું અપ્રમાણિકપણું કોઇને રુચિ ઉત્પન્ન કરતું નથી; દરેક સ્થિતિમાં પછી તે ઉપરીપણાની હોય કે અધીનપણાની હોય, પણ તે પ્રત્યેકમાં સમયના નિયમિતપણાની જ જરૂર છે.

સામુદાયિક કામમાં એટલે બે પાંચ દશ જણા મળી જે કામ કરવાનું હોય તેમાં આ સમયનું અપ્રમાણિકપણું જો એક માણસથી પણ નથી સચવાતું, તો તેથી તે દરેકને સરખી હાનિ થાય છે. એકની ઢીલને લીધે બાકીના બધાને ઢીલ ખમવી પડે છે. ચાર માણસે સાથે મળી સ્ટેશન જવાને ગાડી ભાડે કરી હોય, તેમાં એક મનુષ્ય વિલંબ કરે છે, અને

તેથી સ્ટેશનઉપર ગાડીના વખતે નથી પહોંચાતું અને ગાડી ઉપડી જાય છે, તો તે એકને લીધે દરેકને સરખી હાનિ ખમવી પડે છે. તેવા પ્રસંગે નાનોસરખો જણાતો સમયના અનિયમિતપણાનો દોષ મહાસમર્થ હાનિને કરે છે. તેવામાં બીજા બધા કરતાં પ્રથમ સમયના નિયમિતપણામાં ખાસ ધ્યાન રાખવું જરૂરનું છે.

સમયના કટોકટીના પ્રસંગમાં જેઓ સમયમાં પ્રમાણિક હોતા નથી તેઓ કદાપિ લાભને પામતા નથી. થોડા વખતમાં વધારે કાર્ય સિદ્ધ કરવાની અપૂર્વ કળાથી તેઓ અજાણ્યા જ રહે છે, અને તેવાઓના આખા જીવનમાં સામાન્ય પ્રમાણ કરતાં પણ બહુ જ ઓછાં યોગ્ય કાર્યો થાય છે. સમયમાં નિયમિત રહેનાર પોતાનામાં એવા સામર્થ્યને ઉપજાવે છે કે જેથી તેનાં કાર્યો અમુક વખતમાં જ અને તે ઉત્તમ પ્રકારે સિદ્ધ કરવાને શક્તિમાન્ થાય.

કોઇ મનુષ્યે સમયની કટોકટીમાં હોય, એવા વખતમાં તેને સમયમાં ખલેલ કરવું. અર્થાત્ તેના સમયની અવ્યવસ્થા કરવી એ કોઇ પણ મોટા પુરુષની નીતિ અથવા પ્રમાણિકતા નથી. મોટા થવા માટે બીજા માણસોના નિયમ બાંધેલા સમયને માન ન આપતાં ગમે તે સમયે ગમે તે કરવું એ જનસમાજના નિયમમાં મોટો અપરાધ છે. નિયમિત સમય કરતાં મોડા આવવું એ ઘણા મોટા માણસોનો અભ્યાસ હોય છે, અને તેમાં પોતાની મોટાઇ સમજે છે. પણ જેઓ સમયના પ્રમાણિક છે, તેઓના અંતઃકરણમાં તેના વિષે જરા પણ માનબુદ્ધિ કે મહત્તાનો ભાવ ઉપજતો નથી. યથાર્થ મોટા મનુષ્યો કોઇ પણ કામના નક્કી કરેલા સમયમાં તેને વહેલો મોડો કરી ડખલ કરતા જ નથી, તેઓ સમયમાં પૂર્ણ પ્રમાણિક જ હોય છે. એક ચીતારાએ મહારાણી વિકટોરીયાની છબી ચીતરવાને માટે પ્રથમથી તેમની અનુજ્ઞા મેળવી તે ઉપયોગી કાર્ય માટે પ્રથમ સમય નક્કી કરવામાં આવ્યો. બરાબર સમયે મહારાણી તે સ્થળે હાજર થયાં પણ પેલો ચીતારો આવી શક્યો નહિ. એ ચીતારો સમયનો પૂરો પ્રમાણિક ન હતો, અને તે એ ચીતારાના ભાગ્યના ઉદયનો પૂરેપૂરો વખત હતો. કારણ કે આ ઉપર જ તેની આશાની સિદ્ધિનો સંભવ હતો. તે પછી આવ્યો, પણ ઘણો મોડો કે જ્યારે મહારાણી 'પોતે હવે પાછાં નહિ આવે' એવો સંદેશો બીજાને કહીને ત્યાંથી નીકળી ગયાં. યથાર્થ મોટાઇવાળાં મનુષ્યો આ પ્રમાણે સમયમાં પ્રમાણિક જ હોય છે. મહારાણીએ સમયમાટે આપેલું વચન પાળી તેઓ પ્રમાણિક થયાં, જ્યારે એક જ ઉપરથી નાનાસરખા જણાતા દોષને લીધે હોંશીયાર ચીતારો દુર્ભાગી રહ્યો, અર્થાત્ કોકાળે મળનાર અપૂર્વ કીર્તિ તથા પૈસા બંને સાથે મળવાના અવસરમાં તે બંનેને ગુમાવી બેઠો.

જમવાનું આમંત્રણ ૧૧ વાગે કર્યું હોય તેને બદલે પછી એક કે બે વાગ્યાસુધી જમવાની વ્યવસ્થા ન કરતાં જમવા આવનારને તપાવ્યા કરવા એવું ઘણા માણસોને ત્યાં હોય છે. આ એક પ્રકારની જમવા આવનારને મોટામાં મોટી શિક્ષા છે. તેઓના ઘણા ઉપયોગી કાર્યોનો આપણા આઠ કે બાર આનાના જમણમાટે તેમને ભોગ આપવો પડે છે, તેઓ આપણા આગ્રહને લીધે ના કહી શકતા નથી, અને આવીને પછી તેઓને પોતાનાં નિયમિત કાર્યોમાં ઘણી હાનિને ભોગવવી પડે છે. બીજાને જમવાનું આમંત્રણ કરીએ છીએ તે આપણે કંઇ તેના ઉપર ઉપકાર કરતા નથી, અને તેથી તેને આપેલા સમયે આપણે સઘળી વ્યવસ્થા કરી તૈયાર રહેવાને બંધાયલા જ છીએ.

કોઇ કામ કરવામાં નક્કી કરેલા સમયકરતાં મોડા થનારને બધા કરતાં શરમાવું પડે

છે. વીલું મોડું કરીને તથા હાથ જોડીને તે બીજાઓની ક્ષમા માગે છે, પણ જો તે વિવેકી હોય છે તો તેનો એ દોષ તેને વજ્રના ઘાવજેવો લાગે છે. આથી મોડું કરીને બીજાની ક્ષમા માગવી એ કંઇ મહત્તા નથી. મહત્તા સમયના પ્રમાણિકપણામાં જ રહી છે.

સમયનો અનિયમિત મનુષ્ય અનેકના કામમાં ડખલ ઉપજાવનાર થઇ પડે છે, અને તેથી ઘણો અપ્રીતિપાત્ર પણ થાય છે. તેનો ઘણા ઓછા મનુષ્યો વિશ્વાસ કરે છે અને તેના કહ્યાપ્રમાણે વર્તે છે. હૉરેસ મૅન કહે છે, 'કોઈ પણ કામના નિર્ણીત કરેલા સમયમાં અવ્યવસ્થા કરવી એ એક ચોખ્ખી દીવાજેવી અપ્રમાણિકતા છે. તમે કોઇ મનુષ્યના પૈસા ઉધાર લો તેવી જ રીતે તેનો સમય પણ લો.' અર્થાત્ તેને કહેલા વખતકરતાં તેને ખોટી કરી તેનો વધારે સમય લેવો એ જનસમાજના નિયમોમાં મોટો દોષ મનાય છે.

પ્રત્યેક મનુષ્યે સમયના નિયમિતપણાને—સમયની પ્રમાણિકતાને—પૂરેપૂરું માન આપવું જોઇએ. સમયમાં નિયમિત રહેવાનો તેણે વિદ્યાની પેઠે આગ્રહથી અભ્યાસ કરવો જોઇએ. લૉર્ડ નેલ્સન હમેશાં કહેતો કે તે કોઇ પણ કામના નીમેલા સમયકરતાં પા કલાક વહેલો જ તૈયાર રહેતો, અને પોતાને મળેલી ઉંચી સ્થિતિમાટે પોતાના એ નિયમનો તે આભાર માનતો. નેપોલીયન પણ સમયનો પૂર્ણ પ્રમાણિક પુરુષ હતો. તેનો સેક્રેટરી એક વખત કામ ઉપર પાંચ મીનીટ મોડો આવ્યો. નેપોલીયને તેના આ વિલંબ માટે તેને સૂચના કરી. તેના જવાબમાં સેક્રેટરીએ કહ્યું, કે તેના પોતાના ઘડીઆળના વખતપ્રમાણે તે બરાબર સમયસર હતો. આનો ઉત્તર આપતાં નેપોલીયને કહ્યું, 'કાં તો તમારે નવું ઘડીઆળ ખરીદવું, અથવા મારે નવો સેક્રેટરી લાવવો પડશે.'

ગમે તેવો હોંશીઆર, વિદ્વાન્, ભલો કે રમુજી મનુષ્ય હોય, પણ તેને સમયમાં અનિયમિતપણાનો સ્વભાવ પડ્યો હશે, તો તે સર્વત્ર કદાપિ આવકારને પાત્ર થશે નહિ. આપણે આપણને પ્રથમ સમયની કીંમત જણાવવી જોઇએ. અને આપણા જીવનમાં સમયના નિયમિતપણાનું સૂત્ર અખંડ પરોવાયલું હોવું જોઇએ. એક પ્રસંગે એક યુરોપીયન સ્ત્રી કે જે સામુદાયિક પ્રાર્થનામાં જવામાં કદાપિ મોડી થતી નહતી, પણ નિયમિત રહેતી. તેને તે દેવળમાં સર્વદા નિયમિત જ આવતી, અને કદાપિ મોડી થતી ન હતી તેનું કારણ પૂછવામાં આવતાં ઉત્તરમાં તેણે જણાવ્યું કે, 'બીજાઓની ધાર્મિક ક્રિયામાં જરા પણ ડખલ ન કરવું એ મારા પોતાના સ્વધર્મનો એક ભાગરૂપ છે. ( It was a part of my religion not to disturb a religion of others. ) આપ્રકારનો સ્વધર્મ જો પ્રત્યેક મનુષ્ય સમજે તો, અનેક સંસ્થાઓ કે જેમાં સામુદાયિક પ્રાર્થના જપ કીર્તન વગેરે કરવામાં આવે છે, તેમાં ઘણા માણસો મોડા થઇને જે અવ્યવસ્થા ઉપજાવીને ત્યાં જે શાંતિ તથા આનંદનું સ્થિર વાતાવરણ જામેલું હોય છે, તેમાં ક્ષોભ ઉપજાવી મૂકે છે, ત્યાં કેવી અલૌકિક શાંતિ તથા પ્રતાપનું ભાન થાય ?

દરેક ઉછરતા મનુષ્યોએ આ ઉત્તમ લક્ષણને સિદ્ધ કરવાની જરૂર છે, માબાપોએ પોતે આ લક્ષણ ધારણ કરી તેમના બાળકોપાસે એને સિદ્ધ કરવાનો અભ્યાસ પાડવાની જરૂર છે. જોન ક્વિન્સી એડમ્સ, સમયના નિયમિતપણામાટે બહુ જાણીતો હતો. એક વખત વાશિંગ્ટનમાં જ્યારે પ્રતિનિધિઓ (Representatives) માંનો એક સભાસદ હતો તે

વખતે કોઈ એક મનુષ્યે ઘડીયાળમાં જોઇ કહ્યું કે, પ્રતિનિધિઓની સભા બોલાવવાનો સમય હવે થયો છે. બીજા એક મનુષ્યે આ સાંભળી કહ્યું; "નહિ. મિ. એડમ્સે હજી પોતાની જગા લીધી નથી." એમ જણાયું કે ઘડીયાળ ત્રણ મિનીટ વહેલી છે. પણ એ ત્રણ મિનીટમાં મિ. એડમ્સે પોતાની બેઠક લઇ લીધી હતી. ઘડીયાળ સમયમાં અપ્રમાણિક થયું હતું, નહિ કે મિ. એડમ્સ.

સમયના પ્રમાણિકપણાનો સદ્‌ગુણ ચારિત્ર્ય (Character) ને શોભાવે છે. વિલાયતમાં એક ચોકસ વૃદ્ધ વ્યાપારી, પોતાની શેરીમાંથી દરરોજ સવારમાં દેવળમાં છના ટકોરા થાય તે જ વખતે એક છોકરો પસાર થતો જોતો હતો. આમાં તે બરાબર નિત્ય નિયમિત હતો. તે વ્યાપારીએ તે છોકરાનું નામ મેળવ્યું, અને તેને કંઇ પણ કહ્યા શિવાય પોતાના વ્યાપારનું તમામ કામ તેને સોંપ્યું. જ્યારે તે વ્યાપારી ગુજરી ગયો. ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ કે જ્યારે તેની માલ મીલકતની વ્યવસ્થા કરનારાઓ તરફથી તેને જણાવવામાં આવ્યું કે તે વૃદ્ધ વ્યાપારીની તમામ માલ મીલકતનો તે માલિક થયો હતો. તેના સમયના નિયમિતપણાએ તે વ્યાપારીનું હૃદય જીતી લીધું હતું. અને એના એ જ ઉત્તમ સદ્‌ગુણને લીધે તેને ૨૫ લાખ ઉપરાંતની મીલકત મળી હતી.

સમયના પ્રમાણિકપણાનો ઉત્તમ બદલો મળ્યાવગર રહેતો જ નથી. મોડા વહેલા પણ મનુષ્યના એ સદ્‌ગુણની કીંમત થાય જ છે. દરેક વ્યવહારમાં તેમ જ આત્મકલ્યાણ કે પરકલ્યાણના પરમાર્થમય જીવનમાં સમયના નિયમની પ્રમાણિકતાની સર્વદા કદર બુઝાય છે. એ સદ્‌ગુણને ધારણ કરનાર જ્યાં ત્યાં વિજયી, પ્રશંસાપાત્ર, શ્રીમાન્ અને સુખી થાય છે. સાચી શાંતિ તથા મુક્તત્વનો તે સાચો અનુભવ કરે છે.

---

**સાચી સલાહ.**

ડોક્ટરની પાસે વારંવાર તબીયત બતાવવા જવા કરતાં, કુદરતપાસે વારંવાર તબીયત બતાવવા જજો. ફેફસાંની પરીક્ષા કરાવવી હોય તો કુદરતની શુદ્ધ હવા પાસે જજો, અને તેને તમારામાં લેવા માંડજો. જઠરની પરીક્ષા કરાવવી હોય તો કુદરતના 'ઉપવાસ' ના ડૉક્ટરપાસે જજો—તેનો આશ્રય લેજો. નાડીની પરીક્ષા કરાવવી હોય તો કુદરતના 'કસરત'ના ડૉક્ટરપાસે જજો. નેત્રની પરીક્ષા કરાવવી હોય તો કુદરતમાં રહેલા ડૉ. જળ (પાણી)ની સલાહ લેજો. લોહીની તથા ચામડીની પરીક્ષા કરાવવી હોય તો કુદરતના પ્રસિદ્ધ ડૉ. વ્યાયામની સલાહ લેજો. બંધકોશમાટે સલાહ જોઇતી હોય તો કુદરતના 'ફળાહાર' ના ડૉક્ટર પાસે જજો. મગજ (Brain) માટે સલાહ જોઇતી હોય તો કુદરતના અત્યંત સમર્થ 'ડૉ. અનિર્વેદવાદ' (Optimism) ની સલાહ પૂછજો. હૃદય (Heart) ની વ્યથાને માટે સલાહ જોઇએ તો કુદરતની પ્રખ્યાત લેડી ડૉક્ટર (સ્ત્રી વૈદ્ય) 'વિશ્રાંતિ' ની સલાહપ્રમાણે ચાલજો. આખા શરીરમાં રહેલી જડતા, મનનો ઉદ્વેગ વગેરે 'જનરલ ડેબીલીટી'—સર્વ પ્રકારની નબળાઇ માટે સલાહ જોઇતી હોય તો કુદરતના સર્વથી સમર્થ અને અત્યંત પ્રતિષ્ઠિત 'ડૉ. ખડખડાટ હાસ્ય' નો પૂરેપૂરો આશ્રય લેજો.

---

# अखंड सुख.

( ૧ )

સ્થૂલ જંગત્ અથવા બાહ્ય સૃષ્ટિમાંથી અથવા સ્થૂલ પ્રયોગો, સ્થૂલ સાધનો, સ્થૂલ અથવા પ્રત્યક્ષ પ્રસંગોમાંથી સુખ ઉપજાવી શકાય એ ખરૂં છે. પરંતુ તે પરોક્ષરીતે ઉપજાવી શકાય છે. કારણ કે એ સઘળામાં સાક્ષાત્ સુખ રહેલું નથી. તથાપિ સુખ આંતર સૃષ્ટિમાંથી—અંતરના સાધનોના યોગ્ય ઐક્ય અથવા એકરાગે કરીને–સાક્ષાત્ આવી શકે છે. સાક્ષાત્ સુખ એ ખરૂં અથવા કાયમનું સુખ છે, અને પરોક્ષરીતે અથવા બીજા કોઈ દ્વારમાં થઇને આવતું સુખ એ 'સેકન્ડ હેન્ડ' સુખ છે. આમ હોવાથી બાહ્ય સૃષ્ટિ જ્યારે અશાશ્વત્ અર્થાત્ અખંડ ન ટકે એવી છે ત્યારે એ સિદ્ધ જ છે કે તેનાથી પ્રકટતું સુખ 'અખંડ સુખ' નું ભાન ન જ કરાવે. જે દીવો કાયમ બળી શકે એવો નથી એ દીવાનો પ્રકાશ કાયમનો શી રીતે આવે ?

આપણા પરિવેષ્ટન ( Environments ) માં એટલે આપણી આગળ પાછળ જે કંઇ સ્થૂલ પદાર્થો, સ્થિતિઓ, પ્રસંગો વગેરે બને છે અથવા હોય છે એ બધામાં એવી ઘણી વસ્તુઓ હોય છે કે જે આપણને સુખનું ભાન કરાવે છે–આપણા આનંદમાં વૃદ્ધિ કરે છે, અને એ સઘળામાંથી જે સુખ પ્રાપ્ત થાય તેનો ઉપભોગ કરવો એ યોગ્ય છે–અને દરેક સુખના સાધનો અથવા આપણને પ્રાપ્ત થતા અવસરોમાંથી યોગ્ય સુખને જ શોધી લેવું એ આપણો હક્ક છે–છતાં પણ આપણા સર્વ સુખને માટે–આપણા અખંડ સુખને માટે–બાહ્ય સૃષ્ટિમાં જ–સ્થૂલ પદાર્થો-ઇન્દ્રિયગોચર સ્થૂલ વિષયોઉપર જ–આધાર રાખ્યા કરવો અને એમાંથી જ અખંડ સુખ મળવાની આશા ધરવી, એ જીવનના મોટા ભાગમાં દુઃખને દેખાડનાર છે.

આપણે જાણીએ છીએ કે આપણે અને આપણો સર્વ સંબંધ આ સ્થૂલ જગતમાં અને તેની જ સાથે છે, પણ ખરૂં જોતાં એમ નથી. આપણે ખરૂં જોતાં સ્થૂલ નથી પણ સૂક્ષ્મ છીએ. જેને 'આપણે' અથવા 'હું' શબ્દ કહીએ છીએ, તે સ્થૂલ નથી, પણ સૂક્ષ્મ છે. અને એ 'આપણે' અથવા 'હું' નો સંબંધ કેવળ આ દેખાતા સ્થૂલ જગત્સાથે નથી, પણ સૂક્ષ્મસાથે છે. મનુષ્ય સ્થૂલમાં જે કંઇ વ્યાપાર કરે છે, એ બધા સૂક્ષ્મને આધારે જ કરે છે. આંખનો ડોળો સ્થૂલ છે, પણ તેમાંથી જોવાની શક્તિ એ સૂક્ષ્મ છે, અને એ જ પ્રમાણે દરેકમાં છે. મગજ, વિચારો, શરીરમાં પાચનક્રિયા, તેમાંથી કચરાને કાઢનાર વિધિ–એ બધું સૂક્ષ્મ છે. અર્થાત્ મનુષ્ય જે કંઇ ક્રિયા કરે છે, જે કંઇ અનુભવે છે, એ બધું સૂક્ષ્મને આધારે જ છે. આથી મનુષ્ય વસ્તુતઃ સ્થૂલ નથી, પણ સૂક્ષ્મ છે. મનુષ્યનું આખું મનુષ્યત્વ સ્થૂલને આધારે અથવા સ્થૂલમાં નથી, પણ સૂક્ષ્મને આધારે અથવા સૂક્ષ્મમાં છે. અને તેથી મનુષ્યે જે ખરૂં સુખ અથવા 'અખંડ સુખ' કે જેને ભોગવવાને કેવળ એક મનુષ્ય જ સમર્થ છે, અને તે સંપૂર્ણરીતે સમર્થ છે, તે સૂક્ષ્મમાંથી મળે છે; તેને મેળવવાને માટે મનુષ્યે સૂક્ષ્મમાં જવાની જરૂર છે. મનુષ્યનું સ્થૂલ જગત્ એ તેનું સ્વરાજ્ય નથી, પણ સૂક્ષ્મ જગત્–સૂક્ષ્મ પ્રદેશ–એ તેનું ખરૂં સ્વરાજ્ય છે. તેના ઉપર તેની સત્તા છે. તેમાં જે ઉપજાવવું હોય તે મનુષ્ય ઉપજાવી શકે છે, તેમાં ત્યાં જેવો ફેરફાર

કરવો હોય તેવો એ કરી શકે છે. અને કોઈ પણ બાબતમાં જેવું ઉત્તમ તેને મેળવવું હોય અથવા રચવું હોય તેવું તે મેળવી શકે છે, અથવા રચી શકે છે.

મનુષ્ય જાણે છે કે તેની સત્તા આ સ્થૂલ પદાર્થ, સ્થૂલ પ્રયત્ન અને સ્થૂલ જગતઉપર છે, પણ તે ખરું નથી. ખરી રીતે તો તેની સત્તા સૂક્ષ્મ જગત્ અને સૂક્ષ્મ બળઉપર જ છે. અને જેટલા પ્રમાણમાં તે સૂક્ષ્મ જગતઉપર અને સૂક્ષ્મ બળઉપર પોતાની સત્તા ધરાવે છે તેટલા પ્રમાણમાં જ તે સ્થૂલ જગત્ અને સ્થૂલ બળઉપર પોતાની સત્તા ધરાવી શકે છે. મનુષ્યને પ્રત્યક્ષ ભાન નથી છતાં અજાણપણે પણ પ્રથમ સૂક્ષ્મમાં તે બળને અથવા ક્રિયાને ઉપજાવે છે, અને એના પરિણામે જ આ સ્થૂલમાં વિવિધ કાર્યોને તે પ્રત્યક્ષ કરે છે.

નાનું કે મોટું એવું કોઇ પણ કાર્ય સ્થૂલમાં પ્રકટતું નથી કે જેનું કારણ પ્રથમ સૂક્ષ્મમાં પ્રકટ્યું ન હોય. અને તેથી જે મનુષ્યો જ્ઞાન તથા ભાનપૂર્વક સૂક્ષ્મમાં પ્રથમ કારણને ઉપજાવે છે તો પછી સ્થૂલમાં જેવું કાર્ય ઉપજાવવું હોય તેવું ઉપજાવવાને તે શક્તિમાન્ થાય છે. હાલ સ્થૂલમાં મનુષ્યો જે પ્રમાણે ધારે તે પ્રમાણે કાર્યની ઉત્પત્તિ કરી શકતા નથી, એનું કારણ આ જ છે કે તેઓ, જેમાંથી સ્થૂલમાં આવે છે એવા સૂક્ષ્મમાં તેઓ દૃષ્ટિ નાંખતા નથી, તેનો આશ્રય લેતા નથી, તેનો ઉપયોગ કરતા નથી, પણ કેવળ સ્થૂલમાં જ દૃષ્ટિ નાંખે છે, સ્થૂલને જ સર્વસ્વ માની તેનો જ આશ્રય લેછે, અને કેવળ સ્થૂલનો જ ઉપયોગ કરે છે. સ્થૂલ સર્વદા અપૂર્ણ છે, અને અપૂર્ણનો આશ્રય લેનાર સર્વદા અપૂર્ણ જ રહે છે. સ્થૂલમાં અપૂર્ણ સુખ છે, સૂક્ષ્મમાં પૂર્ણ સુખ-અખંડ સુખ છે, અને તેથી સૂક્ષ્મમાં સુખને શોધનાર જ અખંડ સુખને પામે છે.

મનુષ્ય જેમ જેમ સૂક્ષ્મમાં પ્રવેશ કરે છે, તેમ તેમ તે પોતાના સ્વરાજ્યની હદમાં આવતો જાય છે, અને અત્યંત સૂક્ષ્મમાં જ્યારે તે સ્થિર થાય છે ત્યારે તે પોતાની રાજ્યધાનીમાં પોતાના રાજ્યાસનઉપર આરૂઢ થાય છે. અને જ્યારે ત્યાં રાજારૂપે આરૂઢ થાય છે, ત્યારે તે સૂક્ષ્મના સર્વ સામર્થ્યનો ભોક્તા ભોગવનાર-નિયામક અથવા ચાલક થાય છે. ઘણા મનુષ્યો સૂક્ષ્મમાં અસાવધપણે પ્રવેશે છે, અને તેથી તેમાંથી જેવું જોઇએ તેવું તે મેળવી શકતા નથી. સૂક્ષ્મમાં જ્ઞાન અથવા ભાનપૂર્વક પ્રવેશવાની જરૂર છે. નિર્બળપણે જેઓ સૂક્ષ્મમાં જાય છે, તેઓ તેમાંથી કશું મેળવી શકતા નથી. સૂક્ષ્મમાં પણ બળવાન્પણે જવાની જરૂર છે. કારણ બળ એ જ સામ્રાજ્યને અપાવનાર છે.

આમ હોવાથી આપણે આપણી સૂક્ષ્મ સૃષ્ટિ અથવા આપણી આંતર સૃષ્ટિ કે જે અખંડ સુખપ્રાપ્તિનું સાક્ષાત્ સાધન છે તેમાં જોવાની જરૂર છે. અખંડ સુખને તે ઉપજાવનાર હોવાથી જ તેમાં પ્રવેશવાની જરૂર છે. કેમકે અલ્પ:સુખથી આપણને તૃપ્તિ થતી નથી. આપણે પ્રયત્ન કરીએ છીએ એ જ બતાવે છે કે આપણને જે પ્રાપ્ત સુખ છે, તે આપણે માટે પૂરતાં નથી, પણ તેના કરતાં વધારે સુખની જરૂર છે; અને તે કેવાં ? વધારે પૂર્ણ. જેમ જેમ વધારે પૂર્ણ સુખનો મનુષ્ય અનુભવ કરે છે, તેમ તેમ જ તેને વધારે આનંદ તથા જીવનનું ભાન થાય છે. એથી ઉલટું જેમ જેમ અપૂર્ણ સુખને તે ભોગવે છે તેમ તેમ ક્લેશ તથા મૃત્યુનો તેને અનુભવ થાય છે.

મનુષ્યનો પ્રયત્ન પણ વધારે પૂર્ણ સુખ મેળવવાને માટે જ છે. અને એ પ્રકારની ઇચ્છા એ યોગ્ય જ છે. જ્યાં વધારે ઉત્તમતાની પૂર્ણતા ત્યાં આત્માનો વધારે પ્રકાશ

થાય છે. જ્યાં ઉત્તમતાની સંપૂર્ણતા ત્યાં આત્માનો સાક્ષાત્કાર હોય છે. માટે અખંડ સુખની મનુષ્યમાં ઇચ્છા એ તેના ઉદયનું ચિહ્ન છે.

પરંતુ આ અખંડ સુખની ઇચ્છાને સફલ કરવાને જે પ્રયત્ન કરવામાં આવે છે, તે અયોગ્ય છે સ્થૂલમાંથી એ મેળવવાનો પ્રયત્ન એ અયોગ્ય છે. સૂક્ષ્મમાંથી મેળવવાનો પ્રયત્ન એ જ યોગ્ય છે. કેમકે અખંડ સુખ સૂક્ષ્મમાં છે.—આપણી આંતરસૃષ્ટિમાં—આપણા સર્વ કરણના ગર્ભભાગમાં છે.

એ અખંડ સુખ આપણી આંતર સૃષ્ટિમાં અથવા આપણા સૂક્ષ્મમાં જેટલા પ્રમાણમાં એકરાગ ( Harmony )—પ્રેમપૂર્વક ઐકતા—હોય છે, તેટલા પ્રમાણમાં તે પ્રયક્ષ થાય છે. ત્યારે આંતર સૃષ્ટિમાં એકરાગ અથવા શાંતિ અખંડ રહી શકે ? આ એક વિચારવાનો પ્રશ્ન છે. કોઇ મનુષ્ય ગમે તે વખતે પોતાના અંતરમાં એકરાગને ઉપજાવી શકે છે, અને ગમે તેવા સંયોગોમાં તે એકરાગને પોતાનામાં જાળવી શકે છે ? જો એ બનવું સંભવિત છે, અર્થાત્ બની શકે છે તો 'અખંડ સુખ' એ સર્વને માટે સંભવિત અથવા શક્ય છે.

આપણા પોતાનામાં—આપણામાં—એકરાગ હોવો એટલે આપણા મનની અમુક પ્રકારની રચના હોવી એ છે. આપણને જણાય છે કે કોઇ પણ મનુષ્ય પોતાના મનનો, પોતાની ઇચ્છાના વિષયની રચનામાં ગમે તેટલો કાળ એકરાગ જાળવી શકે છે. અખંડ સુખ, આમ હોવાથી પ્રાપ્ત થવું શક્ય છે, અને તેનું રહસ્ય એક જ છે કે આપણે આપણા જીવનની સાથે, આપણા પોતાના મનસાથે, આપણા પોતાના ભાન ( Consciousness ) સાથે, આપણી પોતાની લાગણીઓ સાથે, આપણા પોતાના જ વિચારો સાથે, અને આપણી પોતાની જ વાસ્તવ સ્થિતિમાં એકરાગ ઐક્ય હોવું જોઇએ.

તમારા પ્રત્યેક સ્થૂલ સૂક્ષ્મ અણુઅણુને એકરાગનો અનુભવ કરાવો. તેઓ અખંડ ઐક્યને જ ભોગવે એવી રીતે તેમને કેળવો—એવી કેળવણી તેમને આપો, અને તમે તમારા પોતાના જ આંતર જીવનમાં અખંડ સુખના ઝરણનો અનુભવ કરશો એટલું જ નહિ પણ તમારા સ્થૂલ પ્રદેશમાં—સ્થૂલ જગતના જીવનમાં હાલ જેટલા સુખનો અનુભવ કરો છો, તેના કરતાં તેમાં પણ ઘણા ઉત્તમ પ્રકારના બાહ્ય સુખોનો પણ અનુભવ કરી શકશો, કે જેવાં સુખો આજપર્યન્ત કદાપિ અનુભવ્યાં નહિ હોય.

આપણી આંતર સૃષ્ટિના ઐક્યના ભાનપૂર્વક—ઐક્યને જાળવીને—રહેવું એ જો કે કઠિન જણાય છે, તેમાં પણ વિશેષે કરીને જ્યારે પ્રતિકૂલ પ્રસંગો આવે છે, જ્યારે મનુષ્ય વિપરીત સંજોગોમાં ગોંઠવાઈ જાય છે ત્યારે. પરંતુ આ દેખાતી કઠિનતાનું કારણ એ જ છે કે ઘણા થોડા મનુષ્યોએ જ તેમનામાં ઉઠતા વિવિધ તર્કો, અનુમાનો, લાગણીઓ, નિશ્ચયો અને વિચારોને કાબુમાં રાખવાનો પ્રયત્ન કર્યો હોય છે. મનના વ્યાપારો તરફ તેઓ હમેશાં બેદરકાર હોય છે. મનના વ્યાપારોસાથે જાણે તેમને કશો જ સંબંધ ન હોય એમ તેઓ જાણે છે, અને તેથી મન ગમે તેવા વિચાર કરે, ગમે તેવા તર્ક કરે, ગમે તેવા નિશ્ચયો, સંકલ્પો વગેરે કરે, તેની તેમને જરા પણ ચિંતા નથી.

મનુષ્યમાં મોટા ભાગમાં એવું એક દઢ થયું છે કે કોઈ પણ પ્રસંગમાં બહારના સંજોગો જેટલું અને જેવું ભાન કરાવે તેટલું અને તેવું જ માનવું, અને તે ખરેખરું સત્ય

છે એમ સ્વીકારવું. સ્થૂલ જગતમાં જે કંઇ બનતું દષ્ટિએ આવે—સ્થૂલ જગતના વ્યતિકરો જે કંઈ સૂચવે એને જ ખરૂં જાણવામાં આવે છે. એટલે સ્થૂલમાં જ્યારે સારૂં બનતું હોય ત્યારે મનમાં સુખ અથવા આનંદનું ભાન કરવું, અને કંઇ ખરાબ જણાતાં દુઃખ અથવા ક્લેશનું ભાન કરવું, અર્થાત્ સુખ અથવા દુઃખનું ભાન માત્ર સ્થૂલ સૃષ્ટિમાં બનતા પ્રસંગોવડે જ કરવું એવો અભ્યાસ સોએ નવાણું ટકા મનુષ્યોને પડી ગયો હોય છે.

આપ્રમાણે સ્થૂલમાં જે બન્યું હોય અને બનતું હોય એટલાઉપર જ આપણા મનને વિવિધ લાગણીઓ ઉપજાવવાની ટેવ પડી હોય છે, અને આ પાડેલી ટેવને એક જ વખતના પ્રયત્નમાં બદલવી અથવા ભૂલી જવી એ સહેલું નથી.

આમ હોવાથી અખંડ સુખ મેળવવાને માટે આપણે આપણા આંતરના ઐક્યને કેળવવાની જરૂર છે. અંતરની શાંતિને, અંતરની સ્થિતિને જોવાની પ્રથમ અગત્ય છે. અને સ્થૂલ પ્રસંગોના જેવી જ મનની સ્થિતિ કરતાં અટકાવવાનું શીખવાની જરૂર છે. બહારથી જણાતા પ્રસંગોને જ કેવળ ખરા માની તે જેવી લાગણીને મનમાં ઉપજાવે તેવી ઉપજવા દેવી એ યોગ્ય નથી. એ ત્યારે જ ઉપજે છે કે જ્યારે આપણે બહારના સ્થૂલ જગતના જ સંબંધવાળા હોઇએ છીએ. જ્યારે આપણે સૂક્ષ્મનો સંબંધ બાંધીએ છીએ અને તેનો જ આશ્રય અને આધાર આપણા મનને આપીએ છીએ, ત્યારે તે સ્થૂલમાં જણાતા પ્રસંગો જેવી લાગણી ઉપજાવવા માગે તેવી લાગણી આપણું મન ઉપજાવતું નથી. જ્યારે સુખને માટે આપણે આપણી સૂક્ષ્મ સૃષ્ટિ અને તેના ઐક્યતરફ જ દષ્ટિ અને આશા રાખીએ છીએ ત્યારે તે ઐક્ય આપણામાં સિદ્ધ થતું જાય છે, અને અખંડ સુખને સાથે સાથે લાવે છે. આપણા પોતાનામાં એકરાગ—શાંતિ—સ્વસ્થતા ઉપજાવવી અથવા ટકાવવી એ ત્યારે ઘણું સરળ થઈ પડે છે. અને યોગ્ય સમય જતાં એ એકરાગ આપણા જીવનના એક ભાગરૂપ થઇ રહે છે.

હાલ આપણા જીવનનો મોટો ભાગ એક રાગથી રોકાયલો નથી, પણ વિરોધોથી રોકાયલો છે. જીવનનો મુખ્ય ઉપયોગ જ્યારે બહારના જગત્ અને તેમાં બનતા વ્યતિકરોમાં નથી થતો, પણ સૂક્ષ્મ સૃષ્ટિમાં અને સર્વ વ્યતિકરો જેમાંથી જેવા બનાવવા હોય તેવા બની શકે એવા તેના આદિ કારણમાં જીવનનો જેમ જેમ વધારે ઉપયોગ થતો જાય છે, તેમ તેમ અખંડ સુખનો આપણા એ જીવનમાં અનુભવ થાય છે, ત્યારે જ આપણી પોતાની જીંદગીમાં આપણી ખરી સૃષ્ટિમાં આપણે સુખનો અનુભવ કરી શકીએ છીએ. એ આપણી ખરી જીંદગીસાથે તે વખતે બહારનાં અનેક આનંદો, ઉન્નતિઓ મળી આપણા અખંડ સુખની અધિક વૃદ્ધિ કરે છે. અને બહારના ઉપાધિઓ, વિપત્તિઓ, કષ્ટો, કલેશો, સંકટો એમાનું કોઈએ અખંડ સુખને કદાપિ ખસેડી શકશે નહિ.

તે વખતે આપણે સુખી, જીવનનો મોટો ભાગ વિશેષ સુખી અને સમયે સમયે સર્વોત્કૃષ્ટ સુખી થઇ રહીએ છીએ.

(અપૂર્ણ)

---

ઈશ્વરે સુખને મનુષ્યમાત્રના અંતરમાં મૂક્યું તેથી ખરેખર હું દિલગીર છું. જો તેઓના કાનમાં મૂક્યું હોત તો સુખની વાત સાંભળીને તરત તેઓ સુખી થાત, જો જીભમાં મૂક્યું

હોત તો સુખની વાતોના ચાર ઈશ્વર નીધરના ફડાકા મારી તેઓ સુખી રહેત પણ અફસોસ! સુખ એ એથી દૂર છે. ત્યારે હવે શું કરવું? સુખને માત્ર સાંભળવાનું અને જીભથી બોલવાનું છોડી દેવું અને અંતરમાં તેની શોધ કરવી. કારણ કાન અને જીભનો જ કેવળ ઉપયોગ કરવાથી સુખ આવતું નથી. આથી ઈશ્વર એટલો ફેરફાર ન કરે ત્યાંસુધી અંતરમાં જરા સુખને શોધો. સુખવિના છૂટકો નથી, તો તો ચાલો આપણે અંતરમાં જ સુખને જોવા જઈએ. અરે! પણ આપણને આ શો અનુભવ થાય છે? અંતરમાંથી સુખને મેળવતાં કાન અને જીભમાં પણ એ જ ખરું સુખ ઉપજતું જણાય છે. ખરેખર! કરણમાત્રમાં ઇન્દ્રિયમાત્રમાં અમૃત અથવા ઝેર, સુખ અથવા દુઃખ દેનાર આપણું પોતાનું જ અંતર છે. અંતરમાં જઈને જો આપણે અમૃત રેડીએ છીએ તો જ આપણા કાન અને જીભમાં ખરું અમૃત આવે છે. અંતરમાંથી સુખ મેળવતાં સર્વ ઇન્દ્રિયો સુખને આપે છે. એકલી ઇન્દ્રિયો સુખને આણી શકવા સમર્થ નથી.

---

### ૭ મૂલ્યવાન્ હીરાની વીંટી પહેરવી હોય તો લો—આ રહી.

જ્યારે તમે કોઈ કામ સારું ન કરી શક્યા હો અને તે બદલ તમારી કોઈ ટીકા કરે તો તરત તેના સામા થશો નહિ. તેના માથામાં વાગે એવા ખરા શબ્દો ખોળી કાઢવાને જરાપણ પ્રયત્ન કરશો નહિ. માત્ર કામ વધારે સારું કરો. જ્યાં તમારી જે બાબતમાં ટીકા થતી સાંભળો કે એકવાર આનંદથી હસો અને બીજી ક્ષણે તે બાબતમાં થતી ભૂલને તરત સુધારવા પ્રયાસ કરો. આરસી સામું આપણે વાંકું ચુંકું મ્હોડું કરતાં જોઈએ, અને પછી તેમાં તેવું દેખાય, તેથી તમને આરસીઉપર રીસ ચડે છે? નહિ જ. તો પછી આરસીકરતાં કરોડગણો ચઢીયાતો મનુષ્ય તમારી ભૂલમાટે કદાપિ જરા વાંકીચુંકી વાણી કાઢે તો તેના સામું થવું શું યોગ્ય છે? આરસીમાં સારું મ્હોડું દેખાડવું હોય તો તમારું મ્હોડું સીધું—બરાબર રાખો, અને તેમાં બરાબર દેખાશે. પ્રત્યેક કામ ઉત્તમ કરો અને તમે ટીકાથી બચી જશો. એ ટીકારૂપી એડી તમારા પ્રયત્નના ઘોડાને ઉત્તમ સ્થાનમાં લઈ જાય એમ કરો. એ ટીકારૂપી એડી વાગતાં પાછલા અને આગલા પગથી કુદકા અને પછાડા મારો નહિ, પણ તત્કાળ ઉત્તમ કામતરફ દોડી જાઓ. કારણ કે એ એડી તમને ત્યાં લઈ જવાને માટે જ મારવામાં આવી છે.

* * * * *

કેટલીક વખતે કામ કરતાં તમે નિરાશ થઈ જાઓ છો. શું કરવું એ તમને સુઝતું નથી. કામ કરવાનું 'છોડી દઉં, છોડી દઉં' એમ થાય છે. આવી વખતે તમારે કરવાનું એ જ છે કે વિશ્રાંતિ લેવી. ઘણા માણસો તેવી વખતે એ કામ કેવી રીતે વધારે સારું કરવું એ ખોળવા મગજને નીચોવીને પ્રયત્ન કરે છે, પણ આથી તેમના બળનો ક્ષય થાય છે. તે વખતે તેમણે એ કામ વધારે સારું કરવાની યુક્તિને બળાત્કારથી શોધવાની જરૂર નથી. તે વખતે તમારે પૂરેપૂરી વિશ્રાંતિની જરૂર છે. મનમાંથી એ વાત કાઢી નાંખવી. તેનો જરા પણ વિચાર ન કરવો. બીજા વિચારોએ અથવા કાર્યોએ કરીને ચિત્તને પ્રસન્ન કરવું અને એ પ્ર-

માણે થાક ઉતારી—વિશ્રાંતિ લઇ—પછી તે કાર્ય કરવા માંડવું. જે વખતે મગજ મહેનત કરવાછતાં પણ કંઇ રસ્તો સુઝાડતું ન હોય ત્યારે જાણવું કે તેને એ રસ્તો શોધી કાઢવાને કોઇ બીજા ભોમીયાની જરૂર છે. તેનો ભોમીયો એ આત્મા છે. તેમાં થોડી વાર મનને જવા દેવું. ત્યાં શાંતિપૂર્વક થોડો કાળ ગાળી પછી પ્રયત્ન આરંભવો. કંટાળેલા અથવા મુઝાયેલા મનને વિશ્રાંતિ એ જ તે મુંઝવણને ટાળનાર છે.

* * * *

વિજય પ્રાપ્ત કરવામાં અને તમારા જીવનને અધિક મૂલ્યવાન્ કરવામાં અત્યંત 'આશ્ચર્ય કારક સામર્થ્યથી' કામ કરવાની શરૂઆત કરવાની જરૂર નથી. અત્યંત આશ્ચર્યકારક સામર્થ્ય હોય તો જ ઉત્તમ કામ થઇ શકે એમ માની કામ કરતાં અટકવાની જરૂર નથી. કામ કરવામાં મુખ્ય જરૂરીયાત એ છે કે જે સામર્થ્ય આપણને હાલ પ્રાપ્ત હોય તેને બળવાન્ રહીને (Positively) અને કેવળ વિજયની જ અત્યંત દૃઢ શ્રદ્ધા રાખીને વાપરવું. એ રીતે પ્રાપ્ત સામર્થ્યને વાપરતાં જ ' આશ્ચર્યકારક સામર્થ્ય ' ની પ્રાપ્તિ થાય છે. પ્રાપ્ત સામર્થ્યનો યોગ્ય ઉપયોગ કર્યાવિના નવીન ' આશ્ચર્યકારક સામર્થ્ય ' કદાપિ પ્રકટતું નથી. જે સામર્થ્ય હોય તેનો સર્વોત્તમ ઉપયોગ કરો અને નવીન ઉત્તમ કાર્ય સધાવનાર ' આશ્ચર્યકારક સામર્થ્ય 'ને તમારા પોતાનામાં આપોઆપ પ્રકટતું અનુભવશો.

* * * * *

પુષ્કળ ઉત્તમ પ્રયત્ન કરવા કરતાં જ્યાંસુધી તમે કેવળ પુષ્કળ પૈસા મળે એવી આશા રાખ્યા કરો છો ત્યાંસુધી તે આશામાં તમે સદા નિષ્ફળ જ રહો છો. પુષ્કળ કોની પાસે આવી વસે છે કે જે ઉત્તમ કામ કરે છે. અને તેથી પુષ્કળ મેળવવા માટે આપણા વિચારોમાં, નિશ્ચયમાં અને ક્રિયામાં આપણે અખંડ ઉત્તમને જ રાખવું જોઇએ. કારણ કે, ઉત્તમ પ્રયત્ન થાય છે તો જ પુષ્કળ પૈસા, પુષ્કળ વિદ્યા, પુષ્કળ કળા, પુષ્કળ સુખ, પુષ્કળ આનંદ—જે કંઇ ઉત્તમ પુષ્કળ જોઇએ છે તે મળે છે. આપણી પ્રત્યેક ક્રિયા, વિચાર અને નિશ્ચય—એ ત્રણેનો મુખ્યત્વે કરીને ઉત્તમ પ્રયત્નમાં જ ભોગ આપવો જોઇએ.

* * * * *

જે મનુષ્ય ઉત્તમ કાર્યને જ કરવાનું સર્વદા જારી રાખે છે તેઓ સર્વદા તેના બદલામાં ઉત્તમ વસ્તુને પામે છે જ. તેને આજે ઘોરતમ અંધકાર દેખાતો હશે, તોપણ ઉત્તમ [illegible] ભરતી તત્કાળ પાછી ફરશે, તોફાન શમશે, અને તેનું વહાણ ખરે સ્થાને પહોંચશે.

* * * *

મનુષ્યને કુદરત રજા આપે ત્યાંસુધી જીવવાનો હક છે. અને તે કુદરતઉપર સા[illegible] ભોગવવાને દરેક મનુષ્ય શક્તિમાન્ છે—અને વધારે લાંબો કાળ જીવે




पुस्तक ८ | संवत् १९६६ आश्विन कृष्णपक्ष १४ | [ अंक १२

## इष्टप्रति अभ्यर्थना.

પદ ( મેવાડા. )

સંપત્તિના સ્વામી રે, હૃદયે મારે આવજોજી;
    સંપત્તિથી, હૃદય કરી ઝાકઝમાળ,
મલિનતા ટાળો રે, મનના માન્યા નાથજી રે;
    બાળો મનનો સઘળો ડાકડમાળ; સંપત્તિના—

એ સંપત્તિ ન ઇચ્છું રે, આદિ મધ્યે અંતમાં રે,
    ઉપજી, ટકીને, વિલાઈ આપે દુઃખ;
બાહ્ય અને અંતરની રે, દૈવી સંપત્તિ દીયો રે,
    જેથી પછી કદી, રહે ન સંપત્તિની ભુખ; સંપત્તિના—

વિભવતણી સંપત્તિ રે, વિષ્ણુપદમાં આપજી રે,
    દુઃખવિના જેમ, ધારી રહ્યા છો, નિત્ય;
દુઃખરહિત સંપત્તિ રે, તેવી મુજને આપજોજી,
    ક્ષય કે નાશની, મુજ ઉર રહે નહિ ભીત; સંપત્તિના—

જળ બીજાને ડુબાડે રે, પણ ન ડુબે કદી માછલું રે,
    સંપત્તિ જે બીજાને આપતી દુઃખ;
તે સંપત્તિ મુજને રે, કરુણા થાતાં આપની જી,
    સ્થાયી રહીને નિત્ય ઉપજાવે સુખ, સંપત્તિના—

અગ્નિ બીજું બાળે રે, પણ ન દહે તે સૂર્યને રે;
    તદ્વત મારો સંપત્તિ ન કરે નાશ,

ગરુડગામી મુજ હૃદયે રે, (જો) નિત્ય વિરાજે શ્રીપતિ જી,
કેમ મને વળગે સંપત્તિસર્પનો પાશ; સંપત્તિના—
બીજાના જીવ હરતું રે,તે વિષ શિવને છે સુધા રે;
વિષધર સર્પો તેમના કંઠે હોય;
પણ નવ કદીએ દંશે રે, તદ્વત્ અનવધિ સંપત્તિ રે,
આપ કૃપાથી ( મારો ) વાળ ન વાંકો કરે કોય; સંપત્તિના—
સૂર્ય જ્યાં ઝળહળતો રે, પ્રકાશ ત્યાં તો થઇ રહે રે,
લક્ષ્મીપતિ જ્યાં વિરાજતા હો આપ;
સંપત્તિઓ સઘળી રે, છાયાવત્ આવી વસે રે,
પ્રકટો હૃદયે સંપત્તિસહિત માબાપ; સંપત્તિના—
લૈકિક સંપત્તિનો રે, જો અધિકારી હું નથી રે,
માગું અલૈકિક હું કેમ કરી શેર;
દમડી મેળવવાને રે, લાયકાત જેમાં નથી રે,
કેમ કરી તે યાચે મેળવવા મહોર; સંપત્તિના--
લૈકિક અને અલૈકિક રે, સંપત્તિઓ આપજો જી,
સાથે દેજો આપ સ્વરૂપનું જ્ઞાન,
જેથી ત્રિકાળ દુઃખને રે, અનુભવી હું ના શકું જી;
નરહરિદાતા ! એવું દો મહાદાન; સંપત્તિના—

શ્રી ઉપેન્દ્ર—

---

# संसारमां सघळुं प्रतिकूल.

( અનુસંધાન ગયા અંકના પૃ૪ ૩૨૪ થી. )

ભારે વ્યથા અને ઉગ્ર શોકનું ભાન થાય એવા સ્વરથી શ્રીધરે કહ્યું, મને કશું પૂછતા ..., મારી દયા ખાશો નહિ, મારૂં સમાધાન કરવાનો પ્રયત્ન કરશો નહિ, અથવા મને ...શા ધરવાનું કહેશો નહિ. આખરે પરપોટો ફુટી ગયો છે. તે ફુટે એટલા માટે મેં મારાથી ...તું કર્યું હતું, પણ મારો સઘળો પ્રયત્ન નિષ્ફળ ગયો છે. ગમે તેમ પણ મોડું કે વહેલું ...મ થયું જ હોત. આવો પરિણામ આવ્યાવિના બીજો માર્ગ જ ન હતો. પણ આમાંથી ... પસાર થવું—એ જ કામ મને—

દુઃખયુક્ત આશ્ચર્યથી વિનાયક આ સઘળું જોઇને ખરેખર સ્તબ્ધ થઇ ગયો, અને ... બન્યું છે, તે સંબંધમાં તે કશું જ જાણતો ન હોવાથી શ્રીધરની સામે ટગર... ...ર જોવા લાગ્યો.

એક ક્ષણ વાર અટકીને અને પછી વિનાયકના સામું કઠોર દૃષ્ટિથી જોઇને શ્રીધર

જેમ જેમ તે અધિક વિચાર કરતો ગયો, તેમ તેમ દુઃખના અંધકારથી ભરેલા ઉંડા કૂવાની પાઉપરથી તે તેમાં પડતો હોય એમ તેને જણાયું, પણ પડવાપહેલાં જ તે સાવધ થઈ ગયો, અને મોટેથી બોલ્યો, નહિ. ગમે તેમ થાઓ, પણ હું શોકને તથા નિરાશાને વશ નહિ જ થાઉં. સઘળે મારો પરાજય ભલે થાઓ, તોપણ નિરાશાનો તો હું પરાજય કરવાનો જ. આવા ઉદ્ગારો કાઢતાં છતાં પણ કશાથી પરાભવ ન પામવાનો, કશામાં પણ નિષ્ફળ ન થવાનો તેણે નિશ્ચય કર્યો હતો. તે વિચારવા લાગ્યો, અહો! જે નિશ્ચયબળ અને દઢતા, મારા અંતઃકરણમાં મને હમણાં જણાય છે, તે જો મનોરમાના અંતઃકરણમાં હું મૂકી શકું તો કેવું સારૂં થાય! પણ કદાચ તેને મારી મદદની કશી પણ અગત્ય નહિ હોય. અહો! એવું હોય તો કેવું સારૂં થાય! મને જે બળ હાલ સ્ફુરે છે તેના કરતાં પણ અધિક બળવાન્ તેનું હૃદય કેમ જાણ્યું કે નહિ હોય! અને આ સમાચાર સાંભળીને તેના બાપને તે શું કહેશે? ઉત્તરમાં તે કંઇક કહેશે તો ખરી. તે ઉત્તર શો હશે, તે સાંભળવાનું મને મળે તો કેવું સારૂં થાય! આ વગેરે વિચારે ચડતાં વિનાયકના હૃદયમાં મનોરમાનો ઉત્તર જાણવાની વિલક્ષણ જિજ્ઞાસા જાગ્રત્ થઈ, અને થોડી વારમાં તો તે એટલી પ્રબળ થઈ ગઇ કે તેને દાબવાનું કામ પણ તેને ઘણું જ કઠિન થઇ પડયું. પણ ગમે તેમ કરીને પણ તે દાબ્યાવિના તેનો છૂટકો હતો જ નહિ; અને તેથી પોતાના મનને બીજા કામમાં જોડવાથી આ જિજ્ઞાસા દબાય છે કે કેમ, તેનો અનુભવ કરવા, તે પોતાના કામ કરવાના મેજઆગળ ગયો.

અને ત્યાં એક બીજો આશ્ચર્યનો પ્રસંગ બન્યો; પણ આ પ્રસંગ દુઃખદ ન હતો, પણ અત્યંત આનંદજનક હતો. ભદ્રસ્વરૂપ મહા પુરુષના તરફથી તેના ઉપર આવેલો એક પત્ર મેજઉપર પડ્યો હતો. તેણે તત્કાળ તેને ફોડ્યો, અને નીચેના શબ્દો તેમાં લખેલા વાંચીને તેને અમર્યાદ આનંદ થયો: 'તમે મારી પાસે કરેલી માગણી ઘણી મોટી છે. આજનો દિવસ જવા દઇને પછી ગમે તે દિવસે સાંજે મારે ત્યાં આવજો, અને હું તમને સઘળું કહીશ.' દીર્ઘ સમયથી ખોવાઇ ગયેલું કોઇ અમૂલ્ય રત્ન પાછું હાથ લાગ્યું હોય, તેમ તેણે તે પત્રને પ્રેમથી સંભાળીને મૂક્યો, અને હું શું બોલું છું તેનો તેને વિચાર આવે તે પહેલાં તો તે મોટેથી બોલ્યો, 'હવે પાછો બીજો શો પ્રસંગ બનનાર છે?'

---

## પ્રકરણ ૧૦.

જે પ્રસંગ બન્યો હતો, તે પ્રસંગના સંબંધમાં પોતાની પુત્રી મનોરમાને જણાવવાને શ્રીધર પોતાની ઑફીસમાંથી જ્યારે ઘેર આવ્યો ત્યારે લગભગ બાર વાગવા આવ્યા હતા. ઘેર આવતાં માર્ગમાં તેણે પોતાના મનને સંકલ્પબળથી એટલે સુધી સ્વાધીન કર્યું હતું કે તેને એમ જણાયું હતું કે હવે જરા પણ વિકળતા દર્શાવ્યાવિના મનોરમાને સઘળી હકીકત પહેલેથી તે છેવટસુધી હું કહી શકીશ વળી તેણે પોતાના મનમાં કેટલાંક સમાધાનનાં તથા આશાનાં વચનો ગોઠવી રાખ્યાં હતાં, અને એમ ધાર્યું હતું કે મનોરમા વ્યાકુળ થશે તો આ વચનો કહી હું તેનું સાંત્વન કરીશ, તથા તેને કહીશ કે જ્યાં સુધી હું બેઠો છું ત્યાં સુધી તને જરા પણ કષ્ટ પડનાર નથી. જે જે મનોરમાને કહેવાનું તેણે નક્કી કરી રાખ્યું

હતું, તે સર્વ માર્ગમાં તેણે પુનઃ પુનઃ મનમાં દઢ કરી લીધું હતું, અને પોતાના ઘરના દ્વારમાં તે પ્રવેસ્યો ત્યાં સુધી તો મારા નિશ્ચયપ્રમાણે જ હું વર્તી શકીશ, એવી તેને પાકી ખાતરી હતી.

પણ થોડા વખતપછી જે વૈભવોથી ભરેલું તથા અત્યંત સુખદ ઘર તેના હાથમાંથી જતું રહેવાનું હતું, તેમાં આનંદથી તથા સુખથી પોતાની પુત્રીને ફરતી જ્યાં તેણે જોઇ કે તરત જ તેનું સઘળું નિશ્ચયબળ તેનાઃ અંતઃકરણમાંથી પલાયન કરી ગયું. બળાત્કારથી કરેલા તેના નિશ્ચયની અને મારીમચરડીને ઠેકાણે રાખેલા તેના મનની પાછળ લેશ પણ વાસ્તવિક બળ હતું નહિ; પશુબળથી ક્ષણવાર જાગ્રત્ થયેલું તે માત્ર ઉપરટપકેનું સંકલ્પબળ હતું, અને કસોટીના પ્રસંગમાં તે બળ શી રીતે ટકી શકે.

જેવો તે ઘરમાં પ્રવેસ્યો, અને તેમાં દૃષ્ટિ નાંખતાં આ સઘળું સુખ અને વૈભવ જતાં રહેવાનાં છે, એવું તેને જણાયું, અને તેની પાછળ દુઃખ અને દરિદ્રતા જ આવનાર છે, એવો તેને વિચાર આવ્યો કે તરત જ તેનું મન ચકરચકર ફરવા લાગ્યું, અને તે બહેબાકળો બની ગયો. બુદ્ધિવાળું એક પણ વાક્ય ગોઠવવાની તેના મનમાં શક્તિ રહી નહિ, અને તેનું હૃદય નિરાશાના અને દુઃખના અંધારા કૂવાની છેક તળીયે જઇને બેઠું. એક શબ્દ પણ બોલ્યાવિના, તે પાધરો એક ખુરશીઉપર જઇને પડ્યો, અને મોટેથી ડસકાં ખાવા લાગ્યો. તેનો ઉદ્વેગ એટલો બધો તો ભારે હતો કે મનોરમા તેની પાસે ધીમે ધીમે આવી અને પોતાનાં અમૃતતુલ્ય વચનોવડે તેના પરિતપ્ત હૃદયને શીતળ કરવા માટે તેના દુઃખનું કારણ જાણવાને તેની પાસે ધૈર્યથી વાટ જોતી ઉભી રહી, તે પણ કેટલાક સમયસુધી તેના જાણવામાં આવ્યું નહિ. આખરે ભાગ્યાતુટ્યા શબ્દોમાં, પોતે કેવળ ભિખારી થઇ ગયો હતો, અને હવે તેની પાસે ફુટી બદામ પણ રહી ન હતી, તે વાત તેણે તેને કહી બતાવી; પણ જ્યારે તેની અગમ્ય પુત્રીએ શાંતિથી તેને કહ્યું કે 'તમે ભિખારી થયા નથી; અને તમારી પાસે ફુટી બદામ રહી નથી, એ વાત સાચી નથી,' ત્યારે કેટલીક પળસુધી તે કેવળ સ્તબ્ધ થઇ ગયો.

તરત જ તે પોતાનાથી નીકળે તેટલો મોટો ઘાંટો કાઢીને બોલ્યો, પણ મેં જે કહ્યું તે કેવળ સાચું છે, અને આ વાત તને કહેવાને માટે અહિં આવતાં મારૂં હૃદય દુઃખની તીક્ષ્ણ શારડીથી સરાઇ ગયું છે.

તેની ખુરશીના હાથાઉપર બેશીને, અને પરિતાપથી ધીખતા તેના મસ્તકને શીતળતા ઉપજાવવાને માટે અત્યંત પ્રેમથી પોતાનો હાથ તેના ઉપર ફેરવીને, મધુર સ્વરે તે બોલી, તમને કેટલું દુઃખ થાય છે, તે હું જાણું છું. પછી એક અર્ધી ક્ષણ અટકીને, પ્રમાણભૂત ગણવું જ પડે, એવા સ્વરથી તે બોલી, પણ મારો કહેવાનો ભાવ એ છે કે તમને થયેલી હાનિ અત્યંત નજીવી છે, અને તે જાણીને મને લેશ પણ વ્યાકુળતા થતી નથી.

સ્પષ્ટ ન સમજી શકાય એવી અંતઃકરણમાં પ્રકટેલી જ્વાળાથી તેણે પૂછ્યું, અરે ! પણ તું આ કહે છે શું, તે કંઇ સમજાય ?

તે બોલી, માત્ર એટલું જ કે હું એક એવી સૃષ્ટિમાં રહું છું કે જ્યાં નિર્ધનતા અથવા વિપત્તિ ફરકવાને પણ કદી સમર્થ નથી.

ગભરાયલા ઉદ્વિગ્ન ચિત્તથી તે તેના સામું જોઇ રહ્યો. આ સમયે તેના મુખનો ભાવ અત્યંત કરુણાજનક હતો. શું આ સમાચાર સાંભળી તેનું મગજ ખસી તો નહિ ગયું હોય! હા, આ વિપત્તિની મને ખબર પડી તે ક્ષણથી જ મને આ પ્રકારનો ભય પ્રકટ્યો હતો. હવે હું આને શું કહું? કંઇક તો મારે તેને કહેવું જ જોઇએ, આ વગેરે વિચાર કરતો હવે શું કહેવું તેનો તે વિચાર કરવા લાગ્યો. પરંતુ તેનો પ્રયત્ન ક્ષણવાર અટકી ગયો, કારણ કે **મનોરમાએ** પાછું બોલવા માંડ્યું:—

તમે કહો છો કે મેં સર્વસ્વ ગુમાવ્યું છે. હું કહું છું કે તમે કશું ગુમાવ્યું નથી. હજી તમારી પાસે તમે પોતે, તથા તે શબ્દના અર્થમાં રહેલું સર્વ છે. પૂર્વે જે સંપત્તિના તમે સ્વામી હતા, તે સંપત્તિ જે બળવડે તમે પેદા કરી હતી, તે બળ હજી તમારી પાસે છે. તે બળ હજી પણ સંપત્તિને પેદા કર્યા કરે, એમ છે; અને ભાવિષ્યમાં જો કેવળ ન્યાયમાર્ગે તે બળને વાપરવામાં આવે તો પૂર્વે તેણે તમને જેટલું સંપાદન કરી આપ્યું હતું, તેના કરતાં પણ ઘણું જ વધારે હવે પછી પણ તે તમને સંપાદન કરી આપે એમ છે. અયોગ્ય માર્ગમાં વાપરેલું સામર્થ્ય ગમે તેટલું બળવાન્ હોય છે, તો પણ જ્યારે યોગ્ય માર્ગમાં તેને વાપરવામાં આવે છે ત્યારે તે અમર્યાદ બળવાળું થાય છે.

પોતાનાં વચનોની પોતાના પિતાના અંતઃકરણઉપર કેવી અસર થાય છે, તે જોવાને તે ક્ષણ વાર અટકી, પણ ઉત્તર આપવાસરખું તેણે કશું જ ચિહ્ન ન કર્યું તેથી તેણે શાંતિથી આગળ ચલાવ્યું.

'જ્યારે પર્વતની તળેટીમાં આવેલા જળાશયની પાળ તુટી જઇને તેમાંથી પાણી વહી જવા માંડે છે, ત્યારે આપણને એવું ભાન થાય છે કે પાણીનો સઘળો જથો હવે થોડા વખતમાં ખુટી જશે. પરંતુ આવેલી વિપત્તિઉપરથી દૃષ્ટિ ખસેડીને જ્યારે આપણે જ્યાંથી જળ આવતું હોય છે, તે મૂળસ્થાનપ્રતિ દૂર દૃષ્ટિ નાંખીએ છીએ ત્યારે આપણો વિચાર બદલાઇ જાય છે. પેલી પાર દૂર અખંડ હિમવાળાં પર્વતનાં શિખરો આવી રહ્યાં હોય છે, અને સૂર્યનો તાપ તેના ઉપર સર્વદા પડ્યા કરતો હોય છે. તુટેલી પાળને પાછી સાંધીને આખી પાળ, પૂર્વના કરતાં વધારે બળવાન્ માત્ર કરો, જળાશય તરત જ પાછું ભરાઇ જશે, છલાછલ અને તેથી પણ વધારે ભરાઇ જશે.'

શ્રીધરે કહ્યું, મને તારૂં કહેવું લેશ પણ સમજાતું નથી. તું શું કહે છે, તે જરા ખુલાસાથી સમજાવ. તારી વર્તણુકથી મને અત્યંત ભય તથા ચિંતા થાય છે. આપણા પર પડેલી વિપત્તિના સમાચાર સાંભળીને તું ઢગલો થઇ જઇશ, એમ મેં અહિં આવવાપૂર્વે ધાર્યું હતું, પણ તેને બદલે તું તો જાણે કશું જ બન્યું ન હોય તેમ વર્તે છે. આવા પ્રસંગમાં આવું વર્તન કોઈ ડાહી સ્ત્રીનું તો હોય જ નહિ. તારા મગજમાં કંઇક બિગાડ થયો હોવો જ જોઇએ.

તેણે કહ્યું, પિતાજી! ભયને શમાવીને શાંત થાઓ; અને આ વાક્ય તેણે એવી રીતે કહ્યું કે પ્રેમયુક્ત મમતા અને બુદ્ધિ તેના વદનઉપર વસ્તુતઃ ઝગઝગવા લાગ્યાં. અને ક્ષણ વાર તો શ્રીધર પણ તેના કથાપ્રમાણે પોતાના મનને શાંત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

આ જોઇને પાછી તે ધીરેથી બોલી, મારી બુદ્ધિમાં કોઇ પણ જાતનો ઠરો પણ બિ-

ગાઢ થયો નથી. વિપત્તિ આવવાનો ભય જણાતાં દુર્બળ મનનાં મનુષ્યો હરબડી જાય, એ સ્વાભાવિક છે. પ્રત્યેક વિપત્તિના મધ્યમાં સબળ મનનાં મનુષ્યો નિર્લેપ અને અવિકળ રહે, એ પણ તેવું જ સ્વાભાવિક છે.

આ વચનોના ઉત્તરમાં તેનાથી કશું જ બોલી શકાય એમ હતું નહિ. તરત જ તે પ્રત્યેક શબ્દઉપર ખાસ ભાર દઈને પાછી બોલી, મારા જીવનમાં ભલેને ગમે તેવો પ્રસંગ બનો તો પણ હું તેના કરતાં અધિક બળવાન્ છું. અને મારે શા માટે તેવાં ન થવું જોઇએ ? હું કંઇ જડ વસ્તુ નથી; તેમ જ જડ વસ્તુઓનો સમુદાય નથી; હું એક માનવ પ્રાણી છું, એક ચૈતન્યમય આત્મા છું.

શ્રીધરે નેત્રમાં અશ્રુ આણીને દીનતાથી કહ્યું. મનોરમા ! આપણી પાસે એક કોડી પણું હવે રહી નથી, એ જાણતાં છતાં પણ તું આવી બેદરકાર કેમ થાય છે ?

તેણે કહ્યું, હું બેદરકારી બતાવતી નથી; અને તેનાં સુંદર નેત્રોના અગમ્ય ઊંડા પ્રદેશમાં તેણે દૃષ્ટિ નાંખી તો તેને જણાયું કે તે સાચું જ કહેતી હતી. તે પાછી બોલી, મારૂં હૃદય તમારા જેટલું જ કોમળ છે, અને તમારા કરતાં પણ મને અત્યંત અધિકગણું લાગણી થાય છે; પરંતુ મારી આજુબાજુ ગમે તેટલાં તોફાનો ભલે થાય તો પણ મારી સૃષ્ટિમાં સર્વદા શાંતિ હોય છે.

લગભગ ઉપહાસસૂચક સ્વરે શ્રીધરે કહ્યું, પણ તેથી કંઇ, આપણે ગાંથરેહાલ થઇ ગયાં છીએ, એ સત્ય વાતમાં કશો જ ફેર પડતો નથી.

પણ મનોરમાએ તેના આ ઉપહાસને સૂચવનારા ભાવઉપર કંઇ જ ધ્યાન આપ્યું નહિ. તે માત્ર ઉભી થઇ, અને તેના સ્વભાવમાં જે કંઇ કોમળ, અને સુંદર અને બળવાન્ હતું, તેને પૂર્ણ રીતે ઉપર આણીને, શરીરનો, નેત્રનો, મુખનો અને મનનો એવા પ્રકારનો ભાવ ધાર્યો કે તેના પ્રતિ દૃષ્ટિ નાંખનાર ગમે તેવા મનુષ્યની નિરાશા તેના હૃદયમાંથી હંમેશનો ત્યાગ કરીને જતી રહે. તેના પ્રતિ દૃષ્ટિ નાંખવી, અને પછી દુર્બળતા અથવા નિષ્ફળતાનો વિચાર કરવો, એ દુર્બળતા અથવા નિષ્ફળતાના અસ્તિત્વને જ ભૂલી જવાજેવું હતું. અને શ્રીધરે પૂર્વે કદી નહિ અનુભવેલા એવા અનુરાગયુક્ત પોતાની ચમત્કારિક પુત્રીઉપર દૃષ્ટિ નાંખી. એક ક્ષણ વાર તો તેના મુખઉપરનો ઉદ્વેગ ઉડી ગયો, અને તેના ઉપર પ્રસન્નતાનું તેજ ચમકવા લાગ્યું. આ જોઇને મનોરમાએ ધીરેથી પરંતુ દૃઢતાથી પોતાની વાત આગળ ચલાવી.

તે બોલી, જે મનુષ્ય જ્યારે સર્વસ્વ તેની પાસેથી હરાઇ જાય છે ત્યારે પણ શાંત, સ્થિર અને અવિકળ રહી શકે છે, તેનામાં તેનું હરાઇ ગયેલું સર્વસ્વ પાછું પ્રાપ્ત કરવાનું સામર્થ્ય હોય છે.

મનોરમાના મુખમાંથી આ શબ્દો નીકળતાં જ તેના સામર્થ્યનું અને શ્રદ્ધાનું શુભ કારણ શ્રીધરના વિકળ મનને કંઇક સ્પષ્ટ થવા લાગ્યું. ના, તે ધારતો હતો તેમ તે ગાંડી થઇ ન હતી; ઉલટું તેનું મન તેના પૂર્ણ અંકુશમાં હતું. આ બાબતમાં તો હવે તેના મનમાં કશો સંશય રહ્યો નહિ. પણ તે ડાહી છે, એ જાણ્યાથી તેનું શું વળ્યું ? કારણ કે પોતાના સંબંધમાં જ્યારે તે વિચાર કરવા લાગ્યો ત્યારે તેને તેનું પોતાનું ભવિષ્ય, અંધારામાં

અંધારી રાત્રિકરતાં પણ વધારે અંધકારમય જણાવા લાગ્યું. આખરે તેણે હિંમત ધરીને પૂછયું, મનોરમા! ત્યારે મારે હવે શું કરવું? હું તને બળ અને દિલાસો આપવાને ઘેર આવ્યો હતો, પણ તેને બદલે મારે જ ધૈર્ય અને બળ અને દિલાસો તારી પાસેથી લેવાનો વખત આવ્યો છે. હું નિરાધાર બાળકજેવો થઈ રહ્યો છું. જે વિપત્તિના અપવિત્ર પ્રદેશમાં આપણો એકાએક પ્રવેશ થયો છે, તે પ્રદેશના ઉપર આધિપત્ય ભોગવનારી મહારાજ્ઞીરૂપ તું જ છે.

તે બોલી, આજથી તમે પુનઃ તમારા ઉદ્યોગનો આરંભ કરો, અને ન્યાયવાળા ઉદ્યોગનો જ આરંભ કરો. દૃઢ પાયાઉપર તમે પુન. બળવાન્ ઈમારત બાંધી શકશો, અને તમે જે કંઇ ખોયું છે, તે સઘળું જ તમે પાછું પ્રાપ્ત કરવાના જ.

(અપૂર્ણ.)

---

# चित्सुखीनो सार.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૯૨ થી)

## અનિર્વચનીય અવિદ્યાનો આક્ષેપ.

પૂર્વપક્ષી કહે છે કે આ અનિર્વચનીય અવિદ્યા તે કયી? એવો કોઇ પદાર્થ જ અર્થાત્ નથી. અનિત્ય, અશુચિ અને દુઃખરૂપ સંસારમાં નિત્ય બુદ્ધિ, શુચિ બુદ્ધિ અને સુખ બુદ્ધિ થવી તેનું નામ અવિદ્યા સર્વ મોક્ષવાદી માને છે અર્થાત્ સર્વ મોક્ષવાદી લોકમાં અવિદ્યા પ્રસિદ્ધ જ છે એમ સિદ્ધાન્તી કહેતો તે અયોગ્ય છે. કેમકે લોકમાં તો જ્ઞાનનો અભાવ પ્રસિદ્ધ છે અને એ જ્ઞાનાભાવથી અતિરિક્ત કોઇ અવિદ્યા પ્રસિદ્ધ નથી, એટલું જ નહિ પણ એવી અવિદ્યા ઉપપન્ન પણ નથી. લોકોમાં "હું જાણતો નથી" એવો વ્યવહાર વ્યવહાર કર્તાઓ કરે છે અને એ વ્યવહારમાં હું જાણતો નથી એનો અર્થ મને જ્ઞાન નથી એવો જ કરવામાં આવે છે અર્થાત્ એ વ્યવહાર જોતાં જ્ઞાનનો પ્રાગભાવ અથવા પ્રધ્વંસાભાવ માત્ર એ વ્યવહારના વિષયરૂપ જણાય છે. તાત્પર્ય કે એ અભાવ તે અભાવરૂપ છે અને તમે તો સત્ નહિ અને અસત્ નહિ એવી અનિર્વચનીય ભાવરૂપ અવિદ્યા માનો છો તેથી તે આ વ્યવહારથી પ્રસિદ્ધ થતી નથી. તેથી તમારા મનમાં સ્વીકારેલી અવિદ્યાની લોકપ્રસિદ્ધિ નથી એ સિદ્ધ છે. એટલું જ નહિ પણ એ અવિદ્યાની ઉપપત્તિ પણ કરી શકાતી નથી. કેમકે અવિદ્યા એ પદ विद्या અને न એવાં બે પદોનો સમાસ કરવાથી બનેલું છે. તેમાં न એ પદના અર્થ કોશમાં આપનાં જણાવ્યું છે કે नञ्समाधे निषेधे च स्वरूपार्थेऽप्यतिक्रमे । ईषदर्थे च सादृश्ये तद्विरुद्ध तदन्ययोः ॥ આ સર્વમાંથી અહિં સંભવતા આ ત્રણ અર્થ છેઃ (૧) તદભાવ, (૨) તદ્વિરોધી અને (૩) તદન્ય. આથી અતિરિક્ત ઈષદ્, સાદૃશ્ય વગેરે અર્થ તો દેખાડના જ સંભવે તેમ નથી. આ ત્રણ અર્થમાં પણ પ્રથમ અર્થ न નો લઇએ તો અવિદ્યાનો અર્થ વિદ્યાનો અભાવ થયો. ત્યાં જેમ વેદનો અભાવ એ અભાવરૂપ છે અને અનિર્વચનીય નથી તેમ વિદ્યાનો અભાવ પણ અભાવ જ છે અને અનિર્વચનીય નથી, અર્થાત્ આ અર્થમાં અનિર્વચનીય અવિદ્યાની ઉપપત્તિ થતી નથી. દ્વિતીય અર્થ લઇએ તો વિદ્યાનું જે વિરોધી છે તે અવિદ્યા છે એવો અર્થ થયો. ત્યાં વિદ્યાનો અર્થ તત્વજ્ઞાન છે

અને તત્ત્વજ્ઞાનનાં વિરોધી તો સંશય, વિપર્યયાદિ છે કેમકે જ્યાંસુધી સંશયવિપર્યય આદિ હોય છે ત્યાંસુધી તત્ત્વજ્ઞાન હોતું નથી અને અને તત્ત્વજ્ઞાન થયું એટલે સંશય વિપર્યયાદિ થતાં નથી. વળી તત્ત્વજ્ઞાન એ જ્ઞાન હોવાથી ન્યાયમતપ્રમાણે ત્રિક્ષણાવસ્થાયી ગુણ છે અને ઇચ્છા આદિ અન્ય ગુણો એના વિરોધી છે કેમકે એ ઉભયસાથે એક ક્ષણે આત્મામાં રહેતાં નથી. તેથી આ અર્થ લેતાં સંશય, વિપર્યય, ઇચ્છા આદિ અવિદ્યા છે એમ ઠરે અને એ સર્વમાંથી કોઈ પણ અનિર્વચનીય નથી તેથી આ અર્થમાં પણ અનિર્વચનીય અવિદ્યાની ઉપપત્તિ થઈ શકે તેમ નથી. જો એમને અનિર્વચનીય લેવામાં આવે તો એ સર્વ ભાવસ્વરૂપ છે એમ સર્વ અંગીકાર કરે છે તેનો વ્યાકોપ થાય છે. તૃતીય અર્થ લઇએ તો વિદ્યાથી અન્ય તે અવિદ્યા છે એમ ઠરે. તો તત્ત્વજ્ઞાનરૂપ અવિદ્યાથી અન્ય તો આત્માનાત્મરૂપ આ સમસ્ત પ્રપંચ છે પણ તે કંઈ અવિદ્યા નથી. આ રીતે ત્રણે અર્થમાં અવિદ્યાની ઉપપત્તિ થઈ શકતી નથી અને એવા પદાર્થની લોકમાં પ્રસિદ્ધિ તો છે જ નહિ.

આમ છતાં, પૂર્વ પક્ષી કહે છે કે, ધારો કે એના અર્થની ઉપપત્તિ છે છતાં એ અવિદ્યાનું લક્ષણ કોઈ સંભવતું નથી તેમ જ એના અસ્તિત્વમાં કોઈ પ્રમાણ પણ મળે તેમ નથી. ત્યાં અમે પૂછીએ છીએ કે એનું લક્ષણ શું ?

## અવિદ્યાના લક્ષણનો આક્ષેપ.

આના ઉત્તરમાં જો એવું કહેવામાં આવે અર્થાત આ લક્ષણ આપવામાં આવે કે વિદ્યા જેની વિરોધી છે, વિનાશ કરનાર છે તે અવિદ્યા તો જ્ઞાનથી નિવૃત્ત થવાપણારૂપ એ લક્ષણ અયુક્ત છે. અપૂર્વ ધર્મ તે લક્ષણ છે એમ ક્યારે કહેવાય કે જ્યારે તે લક્ષ્યમાં હોય અને લક્ષ્યમાત્રમાં જ હોય. આત્મામાં બે જ્ઞાન સાથે હોઈ શકતાં નથી તેથી ઉત્તરજ્ઞાન થાય એટલે પૂર્વજ્ઞાન નિવૃત્ત થઈ જાય છે. તેથી જ્ઞાનનિવર્ત્યત્વરૂપ ધર્મ એ પૂર્વ જ્ઞાન પણ અવિદ્યા, અજ્ઞાન છે એમ પ્રાપ્ત થાય છે કે જે ઉભય વાદીના મતથી વિરુદ્ધ છે. તાત્પર્ય કે જ્ઞાન નિવર્ત્યત્વરૂપ ધર્મ લક્ષ્યરૂપ અવિદ્યાથી અતિરિક્ત જે પૂર્વ જ્ઞાન તેમાં પણ વર્તતો હોવાથી એ અતિવ્યાપ્તિ દોષથી ગ્રસિત છે.

આ દોષ અટકાવવા જો ' અનાદિ હોઇને ' એવું વિશેષણ વધારો અર્થાત્ જે અનાદિ છે અને જ્ઞાનથી નિવૃત્ત થાય છે તે અવિદ્યા એમ લક્ષણ બાંધો તો તે પણ અયુક્ત છે. કેમકે એ લક્ષણની અતિવ્યાપ્તિ જ્ઞાનના પ્રાગભાવમાં છે. આ ક્ષણે જે જ્ઞાન થયું તેનો પ્રાગભાવ અનાદિ હતો અને એ પ્રાગભાવ એ જ્ઞાન થતાં નિવૃત્ત થાય છે. તેથી એ જ્ઞાનનો પ્રાગભાવ અનાદિ છે અને જ્ઞાન નિવર્ત્ય છે. આ જ પ્રમાણે ઇતર જ્ઞાનનો પ્રાગભાવ પણ એ ધર્મવાળો છે. છતાં એ સર્વ અભાવરૂપ છે અને અવિદ્યારૂપ નથી તેથી અલક્ષ્ય છે. માટે આ લક્ષણ પણ અતિવ્યાપ્તિ દોષથી ગ્રસિત છે.

જ્ઞાનપ્રાગભાવમાં થતી અતિવ્યાપ્તિ અટકાવવા " ભાવરૂપતા " વિશેષણ વધારો અને જે ' અનાદિ ભાવરૂપ છે અને જ્ઞાનનિવર્ત્ય છે ' તે અવિદ્યા છે, એવું લક્ષણ બાંધો તો એ લક્ષણ અયુક્ત છે. કેમકે જે જે અનાદિ ભાવરૂપ પદાર્થ છે તે સર્વ નિત્ય છે, કોઇથી પણ નિવૃત્ત થઇ શકે તેમ નથી. આત્મા એ અનાદિ ભાવરૂપ પદાર્થ છે અને તે નિત્ય છે, એ ઉભય સંમત છે. તેથી આ લક્ષણ આંતર વિરોધથી જ ગ્રસ્ત છે, અસંભવ દોષવાળું છે.

અહિં જો એવું કહેવામાં આવે છે કે યદ્યપિ નવીન નૈયાયિકો એવું માને છે કે ઘટાદિ પાર્થિવ પદાર્થને ભટ્ટીમાં મૂકવામાં આવે છે ત્યારે અગ્નિસંયોગરૂપ પાક થવાથી એના પરમાણુમાં રહેલા શ્યામત્વાદિ ગુણો નાશ પામે છે અને તેને સ્થાને રક્તત્વાદિ ગુણો ઉદ્ભવે છે અર્થાત્ તેથી પાર્થિવ પરમાણુનાં રૂપાદિ વિશેષ ગુણો પાકજન્ય છે, તથાપિ પ્રાચીન નૈયાયિકના મતપ્રમાણે પરમાણુના વિશેષ ગુણો અનાદિ ભાવરૂપ પદાર્થ છે છતાં તેની નિવૃત્તિ તેઓ સ્વીકારે છે. તેથી એ મતપ્રમાણે અનાદિ ભાવ પદાર્થ હોય છતાં તે નિવૃત્ત થાય એમાં અસંભવ નથી. તો પૂર્વપક્ષી કહે છે કે, એ મતમાં માનેલા એ પરમાણુના વિશેષ ગુણોમાં જ આ પ્રસ્તુત લક્ષણની અતિવ્યાપ્તિ થાય છે. કારણ કે એ વિશેષગુણો અનાદિ ભાવરૂપ પદાર્થ છે અને ઈશ્વિરજ્ઞાનથી નિવર્ત્ય છે તેથી એમાં પ્રસ્તુત લક્ષણ લાગે છે છતાં એ ગુણો અવિદ્યા નથી. તેથી ઉભયથા આ લક્ષણ અયુક્ત છે.

હવે જો અનાદિ અનિર્વચનીય અજ્ઞાન તે અવિદ્યા એવું લક્ષણ આપો તો તે પણ અયુક્ત છે. કારણ કે અનિર્વચનીય એટલે શું ? જેનું કોઇ પણ રીતે અનિર્વચન ન થઈ શકે, જે નિર્વચનનો વિષય નથી તે અનિર્વચનીય કહેવું કે સદસતથી વિલક્ષણ હોય તે અનિર્વચનીય કહેવું ? જો પ્રથમ પક્ષ સ્વીકારો તો તે અયુક્ત છે કેમકે "જે નિર્વચનનો અવિષય છે" એ પ્રકારે જ એવું નિર્વચન થઈ રહે છે તેથી સર્વથા અનિર્વચનીય તે નથી. દ્વિતીય પક્ષ સ્વીકારો તો એવો પદાર્થ જ સંભવે તેમ નથી. ભાવ અને અભાવ એ પરસ્પર વિરુદ્ધ છે તો જે ભાવથી વિલક્ષણ છે તે અભાવમાં જ છે અને જે અભાવથી વિલક્ષણ છે તે ભાવમાં જ આવે છે તે પ્રમાણે સત અને અસત્ એ પરસ્પર વિરુદ્ધ છે માટે જે સતથી વિલક્ષણ હોય તે અસત્ જ હોવું જોઇએ અને અસતથી વિલક્ષણ હોય તે સત્ જ હોવું જોઇએ અર્થાત્ સતથી જે વિલક્ષણ છે તે અસતથી વિલક્ષણ નહિ હોઇ શકે અને અસતથી વિલક્ષણ જે હોય તે સતથી વિલક્ષણ ન હોઇ શકે. તાત્પર્ય કે ઉભયથી વિલક્ષણત્વ અસંભવ છે.

જે ભ્રમનું ઉપાદાન કારણ છે તે અજ્ઞાન અથવા અવિદ્યા છે એવું લક્ષણ આપો તો તે પણ અયુક્ત છે. કેમકે ભ્રમ એ વિપરીત જ્ઞાનરૂપ છે અને તેથી એમનું અજ્ઞાનનું ઉપાદાન કારણ જે આત્મા. તે વિપરીત જ્ઞાનરૂપ ભ્રમનું પણ ઉપાદાન કારણ છે. પણ આત્મા કંઇ અવિદ્યા અથવા અજ્ઞાન નથી. તેથી એ લક્ષણની આત્મામાં અતિવ્યાપ્તિ થાય છે. અહિં જો એવું કહો કે જેનું ઉપાદાન સત્ય પદાર્થ છે તે વસ્તુ પણ સત્ય હોય છે માટે આત્મા જો ભ્રમનું ઉપાદાન લઇએ તો ભ્રમ સત્ય થવો જોઇએ, પણ તેમ નથી તેથી આત્મા ભ્રમનું ઉપાદાન નહિ હોય પણ અન્ય જ રહેવું જોઇએ, તો એ કથન યુક્ત નથી. કેમકે ભ્રમ પણ સ્વરૂપે તો સત્ જ છે; ભ્રમનો જે વિષય છે તે સત્ય નહિ હોવાથી એનું ભ્રમ મિથ્યા છે એવો વ્યવહાર કરવામાં આવે છે. એ વ્યવહારમાં ભ્રમને સ્વરૂપે અસત્ કહેવામાં આવતો જ નથી. તેમ ભ્રમ સત્ય હોવાથી એનું ઉપાદાન આત્મા થઈ શકતાં લેશ પણ બાધ નથી. જો ભ્રમસ્વરૂપે અસત્ય હોય તો તો "આટલા સમયસુધી આ રજત છે, એવું મને ભાસ્યું હતું" એ પ્રકારની એ ભાનની સત્યતા દર્શાવનારી પ્રતીતિ નહિ થતી જોઇએ, અર્થાત્ ભ્રમને સ્વરૂપે અસત્ય માનવામાં આ અનુભવનો વિરોધ આવે છે. તેથી આત્મા ઉપાદાન થઈ શકે છે અને આ લક્ષણની આત્મામાં અતિવ્યાપ્તિ સ્પષ્ટ છે.

આ પ્રકારે અવિદ્યા અથવા અજ્ઞાનનાં આપવામાં આવતાં સર્વ લક્ષણો દોષયુક્ત ઠરે છે. એમ છતાં અભ્યુપગમ કહીએ કે ભલે આમાંથી કોઈ અવિચારિત રમણીય લક્ષણ હોય તો પણ એ અવિદ્યાના અસ્તિત્વમાં કોઇ પણ પ્રમાણ નથી. (અપૂર્ણ.)

---

# વધો, આગળ વધો.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૩૧૨ થી. )

મનુષ્ય પોતાની ઉન્નતિ કેટલી કરી શકે છે, તે જણાવતા પૂર્વે આપણે એ જાણવાની જરૂર છે, કે શા માટે મનુષ્યની ઉન્નતિ સત્વર થતી નથી અને હજારો વર્ષે કે અનેક જન્મે થાય છે. એક જન્મમાં મનુષ્યની કેટલીક ઉન્નતિ થાય છે, બીજામાં કેટલીક થાય છે, અને આ પ્રમાણે દરેક જન્મમાં થોડી થોડી તેની ઉન્નતિ થતી રહે છે જ. પણ આ ઉન્નતિનું માપ કાઢવાનું કોઇ સાધન આપણી પાસે હોય તો, તેનું પ્રમાણ ઘણું જ થોડું આવવાનું. આ પ્રમાણે ઉન્નતિ કરવી, કે આ પ્રમાણે ઉન્નતિ થવી, એ પૂર્વના જમાનાના મનુષ્યોને ભલે અનુકૂલ હોય, પણ વર્તમાન સમયના મનુષ્યને તે અનુકૂલ હોય, એ યોગ્ય નથી. પૂર્વે મનુષ્યો ગાડામાં એક કલાકના એક કે બે માઇલની ઝડપથી મુસાફરી કરતાં હતાં, પણ આજે રેલ્વે ટ્રેનની શોધથી મનુષ્યો એક કલાકમાં પચીશ ત્રીશ કે તેથી પણ અધિક માઇલની મુસાફરી કરી શકે છે. આ જ પ્રમાણે મનુષ્ય પોતાની ઉન્નતિરથના વેગને પણ વધારી શકે છે અને તે વધારી શકવાને સમર્થ છે. માત્ર તેણે આ પ્રમાણે સત્વર ઉન્નતિ કેવા નિયમે કરવી તે નિયમ જ શોધી કાઢવાની જરૂર છે. જો તે પોતાની ઉન્નતિ સત્વર કરવાના નિયમને શોધી કાઢે છે તો જે તે અનેક જન્મમાં નથી સિદ્ધ કરી શકતો, તે એક જન્મમાં સિદ્ધ કરી શકે છે. અને આવા નિયમ વિશ્વમાં નથી, એમ પણ નથી જ. રેલ્વે ટ્રેનની શોધ નહતી થઈ ત્યાંપર્યંત, કલાકના પચીશ ત્રીશ માઇલના વેગથી મુસાફરી કરી શકાય, એવું સાધન સંભવિત છે, એમ મનુષ્યો માનતાં ન હતાં. તેમને આવી શોધની કલ્પના પણ ન હતી. પણ બુદ્ધિમાન્ શોધકે આવી શોધ કરી, અને આવું સાધન સંભવિત છે, એમ મનાવા લાગ્યું. આપણે કોઈ કાર્ય કરીએ અને તેમાં જેટલો સમય જાય, તે જ કાર્ય કોઈ દેવને કરવું હોય તો તેટલો સમય જતો નથી. કારણ? કારણ એ જ, કે તે કાર્ય કેમ સત્વર સિદ્ધ કરવું તેના નિયમનું દેવને જ્ઞાન છે. હવે જો મનુષ્ય પણ આ નિયમને શોધી કાઢે તો તે પણ દેવની પેઠે પોતાનાં કાર્ય સહજ સિદ્ધ કરી શકે છે, આ વિશ્વમાં જે જે નિયમો રહેલા છે, તે તે નિયમોનું અમુકને જ જ્ઞાન થાય છે, એમ નથી. જે જે નિયમોને શોધી કાઢવાને પ્રયત્ન કરે છે, તે સર્વને તેનું જ્ઞાન થાય છે જ. તેથી પોતાની ઉન્નતિ સત્વર કેવી રીતે કરવી, એ ખોળી કાઢવાને મનુષ્યે જ્યાંસુધી પ્રયત્ન નથી કર્યો, ત્યાંસુધી જ તેની ઉન્નતિ સાંઢના ટટ્ટની પેઠે મંદવેગથી થતી રહી છે. પણ જ્યાં તેણે પોતાની ઉન્નતિ સત્વર કરવાનું હાથમાં લીધું, કે વિદ્યુત્વેગે તેની ઉન્નતિ થયાવિના નહિ જ રહે.

પૂર્વના હજારો વર્ષમાં મનુષ્યની ઉન્નતિ થવી જોઇએ તેટલી શા માટે નથી થઇ, અને

ઘણી જ ઓછી થઈ છે, તેનું કારણ શું ? કારણ, એ છે, કે તેણે એથી વિશેષ ઉન્નતિ કરવાની કદી ઇચ્છા નથી કરી, એથી વિશેષ ઉન્નતિ થઈ શકવી સંભવિત છે એમ તેણે માન્યું નથી તથા તેને કોઈએ આ પ્રમાણે થવું સંભવિત છે, એમ જણાવ્યું પણ નથી. શા માટે મનુષ્યની ઉન્નતિ અસાધારણ થઇ શકે છે, એ સંબંધમાં આપણે વિચાર કરીએ તો આપણને અનેક કારણો દૃષ્ટિએ આવશે જ. મનુષ્ય એ ઈશ્વરનો અંશ કહેવાય છે. ઈશ્વરમાં આપણે સર્વ પ્રકારની શક્તિ, તથા સર્વ પ્રકારનું જ્ઞાન રહેલું છે, એમ માનીએ છીએ. હવે આ સર્વ પ્રકારની શક્તિ અને સર્વ પ્રકારનું જ્ઞાન, મનુષ્ય ઈશ્વરનો અંશ હોવાથી તેનામાં પણ રહેલાં છે, અને તે ઇચ્છે તો પ્રકટ કરી શકે છે. કોઇ કહેશે, કે જ્યારે મનુષ્ય ઈશ્વરનો અંશ છે, ત્યારે શા માટે ઈશ્વરના જેવી શક્તિઓ તેનામાં જણાતી નથી ? ક્યાંથી જણાય ? તેણે પોતાના સામર્થ્યવડે પોતાની આ શક્તિઓને જાગ્રત્ નહિ કરતાં પ્રચ્છન્ન અર્થાત્ ગુપ્ત રાખી છે. તેણે જેમ પોતાના ઈશ્વરના અંશને ગુપ્ત રાખ્યો છે તેમ તે તેને પ્રકટ પણ કરી શકે છે. ગુપ્ત રાખવાની ઇચ્છા થતાં તેને ગુપ્ત રાખ્યો છે, અને પ્રકટ કરવાની ઇચ્છા થતાં તેને પ્રકટ કરી શકે છે. જેણે જેણે આ અંશને પ્રકટ કરવાની ઇચ્છા કરી છે, તે પ્રકટ કરી શક્યા છે જ. વળી કોઈ અત્ર શંકા કરશે, કે મનુષ્યને આ અંશને ગુપ્ત રાખવાની ઇચ્છા હોતી જ નથી, પણ પ્રકટ કરવાની ઇચ્છા હોય છે. આ શંકાનું ઉત્તર એ છે, કે ૯૫ ટકા આ સામર્થ્યને પ્રછન્ન રાખવાની ઇચ્છા તે કરે છે અને ૫ ટકા તેને પ્રકટ કરવાને તે ઇચ્છે છે, અને તેથી જ તેનામાં ઈશ્વરનો અંશ જોઇએ તે પ્રમાણમાં જાગ્રત્ થતો નથી. પોતાના સામર્થ્યને ગુપ્ત રાખવું એ પણ એક શક્તિ જ છે. તે સ્વતંત્રતાથી આ પ્રમાણે કરે છે તેમાં ઈશ્વર કે અન્ય કોઇનો દોષ નથી જ.

એક મનુષ્ય પોણોસો વર્ષ જીવે છે, તો બીજો સો જીવે છે. હવે જે પોણોસો વર્ષ જીવે છે, તે સો વર્ષ જીવી શકે, એમ આપણે સ્વીકારીએ તો તેમાં ખોટું નથી જ. અને તે જ પ્રમાણે સોથી અધિક વર્ષ પણ અન્ય મનુષ્ય શા માટે ન જીવી શકે ? જીવી શકે જ. એક મનુષ્ય હજાર રૂપૈયા કમાય છે, બીજો દશ હજાર અને ત્રીજો એક લાખ કે દશ લાખ કમાય છે. હવે જે નિયમે દશ લાખ રૂપૈયા મળી શકે છે તે નિયમે કરોડ કે તેથી અધિક રૂપૈયા પણ કમાઈ શકવાનો સંભવ છે જ. તાત્પર્ય, કે મનુષ્યની ઉન્નતિ છે જે શાખામાં તે ઇચ્છે તેટલી શકે છે. મનુષ્યની ઉન્નતિનો અંત નથી. આટલું જ તે કરી શકે છે, એમ આપણે મર્યાદા બાંધી શકીએ તેમ નથી જ. ઈશ્વરને અનંત જ્ઞાન અને અનંત સામર્થ્યસંપન્ન કહેવામાં આવે છે, અને મનુષ્ય ઈશ્વરનો અંશ હોવાથી તેનામાં પણ આ અનંત જ્ઞાનસામર્થ્ય પ્રકટ થઈ શકે છે. અનંત એટલે જેનો અંત નથી એવાં. તેથી જ આપણે કહ્યું, કે મનુષ્યના જ્ઞાન અને સામર્થ્યની વૃદ્ધિને અંત નથી. તે યુગોના યુગોપર્યંત પોતાનાં જ્ઞાનસામર્થ્ય વધાર્યા કરે તો તે વધી શકે છે કારણ કે તેનો અંત નથી, તે અનંત છે.

ભૂતકાળના મનુષ્યે એટલું જ માન્યું હતું, કે ત્રણ ચાર કે બહુ બહુ તો ૭ સાત માળનું ઘર બાંધી શકાય તે લાખ કે કરોડ રૂપૈયા બહુ બહુ તો મેળવી શકે, તે પોણોસો કે સો વર્ષ જીવી શકે; ક્ષય, લકવો આદિ અસાધ્ય દરદોઉપર તેનું સ્વામિત્વ ન હોઈ શકે, વૃદ્ધાવસ્થા અને મરણ એ સ્વાભાવિક છે, અને તેથી તેમનો જય થવો અસંભવિત છે, વગેરે. અને આ પ્રમાણે માનવાથી તે તેટલુ જ કરી શક્યો છે, તો પણ ૭ સાત માળનું ઘર, લાખ બે

લાખ રૂપૈયા, સો વર્ષનું આયુષ્ વગેરે આપણને મળી શકે છે, એવું કંઈ સર્વ મનુષ્યોએ માન્યું નથી, પણ કોઈ કોઈ મનુષ્યોએ જ માન્યું છે. મનુષ્યનો મોટો ભાગ દરિદ્રાવસ્થામાં જ રહેલો છે. તેણે તો એક બે માળના હવાઅજવાળાવિનાના ઝુંપડાજેવા ઘરમાં, પાંચસો કે હજાર રૂપૈયાની સંપત્તિમાં, સો વર્ષના આયુષ્યમાં, અને અનેક વ્યાધિગ્રસ્ત દશામાં, જ જીવન પૂરું કર્યું છે. આથી વિશેષ કંઈ બની શકે છે, એવું તેણે માન્યું પણ નથી, અને એથી વિશેષ તેણે કંઈ કર્યું પણ નથી જ. જો તેણે એથી વધારે કંઈ પણ કરવાની ઇચ્છા કરી હોત, તો તે કંઈ પણ વિશેષ કરી શકયો હોત.

પ્રિય વાચક ! ભૂતકાળના મનુષ્યે આ પ્રમાણે માન્યું હતું, તે તેને માટે યોગ્ય હતું, પણ તમારે માટે આજે તે યોગ્ય નથી જ. તે કલાકે બે માઈલ ચાલતા ગાડામાં ધુળ ખાતો, તાપ તાઢ વેઠતાં મુસાફરી કરતો હતો અને તમે કલાકના પચીસ ત્રીશ માઈલપ્રમાણે ઉત્તમ હવાને શ્વાસમાં લેતાં, તથા તાપ ટાઢનું જરા પણ દુઃખ નહિ વેઠતાં સુખપૂર્વક અને આનંદપૂર્વક રેલ્વેટ્રેનમાં મુસાફરી કરી શકો છો. વર્તમાનકાળ તે ભૂતકાળ નથી, પણ વર્તમાનકાળ છે. ભૂતકાળ અને વર્તમાનકાળમાં ઘણું અંતર છે. તમે વર્તમાનકાળમાં રહો છો પણ તમારા આચારવિચાર જો ભૂતકાળજેવા છે, તો તમે વર્તમાનકાળમાં નથી રહેતા, પણ ભૂતકાળમાં રહો છો, તમે તમારી ઉન્નતિ નથી કરતા પણ જ્યાં છો ત્યાં જ રહો છો. તમારા વિચારને અને આચારને તમારે બદલવાની જરૂર છે. તમારી ઉન્નતિ કુદરતા નિયમે અનેક જન્મે કરવાની નથી, પણ વર્તમાન જન્મમાં જ કરવાની છે. તમારી ઉન્નતિરથના વેગને તમારે ગાડાજેટલો રાખવાનો નથી, પણ રેલ્વેટ્રેનજેટલો કરવાનો છે. પૂર્વના મનુષ્યો નામધારી મનુષ્યો હતા, પણ તમારે યથાર્થ મનુષ્ય થવાનું છે. તમે ઈશ્વરના અંશરૂપ હોવાથી તે અંશને તમારે ગુપ્ત રાખી મૂકવાનો નથી, પણ પ્રકટ કરવાનો છે. અને આ અંશ જેટલા અંશમાં તમે પ્રકટ કરવાને ઇચ્છશો તેટલા અંશમાં તમે પ્રકટ કરી શકશો.

તમે ઈશ્વરના અંશભૂત છો અને ઈશ્વરના ઐશ્વર્યનો અંત નથી તો પછી તમે શા માટે આવી ક્ષુદ્ર સ્થિતિમાં પડી રહ્યા છો ? તમારી આવી સ્થિતિમાં તમને ઈશ્વરનો અંશ કોણ કહી શકશે ? અંતરમાં તમારા આ અંશને જુઓ અને તમારી પોતાની મહત્તાને અસંત વધારી મૂકો. તમે ઝુંપડાજેવા ઘરમાં પડી રહેવાને યોગ્ય નથી પણ પચીશ પચાસ માળવાળા દૈવી મહાલયમાં રહેવાને યોગ્ય છો. તમે પાંચસો હજાર રૂપૈયાજેટલી સંપત્તિને યોગ્ય નથી, પણ અનર્ગલ ધનના સ્વામી થવાને યોગ્ય છો. તમે નાના વ્યાધિથી પીડાવાને યોગ્ય નથી, પણ તમે વ્યાધિમાત્ર ઉપર સ્વામીત્વ મેળવવાને યોગ્ય છો. તમને વૃદ્ધાવસ્થા આવી શકે તેમ નથી, પણ નિરંતર યુવાવસ્થા જ તમારે માટે યોગ્ય છે. તમે પચાસ પોણોસો વર્ષ જીવી શકો તેમ નથી, પણ તમે હજારો વર્ષ અને ઇચ્છો તેટલો સમય જીવન ધારણ કરવાને યોગ્ય છો. તમે રંક નથી પણ મહારાજાઓના પણ મહારાજા છો. ઈશ્વરના ઐશ્વર્યની કોણ મર્યાદા બાંધી શકે તેમ છે ? અને તમે ઈશ્વરના અંશરૂપ હોવાથી તમારા ઐશ્વર્યની મર્યાદા પણ બાંધી શકાય તેવી નથી. આ ઈશ્વરની અત્યંત મહાન્ સ્થિતિમાં તમે બેસો, તેમાં જ અખંડ રહો, તેમાં જ ચાલો, અને તન્મય થઈ રહો. આ સ્થિતિસાથે સરખાવતાં તમારી વર્તમાન સ્થિતિ અત્યંત ક્ષુદ્ર છે. તેને તમારે કંઈ સંબંધ નથી. તમે તેને રાખી રહ્યા છો તેથી જ તે રહી છે, તેનો ત્યાગ કરીને મહાઅદ્ભુત સ્થિતિમાં વિરાજો અને દૈવી સુખનો અનુભવ કરો.

આ જગતમાં મહાન્‌માં મહાન્ સ્થિતિ તમારે માટે યોગ્ય છે. માટે તમે ક્ષુદ્ર સ્થિતિની કલ્પના કરતા નહિ, પણ મોટામાં મોટી સ્થિતિની જ, કલ્પના કરો. પૂર્વના હજારો વર્ષઉપરના મનુષ્યો ક્ષુદ્ર સ્થિતિમાં પડ્યા રહ્યા હતા કારણ કે તેમણે તેવી સ્થિતિથી કોઈ ઉચ્ચ સ્થિતિમાં જઈ શકાય છે, તેવી ઇચ્છા જ નહોતી કરી અને તેથી તે તેવી સ્થિતિમાં રહ્યા હતા. આજે પણ મનુષ્યો જે સ્થિતિમાં છે તે સ્થિતિથી ઉચ્ચ સ્થિતિની તે ઇચ્છા કરતા નથી, અને તેથી જ તેમાં રહે છે. તમારે પણ તેવી સ્થિતિમાં પડ્યા રહેવું હોય તો ભલે, તેવી સ્થિતિની ઇચ્છ કરજો, પણ તમારે એથી આગળ વધવું હોય તો ઉંચી સ્થિતિને જ ઇચ્છજો.

આ હિંદુસ્થાનને તમારે વર્તમાન સ્થિતિમાંથી સ્વર્ગથી પણ ઉચ્ચ સ્થિતિમાં જો મૂકવો હોય તો, તમારી ઇચ્છાને પ્રથમ અત્યંત ઉચ્ચ કરો; તમે પ્રથમ અત્યંત ઉચ્ચ થાઓ. સૂર્યોદય થતાં જેમ અંધકાર એની મેળે જતો રહે છે તેમ તમારી યોગ્યતા વધતાં તમારી આજુબાજુની ક્ષુદ્ર સ્થિતિ એની મેળે જ અળપાઈ જશે. કોઇ મોટા પુરુષ કોઇ ઠેકાણે જાય છે તો તેનેયોગ્ય અનુકૂલતા જેમ ત્યાં સ્થાય છે, તેમ તમે પણ વાસ્તવિક મહત્તાને ધારણ કરશો તો તમારી આસપાસ તમારી મહત્તાને શોભે અને તેને વધારે એવી જ વ્યવસ્થા થશે. આપણે જેવી સ્થિતિમાં રહેવાની ઇચ્છા કરી છે, તેવી સ્થિતિ આપણને મળી છે; હવે એથી ઉચ્ચ સ્થિતિની આપણે ઇચ્છા કરીશું તો તેવી સ્થિતિ પણ આપણને મળશે જ. વર્તમાન સમયમાં હિંદુસ્થાનની જેવી સ્થિતિ છે, તેવી તેની સ્થિતિ શાથી છે ? તેમાં રહેનાર મનુષ્યો તે સ્થિતિને પાત્ર છે તેથી. તેમની પાત્રતા જો એથી ઉચ્ચ હોત તો હિંદુસ્થાનની સ્થિતિ પણ ઉચ્ચ હોત. તાત્પર્ય, કે દેશ મનુષ્યોને બનાવતો નથી, પણ મનુષ્યો દેશને ક્ષુદ્ર કે મહાન્ બનાવે છે. પૂર્વના ઋષિમુનિઓએ આ જ દેશને કેટલો ઉચ્ચ કર્યો હતો! અને વસ્તુતઃ આ ઉચ્ચતા, એ શું હતું ? તે ઋષિમુનિઓની યોગ્યતા અને આ યોગ્યતાપ્રમાણે વર્તમાને સમયમાં પણ જો મનુષ્યો પોતાની યોગ્યતા વધારે છે તો દેશની યોગ્યતા એની મેળે જ વધે છે.

આપણામાંથી કોઇને પચીશ વર્ષ થયાં હશે, કોઇને પચાશ કે કોઇને પોણોશો થયાં હશે. હવે આટલા વર્ષમાં આપણે આપણી કેટલી ઉન્નતિ કરી છે, તે જોવું ઘટે છે. આપણે વ્યાધિઉપર, વૃદ્ધાવસ્થાઉપર, મૃત્યુઉપર, નિર્ધનતાઉપર, આદિ વિવિધ વસ્તુઓઉપર કેટલું સ્વામીત્વ મેળવ્યું છે તે જોવું ઘટે છે. કારણ કે જો આ પ્રમાણે આપણે આપણા સામર્થ્યની વૃદ્ધિ નથી કરી, તો પછી આપણે આગળ વધ્યા છે, એમ શી રીતે કહી શકાય ? પ્રતિદિન આગળ વધવાની આપણે જરૂર છે જ, અને તેમ કર્યાવિના આપણી ઉન્નતિ થતી નથી અને પરતંત્રતા ટળતી નથી. આપણે નિરંતર નિરામય રહી શકવાને યોગ્ય છીએ, નિરંતર યુવાવસ્થા સ્થિર રાખી શકવાને આપણે સમર્થ છીએ, યથેચ્છ સમય જીવવાને આપણે શક્તિમાન્ છીએ, અનર્ગલ ધનના સ્વામી થવાને આપણી યોગ્યતા છે, એ વગેરેનો દૃઢ શ્રદ્ધાપૂર્વક સ્વીકાર કરવો જોઇએ. અને આ પ્રમાણે શ્રદ્ધાપૂર્વક માન્યા પછી આ સર્વની આપણે ઇચ્છા કરવી જોઇએ. આ શ્રદ્ધા અને આ ઇચ્છા પ્રકટતાં જ મનુષ્યનામાં એક પ્રકારની વિલક્ષણતા આવે છે. તે સામાન્ય મટી અસામાન્ય થતો જાય છે. તેનો જાણે નૂતન જન્મ થયો હોય તેમ થાય છે. પરતંત્રતાની ટુંકી મર્યાદા દૂર થઇ સ્વતંત્રતાની વિસ્તૃત મર્યાદા તેની દૃષ્ટિએ પડે છે. હવે જ તે તે વાસ્તવિક મનુષ્યપદમાં આવે છે, અને હવે જ તેનો ઉન્નતિરથ યથાર્થ વેગથી ચાલવા માંડે છે. મહાન્ થવાની, ઈશ્વરના અં-

રૂપ થવાની ઇચ્છાને જાગ્રત્ રાખવી, તેને સતત પોષ્યા કરવી, પરિણામે તેને તીવ્ર કરવી, ઉન્નતિનું સૂત્ર છે. ઇચ્છા સતત પોષાતાં તે તીવ્ર થાય છે અને આવી તીવ્રેચ્છો ઈપ્સિત ને અવશ્ય ઉત્પન્ન કરે છે જ. (અપૂર્ણ.)

---

# आपणुं चमत्कारिक तनुमंदिर.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૨૧૯ થી. )

## ૨૦ વાતાયન.

પ્રત્યેક ગૃહને વાતાયન અર્થાત્ બારી હોય છે, તે પ્રમાણે આપણા આ તનુમંદિરને પણ બારી છે જ. આપણા આ તનુમંદિરને બે બારી છે, અને તે અત્યંત ઉપયોગી છે. આ બે વાતાયન તે આપણાં બે નેત્ર છે. ઘરનો માલીક જેમ ઘરમાં રહીને બારીમાંથી બાહ્ય જગતમાં જુએ તેમ, તનુમંદિરમાં રહેલો અભિમાની પણ આ નેત્રરૂપી બારીમાંથી બહારના જગતને જુએ છે, અને જગતનું જ્ઞાન મેળવે છે. આ બે નેત્રવડે મનુષ્ય પોતાનો સર્વ વ્યવહાર ચલાવી શકે છે, એટલાં તે ઉપયોગી છે. નેત્રની આગળ પોપચાંને લગતી પાંપણો હોય છે, જે નેત્રની શોભામાં વૃદ્ધિ કરે છે એટલું જ નહિ, પણ તે બહારથી નકામા હાનિકારક નેત્રમાં જતા પદાર્થને પણ અટકાવે છે. પોપચાંવડે પણ તે જ પ્રમાણે નેત્રનું સંરક્ષણ થાય છે. કોઈ પદાર્થ નેત્રમાં જતો હોય છે તો પોપચાં પોતાની મેળે જ બંધ થઈ જાય છે. પોપચાંની તળેના ભાગમાંથી એક જાતનો પ્રવાહી પદાર્થ હંમેશાં ઝર્યા કરે છે, જે નેત્ર ઉઘાડબંધ કરવાથી નેત્રના તમામ ભાગમાં ફરી વળે છે અને સપાટીને આર્દ્ર રાખે છે. આ પાણીજેવો પદાર્થ પુનઃ નેત્રના તળેના પોપચામાં થઇને નીચે ઉતરી પડે છે અને તે નાકમાં થઇને બહાર નીકળી જાય છે. પ્રસંગે આ પદાર્થ અર્થાત્ પાણી વિશેષ પ્રમાણમાં પણ ઝરે છે, અને ત્યારે તે અંદરના પોપચામાં થઇને એકી વખતે તમામ અંદર જઈ શકતો નથી અને તેથી તે બહાર નીકળી જાય છે. આ બહાર નીકળી જતા પાણીને આપણે અશ્રુ કહીએ છીએ. જ્યારે શોક થાય છે કે જ્યારે અતિહર્ષ થાય છે ત્યારે આ પદાર્થ વિશેષ પ્રમાણમાં નેત્રમાંથી ઝરે છે; નીચેના પોપચાંની બાજુમાં કેટલીક ગ્રંથિઓ છે, જેમાંથી તેલજેવો એક પદાર્થ ઝરે છે, જેનાવડે નેત્ર જ્યારે બંધ કરવામાં આવે છે ત્યારે ચોટી જતાં નથી, પણ સ્નિગ્ધ રહ્યા કરે છે. ડોળાની મધ્યમાં એક કાળા ટપકાજેવો ભાગ છે. અને આ કાળા ટપકાની પાછળ એક સ્નાયુ આવેલો છે, જે આ ભાગનું સંરક્ષણ કરે છે. આ ભાગ નેત્રમાં અત્યંત ઉપયોગી છે. જો આ ભાગને કંઇ અડચણ થાય છે, તો મનુષ્યથી જોઇ શકાતું નથી. આ ભાગનો બાહ્ય પદાર્થોસાથે સંબંધ થવાથી, તેનું જ્ઞાન કેવી રીતે મનુષ્યને થાય છે, એ સામાન્ય આશ્ચર્યપ્રદ નથી. જ્યારે વિશેષ પ્રકાશ નેત્રઉપર પડે છે ત્યારે પેલા કાળા ટપકાની પાછળ રહેલો સ્નાયુ સંકોચાય છે જેથી તે ભાગ પણ સંકોચાય છે અને વિશેષ પ્રકાશથી નેત્રને હાનિ થતી અટકે છે. અને જ્યારે પ્રકાશ ઓછો હોય છે ત્યારે આ સ્નાયુ વિકાસને પામે છે, જેથી બાહ્ય પદાર્થનું જ્ઞાન સારી રીતે થઈ શકે છે.

આ નેત્રવડે મનુષ્ય જેમ બાહ્ય જગતને જોઈ શકે છે તેમ નેત્રવડે મનુષ્યની પરીક્ષા પણ થઇ શકે છે. નેત્રવડે શરીરમાં રહેનાર અભિમાની કેવા છે તે જાણી શકાય છે. વાણીથી મનુષ્યની પરીક્ષા કરતાં ભૂલ થવાનો સંભવ રહેલો છે, પણ નેત્રવડે જો આવડે તો મનુષ્યની પરીક્ષા સારીરીતે થઇ શકે છે. નેત્રથી મનુષ્યના અંતઃકરણની પરીક્ષા સહજ થઇ શકે છે. કોઇના ઉપર પ્રેમ, મોહ, ઉપકાર વગેરે ભાવ દર્શાવવા હોય, અને વાણીવડે એક પણ અક્ષર ન બોલવામાં આવે છતાં નેત્રવડે આ સર્વ ભાવો દર્શાવી શકાય છે.

આ નેત્રનો આ વિના બીજો પણ ઉપયોગ છે, જે આપણે હવે જણાવીએ છીએ. પૂર્વે 'ફોટોગ્રાફ'ના વિષે કોઈ જાણતું નહતું, આજે સર્વ મનુષ્યો તેવિષે જાણે છે. સ્થળે સ્થળે આજે આ વિદ્યાવડે લીધેલી છબીઓ જોવામાં આવે છે. આપણા ચમત્કારિક તનુમંદિરમાં આપણાં નેત્ર એ છબી લેવાનું યંત્ર છે અર્થાત્ 'કેમેરા' છે. 'કેમેરા'માં એક કાચની પ્લેટ હોય છે, જેના ઉપર એક પદાર્થ લગાડેલો હોય છે; આ પ્લેટ ઉપર સૂર્યનાં કિરણની અસર તરત થઈ જાય છે, એવો તે હોય છે. છબી લેતી વખતે આ 'પ્લેટ'ને એક પેટીજેવા ભાગમાં ઢાંકીને મૂકી રાખવામાં આવે છે, જેમાં થઇને તેના ઉપર પ્રકાશનાં કિરણો પડે છે. જેની છબી લેવાની હોય છે તે આ 'કેમેરા'ની સામે મૂકવામાં આવે છે જેના ઉપર પ્રકાશનાં કિરણો પડીને તે પરાવર્તન પામીને પેલી પ્લેટઉપર પડે છે, અને ત્યાં તેની અસર થાય છે અર્થાત્ પેલી આખી છબી તેના ઉપર પડી રહે છે. આ 'કેમેરા' જેવી જ વ્યવસ્થા આપણા નેત્રની છે. નેત્રની અંદરનો જે ભાગ છે તે સુકોમળ છે, અને તેના ઉપર પ્રકાશ તથા છાયા જે પ્રમાણમાં નાખવાં હોય તે પ્રમાણમાં જ પડી રહે છે. અંદરના ભાગમાં એક જાતનો પદાર્થ બનેલો છે. આ ભાગ રબરના દડાજેવો છે. આ ભાગની આજુબાજુ પારદર્શક ત્વચા આવે છે, તેની ઉપરના ભાગમાં કીકી (Retina) આવેલી છે. આ કીકી એ જ નેત્રમાં સઉથી અગત્યનો વિભાગ છે. આ કીકી દશ પ્રકારનાં પડની બનેલી છે, અને આ દરેક પડનું જો આપણે વર્ણન કરવા બેસીએ તો તેમાં ઘણો વિસ્તાર થઈ જાય તેમ છે. આ કંઈ સામાન્ય ચમત્કૃતિ નથી, અને આવી આવી અનેક ચમત્કૃતિઓ આપણા ચમત્કારિક તનુમંદિરમાં રહેલી છે. 'રેટીના'ના બહારની બાજુમાં એક ભાગ આવેલો છે જેનો રંગ ભુરો અને કાળો મિશ્રિત છે. આને અંગ્રેજીમાં Choriod કહે છે. આ વગેરે નેત્રના અનેક વિભાગ શરીરવિદ્યાવિદો પાડે છે, જે સર્વેનું વર્ણન કરતાં જેમને આ સંબંધી વિશેષ અભ્યાસ નથી તેમને કંટાળારૂપ થઈ પડે તેમ છે. ડોળાની આસપાસ ચરબી આવેલી છે, અને આ ચરબી સાથેનો ડોળો હાડકાંવાળા ભાગમાં બેસાડેલો છે. ડોળાને ગતિમાં મૂકનાર ૭ સ્નાયુઓ છે; આ છ સ્નાયુઓવડે તે ઉપર નીચે તથા આજુબાજુ ફરી શકે છે.

હવે આપણે છબી પાડવાના 'કેમેરા' અને નેત્રને સરખાવીએ. કેમેરામાં પ્રકાશ જવાનું આગળનું એક જ દ્વાર હોય છે, અને નેત્રમાં પણ આગળથી જ પ્રકાશ જાય છે. કેમેરામાં વિશેષ કે ન્યૂન પ્રકાશ પાડવાની જેમ વ્યવસ્થા છે તેમ આપણા નેત્રમાં પણ છે. 'કેમેરા'માં છબી પાડતી વખતે, મનુષ્યને એટલે અંતરે બેસાડવામાં આવે છે, કે જ્યાંથી તેની છબી બરાબર પડી શકે. પ્રમાણથી વિશેષ અંતરે હોય છે તો છબી પડતી નથી. તે જ પ્રમાણે નેત્રથી પણ જે પદાર્થ પ્રમાણથી વિશેષ દૂર હોય છે તે પદાર્થો જોઈ શકાતા નથી, કારણ કે

તેનાં કિરણો નેત્રને અથડાતાં નથી. 'કેમેરા'માં પ્રમાણજેટલો પ્રકાશ પાડવાને વ્યવસ્થા કરવામાં કેટલોક સમય જાય છે, જ્યારે નેત્ર પોતાની મેળે જ તત્કાલ આવી વ્યવસ્થા કરી લે છે. પદાર્થ પાસે હોય છે તો નેત્રની અંદરના સ્નાયુઓ સ્વાભાવિક રીતે જ સંકોચાય છે, અને દૂર હોય છે તો તે પોતાની મેળે જ શિથિલ થાય છે. જેથી કરીને જોવાનું કાર્ય ઉત્તમ રીતે થઈ શકે છે. કોઈ કોઈ મનુષ્યોનાં નેત્ર દોષવાળાં પણ હોય છે, કોઇને પાસેના પદાર્થો બરાબર જણાતા નથી, તો કોઇને દૂરના બરાબર જણાતા નથી. આવા મનુષ્યોને ચશ્માં પહેરવાથી લાભ થાય છે. કારણ કે ચશ્માંવડે સૂર્યનાં કિરણો જોઇએ તે પ્રમાણમાં નેત્રઉપર પડી શકે છે અને તેથી જે પદાર્થ જોવાનો છે તે બરાબર જોઈ શકાય છે.

આપણે વિવિધ પદાર્થો જોઇએ છીએ, અને તે પદાર્થો જૂદા જૂદા છે, એમ આપણે શી રીતે ઓળખી શકીએ છીએ? આ ખડીઓ છે, આ કલમ છે, આ કાગળ છે, એવું જૂદું જૂદું જ્ઞાન આપણને શી રીતે થાય છે? આ પદાર્થોઉપર કિરણો પડીને તે આપણા નેત્રઉપર પડે છે, અને તેથી આપણને તે પદાર્થોનું જ્ઞાન થાય છે, એમ આપણે ઉપર કહી ગયા છીએ; કિરણ એક જ પ્રકારનાં છે, અને નેત્ર પણ એક જ પ્રકારનાં છે છતાં આ કલમ છે, આ ખડીઓ છે, આ કાગળ છે, એવું જૂદું જૂદું જ્ઞાન શી રીતે મનુષ્યને થાય છે? આ પ્રમાણે થવામાં નીચેપ્રમાણે કારણ છે.

નેત્રમાં રહેલી કીકી, એ આપણા નેત્રમાં એક અત્યંત ઉપયોગી અવયવ છે, એમ આપણે ઉપર કહી ગયા છીએ, પણ વસ્તુતઃ વિવિધ પદાર્થોને વિવિધ પદાર્થોરૂપે જણાવનાર કોઇ જૂદી જ વ્યવસ્થા છે. આ કીકીની સાથે જ્ઞાનતંતુનો સંબંધ છે, જે જ્ઞાનતંતુનો મગજસાથે સંબંધ છે. નેત્રઉપર અમુક પદાર્થઉપર થઇને આવતાં કિરણો પડે છે, જેની ખબર આ જ્ઞાનતંતુ મગજમાં પહોચાડે છે, અને ત્યાં જે અસર થાય છે, તેવડે આપણને જૂદા જૂદા પદાર્થનું જ્ઞાન થાય છે. એક વખત આપણે ખડીઆને જોઇએ છીએ અને તેનાં જે કિરણો નેત્રઉપર પડે છે, અને તેની ખબર મગજમાં પહોચતાં જે અસર ત્યાં થાય છે, તેવી જ અસર જ્યારે પુનઃ ત્યાં થાય છે ત્યારે તે ઉપરથી આપણે જાણી શકીએ છીએ, કે તે પદાર્થ તે ખડીયો જ છે. આ પ્રમાણે વિવિધ પદાર્થોને જોવાથી આપણા મગજમાં વિવિધ અસરો-લાગણીઓ થાય છે, અને આ લાગણીઓને લીધે જ આપણે વિવિધ પદાર્થોની વિવિધતાને જાણી શકીએ છીએ.

આ ઉપરથી આપણને સ્પષ્ટ થાય છે, કે શાથી આપણે પદાર્થોને ઓળખી શકીએ છીએ. પદાર્થોને ઓળખવાનું સાધન નેત્રમાં નથી રહ્યું પણ મગજમાં રહ્યું છે. જો કે નેત્રની પણ આમાં અગત્ય નથી, એમ નથી જ. કારણ કે નેત્રના ઉપર જો આ પ્રમાણે પદાર્થઉપર થઇને આવતાં કિરણો ન પડે અને તેની ખબર મગજમાં ન લેઇ જવાય તો, તે પદાર્થોનું જ્ઞાન થવું સંભવિત નથી. તેથી નેત્રની પણ જોવામાં પ્રથમ અગત્ય છે જ. પણ ઘણા મનુષ્યો સમજે છે, કે નેત્રમાં જે કીકી રહેલી છે તેને જ પદાર્થોનું જ્ઞાન થાય છે, પણ વસ્તુતઃ તેમ નથી, પણ આપણે ઉપર જણાવી ગયા તે પ્રમાણે જ્ઞાન થવામાં મગજ કારણ છે.

જેમ રૂપનું જ્ઞાન મગજમાં વસ્તુતઃ થાય છે તેમ સ્પર્શ આદિનું જ્ઞાન પણ મગજમાં જ થાય છે. કારણ કે સ્પર્શ વગેરે થતાં તે તે ભાગમાં રહેલા જ્ઞાનતંતુઓ તેની ખ-

બર મગજમાં પહોચાડે છે, અને ત્યાં જે લાગણી થાય છે, તેને લીધે આપણને જ્ઞાન થાય છે. કોઇ પદાર્થ આપણને અડકે કે છે તેની અસર તે ભાગ ઉપર રહેલાં જ્ઞાનતંતુ મગજમાં લેઇ જાય છે, અને ત્યાં જ તેનું જ્ઞાન થાય છે. આ પણ એક આપણા ચમત્કારિક તનુમંદિરની સામાન્ય ચમત્કૃતિ નથી.

આપણે કોઇ પદાર્થ જોઇએ છીએ કે તેની સાથે જ આપણને તત્કાલ તેનું જ્ઞાન થાય છે, અને તેથી આ પ્રમાણે તે પદાર્થનાં કિરણો નેત્રઉપર પડીને તેની ખબર મગજમાં લેઇ જવાતી હશે, અને પછી ત્યાં જ આપણને તેનું જ્ઞાન થતું હશે, એમ આપણને ભાન થતું નથી. પણ આ સર્વ એટલી ત્વરાથી થાય છે કે તે સર્વ ક્રિયાઓ થાય છે, તે આપણે જાણી શકતા નથી. રસ્તે ચાલતાં કે રેલ્વેટ્રેનમાં મુસાફરી કરતાં કરતાં આપણે અનેક પદાર્થોને જોઇએ છીએ અને તે સર્વનું આપણને જ્ઞાન થાય છે. પણ આ પદાર્થોને જોવાથી જે અસર નેત્રઉપર થાય છે તે એટલી તો ઝડપથી એકપછી એક મગજમાં પહોચાડવામાં આવે છે, કે આપણને જાણે આ સર્વ વચલી ક્રિયાઓ ન થતી હોય એમ જણાય છે, અને પદાર્થને નેત્રવડે જોવામાત્રથી જ આપણને જાણે પદાર્થોનું જ્ઞાન થઇ જતું હોય એમ ભાસે છે. કોઇ પદાર્થનાં કીકીઉપર પડતાં કિરણો $\frac{1}{8}$ સેકન્ડ સુધી તેના ઉપર ટકે છે. $\frac{1}{8}$ સેકન્ડ પછી બીજા પદાર્થનાં કિરણ તેના ઉપર પડે છે. એક પદાર્થ આપણે જોયો, અને પાછી બીજો જોઇએ, તેમાં બીજા પદાર્થનાં કિરણો નેત્રઉપર પડતાં વચમાં $\frac{1}{8}$ સેકન્ડનું અંતર પડે છે. આથી વિશેષ ત્વરાથી જો નેત્રઉપર કિરણો પડે છે તો, પછી તેમાંના સર્વનું જ્ઞાન થતું નથી. કારણ કે નેત્રઉપર જે પદાર્થનાં કિરણ $\frac{1}{8}$ સેકન્ડસુધી ટકી રહે છે, તેટલા સમયમાં બીજા પદાર્થનાં કિરણો પડી શકતાં નથી. તેથી આપણા નેત્રઆગળ જો કોઇ પદાર્થો અત્યંત ત્વરાથી જતા રહે છે તો તેમાંના સર્વનું જ્ઞાન આપણને થતુ નથી, પણ જે $\frac{1}{8}$ સેકન્ડના અંતરે આવે છે, તેનું જ જ્ઞાન થાય છે. આ અંતરનું આપણને જ્ઞાન થતું નથી, કારણ કે $\frac{1}{8}$ સેકન્ડજેટલા સમયનું ભાન કરવાજેટલી આપણી વૃત્તિ વ્યુત્પન્ન થએલી નથી. જેમ પૈડાના આરાઓ પૈડું ફરતી વખતે એક હોય તેમ જણાય છે, કે જેમ કોઇ દોરડું લેઇને તેને ગોળ ફેરવે તો છેડા નહિ જણાતાં જેમ તે આખું જ દોરડું હોય તેમ જણાય છે, તેમ આમાં પણ થાય છે. જૂદા જૂદા વખતે જણાતા પદાર્થો પણ જાણે એક જ વખતે આપણને જણાતા હોય એમ આપણને ભાન થાય છે. કોઇ ઠેકાણે દૃષ્ટિ ફેંકતાં આપણને ત્રણ ચાર પદાર્થોનું જ્ઞાન થાય છે, અને આ સર્વ પદાર્થોનું જ્ઞાન જાણે આપણને એકી વખતે જ થતું હોય એમ જણાય છે, પણ વસ્તુતઃ તેમ નથી. તે સર્વનું જ્ઞાન ક્રમથી જ થાય છે.

(અપૂર્ણ.)

---

# દેશોદય.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૧૯૨ થી. )

હવે આપણે ઉદય કોને કહેવો, એ સંબંધમાં વિચાર કરીએ. ઉપર જણાવ્યાપ્રમાણે જેમ દેશશબ્દનો વિચાર કરતાં, તે સંબંધમાં આપણને જૂદા જૂદા અભિપ્રાય માલુમ પડ્યા હતા, તેમ આ ' ઉદય ' શબ્દનો વિચાર કરતાં પણ તેવો મતભેદ દૃષ્ટિએ આવવાનો સંભવ છે જ. તોપણ અમુક મનુષ્યો-જે સ્થિતિને ઉદય માને છે, તેમાં જ ઉદયમાત્રનો સમાવેશ થઇ જાય છે કે એથી કંઇ વિશેષ કર્તવ્ય છે, તેનો આપણે અત્ર વિચાર કરીશું.

યૂરોપ કે અમેરિકાની વર્તમાન સ્થિતિ ઉદયવાળી ગણવામાં આવે છે. ત્યાં આપણા દેશકરતાં કળાકૌશલ્ય વિશેષ છે, સંપત્તિ વિશેષ છે, વિદ્યાવૃદ્ધિ વિશેષ છે, તથા તે દેશો સ્વતંત્ર છે, એ વગેરેને લીધે તે દેશોનો આપણા દેશકરતાં ઉદય ગણવામાં આવે છે. તેમાં પણ કળાકૌશલ્ય આદિકરતાં ત્યાંની પ્રજા સ્વતંત્ર છે એને જ પ્રધાનપણે ઉદય ગણવામાં આવે છે. અને આ સ્થિતિ પ્રાપ્ત કરવાને દેશોદય કરવા ઇચ્છનાર મનુષ્યોતરફથી પ્રયત્ન કરવામાં આવે છે. આ સ્થિતિપ્રતિ લક્ષ રાખીને જ પ્રધાનપણે મનુષ્યના મોટા ભાગતરફથી પ્રવૃત્તિ સેવવામાં આવે છે.

હવે આપણે એ વિચાર કર્તવ્ય છે, કે માત્ર પ્રજાકીય રાજ્યમાં જ ઉદયનો સમાવેશ થઇ જાય છે, કે ' ઉદય ' શબ્દમાં એથી કંઈ વિશેષ આવી શકે છે. ' ઉદય ' શબ્દનો અર્થ ઉન્નતિ, ચઢતી એવો છે, અને તેમાં કંઈ એવો ભાવ નથી રહેલો, કે પ્રજાકીય રાજ્યને જ ઉદય કહી શકાય. ઉન્નતિમાં એક જ પ્રકારની ઉન્નતિનો સમાવેશ થતો નથી પણ અનેક પ્રકારની ઉન્નતિનો સમાવેશ થાય છે. ઉન્નતિ કે ઉદય સુખને માટે છે, અને સુખ એકલા પ્રજાકીય રાજ્યથી જ સંપૂર્ણ મળી જતું નથી, પણ તેટલા જ અંશમાં માત્ર મળે છે, અને બીજું ઘણું સુખ બીજા પ્રકારની ઉન્નતિના ઉપર આધાર રાખીને રહેલું હોય છે.

ઉદયમાં કળાકૌશલ્ય, સંપત્તિ, ઉત્તમ શારીર સ્થિતિ, વિદ્વત્તા, ઉત્તમ નીતિ, સત્ય, તથા ઉત્તમ માનસ તથા આધ્યાત્મિક બળ વગેરેનો સમાવેશ થાય છે જ. એકલી સંપત્તિમાં કે એકલી કળાકૌશલ્યની વૃદ્ધિવાળી સ્થિતિમાં સંપૂર્ણ ઉદય આવી જતો નથી, પણ તેટલા અંશપૂરતો જ આવે છે.

કોઇ કોઇ મનુષ્યો સમજે છે, કે કળાકૌશલ્યથી દેશનો ઉદય થઇ શકે છે; માટે તેને માટે જ પ્રયત્ન કર્તવ્ય છે. આ મનુષ્યોનું કહેવું અયોગ્ય છે, એમ નથી જ. પણ માત્ર કળાકૌશલ્યથી દેશનો સંપૂર્ણ ઉદય થવાનો સંભવ નથી જ. કળાકૌશલ્યથી તેટલાપુરતો જ દેશનો ઉદય થાય છે, અને તેનાવડે જેટલું સુખ મળનાર હોય છે તેટલું જ સુખ મળે છે. કળાકૌશલ્યની અભિવૃદ્ધિમાત્રથી દેશ કંઇ ઉદયના શિખરે વિરાજી જતો નથી. તેજ પ્રમાણે કોઇ કોઇ સમજે છે, કે સ્વતંત્ર પ્રજાકીય રાજ્ય મળે તો તેમાં જ દેશનો ઉદય રહેલો છે. ઠીક છે. આ સ્થિતિમાં પણ દેશોદય રહેલો છે, તેની ના નથી, પણ તેમાં પણ ઉદયમાત્રનો

સમાવેશ થઇ જતો નથી. આ સ્થિતિ પ્રજાને પ્રાપ્ત થયા પછી અન્ય કંઇ પણ કરવાનું ન રહે એમ બનવાનો સંભવ નથી જ. આ પ્રકારનો ઉદય એક અંશપૂરતો જ છે.

આ જ પ્રમાણે જૂદી જૂદી સ્થિતિમાં દેશનો ઉદય થાય છે એમ મનુષ્યો સમજે છે. આમાં એકનું માનવું ખરૂં છે, અને બીજાનું ખોટું છે, એમ નથી જ. પોતપોતાની મતિઅનુસાર જે જે માને છે તે યોગ્ય જ છે. ઉદયમાં સર્વનો સમાવેશ થઇ જાય છે. આપણે ઉપર કહી ગયા તે પ્રમાણે પ્રજાકીય રાજ્યથી અમુક પ્રકારની સ્વતંત્રતા મનુષ્યોને મળે છે, અને તે પ્રકારનું સુખ તેમને મળે છે. કળાકૌશલ્યની વૃદ્ધિથી દ્રવ્યની સ્વતંત્રતા પ્રજાને મળે છે અને તે પ્રકારનું સુખ તેને મળે છે. નીતિથી અમુક પ્રકારની ઉન્નતિ પ્રજાની થાય છે, અને તજ્જન્ય અર્થાત્ તેનાથી ઉત્પન્ન થતું સુખ પ્રજાને મળે છે. વિદ્વત્તાથી અમુક પ્રકારની ઉન્નતિ પ્રજાની થાય છે અને વિદ્વત્તાનું જે ઉંચું સુખ તે પ્રજાને મળે છે. આધ્યાત્મિક ઉન્નતિ થવાથી આથી વળી નૂતન પ્રકારનું જ સુખ મનુષ્યોને મળે છે. પણ આ સર્વ કહેવાનો આશય એ છે, કે એકલી કળાકૌશલ્યની વૃદ્ધિમાં જ કે એવી કોઇ એક પ્રકારની ઉન્નતિમાં ઉદયનો અંત આવી જતો નથી, પણ ઉદયનો અર્થ અત્યંત વિસ્તારવાળો છે અને તેમાં સર્વ પ્રકારની ઉન્નતિ આવી જાય છે.

ઉપર જણાવ્યાપ્રમાણે જૂદી જૂદી દિશામાં મનુષ્યો પ્રયત્ન કરે છે અને તેથી દેશનો ઉદય થાય છે, એમ તે માને છે. આ માનવું ખોટું તો નથી જ, એ તો આપણે ઉપર સ્પષ્ટ કરી ગયા છીએ જ. પણ તે જો એમ માનતા હોય, કે આપણે જે દિશામાં પ્રયત્ન કરીએ છીએ તે જ ઉદય કરનાર છે અને અન્ય મનુષ્યો જે અન્ય દિશામાં પ્રયત્ન કરે છે તે ઉદય કરનાર નથી, તો તે યોગ્ય નથી જ. ઉદયશબ્દનો અર્થ એવો નથી જ થતો કે અમુક એક જ પ્રકારની ઉન્નતિને આપણે ઉદય કહી શકીએ. ઉદયશબ્દ તો માત્ર ઉન્નતિ કે ચડતીનો જ સૂચક છે અને તેમાં શારીરિક, માનસિક, આર્થિક, નૈતિક, આધ્યાત્મિક આદિ વિવિધ પ્રકારની ઉન્નતિનો પણ સમાવેશ થઇ શકે છે. તેથી આજે આ અનેક પ્રકારની ઉન્નતિમાંથી એક કે અધિક પ્રકારની ઉન્નતિમાટે પ્રયત્ન કરવામાં આવે છે તે સર્વ દેશનો ઉદય કરનાર છે. જે એમ માનતા હોય, કે અમે જ માત્ર દેશનો ઉદય કરીએ છીએ, અને અન્ય નથી કરતા તો તેમનું માનવું ભૂલભરેલું છે.

યૂરોપ કે અમેરિકા દેશની આજે ઉન્નતિ થયેલી ગણવામાં આવે છે, અને તેના જેવી આપણા દેશની સ્થિતિ થાય તેને માટે પ્રયત્ન કરવામાં આવે છે. ઠીક છે. આ પણ યોગ્ય જ છે. પણ આ દેશો શું ઉન્નતિના શિખરે પહોંચેલા છે અને હવે તેમને પોતાની ઉન્નતિ કોઇ પ્રકારની કરવાની બાકી છે કે કેમ, એ વિચારવાજેવો પ્રશ્ન છે. આ સંબંધમાં વિચાર કરતાં બુદ્ધિમાનને સ્પષ્ટ થયાવિના નથી જ રહેતું કે તે દેશો ઉન્નતિના શિખરે નથી પહોંચેલા, પણ હજી તેમને પણ ઘણું કર્તવ્ય છે. તે હજી પોતાની ઉન્નતિઅર્થે નિશદિન પ્રયત્ન કરી રહ્યા છે જ, અને શાવડે શાશ્વત્ સુખ પોતાને મળી શકે, તેની શોધમાં જ છે. કોઈ અનર્ગળ દ્રવ્યથી જ શાશ્વત્ સુખ મળશે જાણી કરોડો રૂપૈયા મેળવે છે, કોઈ અખંડ યુવાવસ્થામાં અને વૃદ્ધાવસ્થાના જ્યમાં જ શાશ્વત્ સુખ રહેલું છે, જાણી યુવાવસ્થાને સ્થિર રાખવાનો જ પ્રયત્ન

કરી રહ્યા છે, કોઈ મૃત્યુને જીતવાનો જ પ્રયત્ન કરી રહ્યા છે, કોઈ ઇચ્છાનુકૂલ પ્રજાને ઉત્પન્ન કરવામાં અને પ્રજાને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવામાં જ યત્નશીલ છે; અને આ પ્રકારે તે પોતાની ઉન્નતિ હજી વિશેષ કરવાને માટે નિરંતર પ્રયત્નવાળા જોવામાં આવે છે. આપણે જોઈ શકીએ છીએ જ, કે તેમની હજી ઉદયના શિખરે સ્થિતિ થયેલી નથી જ. તેમ જ તેઓ પણ કહે છે, કે તેમના યથાર્થ ઉદયની શરૂઆત હવે જ થાય છે. તેથી જો કોઈ એમ માનતા હોય, કે પ્રજાકીય રાજ્યમાં કે માત્ર ધનની વૃદ્ધિમાં જ ઉદયમાત્રનો સમાવેશ થઈ જાય છે તો તે ખોટું છે. આ પ્રજાની પણ હજી ઘણી ઉન્નતિ થવાની બાકી છે. આમ કહીને એવો કહેવાનો ભાવ નથી, કે આપણા કરતાં તેમણે કંઈ જ વિશેષ નથી કર્યું. તેમણે આપણા કરતાં તો વિવિધ શાખામાં વિશેષ ઉન્નતિ કરી છે જ, પણ તે ઉદયના શિખરે નથી પહોંચ્યા એ જ કહેવાનો ભાવ છે.

તે દેશમાં શું મનુષ્યો પરસ્પર રાગદ્વેષથી વિરોધ નથી ધરતાં? ત્યાં શું પ્રપંચ નથી થતા? ત્યાં શું ચોરી, ખુન આદિ અન્યાય નથી થતા? અને આ જ પ્રમાણે બીજા ક્લેશકારક પ્રસંગો ત્યાં શું નથી બનતા? વર્તમાનપત્રો આપણને આઘોષ કરીને કહે છે, કે ત્યાં આવા પ્રસંગો નિત્ય બને છે. જ્યારે આ પ્રમાણે પ્રસંગો ત્યાં નિત્ય બને બને છે તો પછી ત્યાં મનુષ્યોને યથાર્થ સુખશાંતિ પણ ક્યાંથી મળતી હશે? નહિ જ મળતી હોય. ઉદય અથવા ઉન્નતિ શાને માટે છે? શા માટે મનુષ્ય વિવિધ પ્રકારની ઉન્નતિને ઇચ્છે છે? સુખને માટે. હવે જો આ પ્રજાને આ પ્રકારનું સુખ નથી મળતું તો તેણે પોતાનો સર્વ પ્રકારનો ઉદય કર્યો છે, એમ કેમ કહી શકાય? તેણે ઉદય તો કર્યો જ છે, પણ અમુક અમુક શાખામાં કર્યો છે. પણ હજી જે પ્રકારે મનની શાંતિ વિશેષ મળે તે પ્રકારનો ઉદય તેમને કર્તવ્ય છે, એ અત્ર આપણને સ્પષ્ટ થાય છે જ.

એક વિદ્વાન્ કહે છે, કે મારું મન મને એક રાજ્યજેવું છે અને તેનાવડે હું અપૂર્વ સુખો ભોગવી શકું છું. આ વાક્યઉપરથી એ બોધ લેવાનો છે, કે મનને ઉત્તમ કરવાની પણ ઘણી અગત્ય છે અને મન વ્યુત્પન્ન થતાં ઉંચા પ્રકારનાં સુખ મળી શકે છે. એક મૂર્ખ રાજા હોય અને એક વિદ્વાન્ રાજા હોય, એ બેમાં ઉભયને રાજ્યની સંપત્તિ સમાન છતાં, ઉભયના સુખમાં ઘણું અંતર પડે છે. કારણ કે એકનું મન જડજેવું છે અને બીજાનું અતિ વ્યુત્પન્ન છે.તેથી કેવલ રાજકીય કે આર્થિક ઉદય સર્વ સુખનો હેતુ નથી, એ સ્પષ્ટ કરવાનો અત્ર આશય છે. આર્થિક, નૈતિક, માનસિક, શારીરિક, આધ્યાત્મિક તથા કળાકૌશલ્યાદિ સંબંધમાં જે જે ઉન્નતિ કરવાને પ્રયત્ન કરે છે તે સર્વ ઉદયને માટે જ પ્રયત્ન કરે છે અને તે સર્વ દેશનુ હિત જ કરનાર છે. કોઇ મનુષ્ય પ્રજાની શારીરિક સ્થિતિ ઉત્તમ કરવાને પ્રયત્ન કરે છે તો તે અંશમાં તે દેશોદય કરે છે, કોઇ માનસિક સ્થિતિ ઉચ્ચ કરવાને યત્ન કરે છે તો તે અંશમાં તે પ્રજાની ઉન્નતિ કરે છે, કોઇ આર્થિક સ્થિતિ સુધારવાને યત્નશીલ છે, તો તે દેશમાં તેટલો ઉદય કરે છે, કોઇ આધ્યાત્મિક કે એવી જ બીજી કોઇ પ્રજાની ઉન્નતિ કરે છે તો તે, તે અંશમાં પ્રજાની ઉન્નતિ સાધે છે. આ પ્રમાણે જૂદા જૂદા મનુષ્યો જૂદા જૂદા અંશમાં દેશની ઉન્નતિ સાધે છે. અને તેથી અમુક પ્રકારની પ્રવૃત્તિ કરનાર દેશની ઉન્નતિ સાધે છે અને અમુક પ્રકારની પ્રવૃત્તિ કરનાર નથી સાધતા એમ માનવું એ યોગ્ય નથી જ,

અને જે તેમ માનતા હોય તેમની ભૂલ જ છે. વસ્તુતઃ પ્રજાની એકદેશીય ઉન્નતિની જરૂર નથી, પણ સર્વદેશીય ઉન્નતિની જરૂર છે. અને આવી સર્વદેશીય ઉન્નતિ જ્યારે થાય છે ત્યારે જ યથાર્થ ઉન્નતિ થઇ ગણાય છે. અને આ પ્રકારની સર્વદેશીય ઉન્નતિ કંઇ એક જ મનુષ્યથી બની શકતી નથી. તેવી ઉન્નતિને માટે જૂદા જૂદા મનુષ્યોના જૂદાં જૂદાં પ્રયત્નોની જરૂર છે. અને આ પ્રમાણે જૂદા જૂદા પ્રયત્નો થાય છે તે અયોગ્ય નથી પણ યોગ્ય જ છે. પોતાના ઘરની ઉન્નતિ કરવાને માટે જેમ ઘરનાં વિવિધ મનુષ્યો જૂદાં જૂદાં કાર્ય ઉપાડી લે છે તેમ પ્રજાની ઉન્નતિમાટે પણ જૂદા જૂદા મનુષ્યો જૂદી જૂદી પ્રવૃત્તિ કરે તો તે યોગ્ય જ છે. ગૃહવ્યવસ્થા ઉત્તમ પ્રકારની કરવામાટે જૂદાં જૂદાં કાર્ય કરનાર જેમ એક બીજા સાથે લડતા નથી પણ પ્રેમથી પોતપોતાનું કર્તવ્ય કરે છે, તેમ પ્રજાની ઉન્નતિ કરનાર વિવિધ મનુષ્યોએ પણ પરસ્પર પ્રેમથી રહેવું ઘટે છે.

એક દેશની ઉન્નતિ એ શું છે? તે દેશના મનુષ્યોની ઉન્નતિ એ જ. મનુષ્યની ઉન્નતિ કે ઉદય શું છે? તેની આર્થિક, માનસિક, આધ્યાત્મિક, શારીરિક, નૈતિક આદિ ઉન્નત સ્થિતિ એ જ. આ ઉન્નતિનો કોઇ અંત અર્થાત્ શિખર હશે કે? હા. મનુષ્યનો ઇશ્વરમાંથી આવિર્ભાવ થયો છે અને આ પોતાના સ્વરૂપભૂત ઇશ્વરસાથે જ્યારે તે અભેદભાવને પામે છે, ત્યારે તેના ઉદયનો અંત આવે છે. ત્યારે જ તે ઉદયના શિખરે વિરાજે છે. કારણ કે આ સ્થિતિથી કોઇ સ્થિતિ ઉત્કૃષ્ટ નથી. આ સ્થિતિપ્રતિ જ મનુષ્યમાત્રનું અને જીવમાત્રનું પ્રયાણ છે. આ સ્થિતિએ જ્યારે મનુષ્ય પહોંચે છે ત્યારે જ તે કૃતકૃત્ય થાય છે. આ સ્થિતિમાં જ સુખમાત્રનો સમાવેશ થઇ રહે છે. મનુષ્યો સુખને શોધે છે, પણ આ સ્થિતિમાં જ સુખનો અવધિ આવી રહેલો છે, એવું તેમને જ્ઞાન નહિ હોવાથી તે અન્ય દિશામાં પ્રયાણ કરે છે, પણ પરિણામે તે આ સ્થળે આવે છે જ. શ્રેયસ્સાધક અધિકારીવર્ગે પોતાના ઉદયનું સ્વરૂપ એ નિર્ણય કરેલું છે, કે પોતાના સ્વરૂપભૂત ઇશ્વરસાથે અભેદભાવને પામવું અર્થાત્ ઇશ્વરમય થવું. ઇશ્વરમય થવાથી આ વિશ્વમાં ઉત્કૃષ્ટ શું હોઇ શકે છે? કંઇ જ નહિ. ઇશ્વરમય સ્થિતિ એ જ ઉદયના શિખરની સ્થિતિ છે. (અપૂર્ણ.)

श्री

# प्रातःकाळ.

पुस्तक. १०    संवत् १९६८ कार्तिक कृष्णपक्ष १४.    अंक १.

॥ ॐ श्री ॥

## आरंभक वंदना.

—शार्दूलविक्रीडित—

—१—

श्री सर्वार्थ सुसिद्धि ! आप चरणे आरंभमां वंदना,
छाया ज्यां रही आपकेरी उठता, त्यां ओघ आनंदना;
शांति उन्नति आपना चरणमां, नित्ये रहे छे वसी,
सृष्टिमांहि दुःखी जीवो पण तमारा सामुं जोता हसी.

—२—

जेने त्यां तव वास छे जगत्मां, ते तो यशस्वी थयो,
तेने पुण्यस्वरूप देवसरखो, आ विश्वमां तो कह्यो;
सर्वैश्वर्य तव प्रतापथी मळे, साचुं महौदार्य त्यां,—
आवे छे अवधिरहित थइने, छे वास तारो ज ज्यां.

—३—

नित्ये प्रेमवडे प्रसन्न रहीने, सौनां रुडां कार्यमां,—
रे'जो जेथी उरे अखंड उपजे, उत्साह सौ आर्यमां;
आपी आप सहाय सर्व जीवने, सन्मार्गमां वाळजो,
थाता होय निराश तेह जनने, अंके ग्रही पाळजो.

# सुविचारनिर्झर.

તમારામાં જે કંઇ સર્વોત્તમ હોય તે જગત્સમક્ષ મૂકો. પણ તે ઉપરઉપરથી દેખાડવાની રીતનું નહિ, પણ તમારામાં યથાર્થ સર્વોત્તમ છે તેને માટે અને તમે જાણો છો કે તમે જેમ સર્વોત્તમને બહાર કાઢો છે તેમ તમે વધારે અંશમાં સર્વોત્તમ થતા જાઓ છો, એટલામાટે સર્વોત્તમનો જ જ્યાં ત્યાં પ્રસાર કરો.

* * * *

મનુષ્યસામર્થ્યનું અલ્પત્ત અને અલ્પશક્તપણું જ્યારે તમારી દષ્ટિએ આવતું હોય ત્યારે સ્મરણ રાખજો કે એ અલ્પજ્ઞ મનુષ્યના ગર્ભભાગમાં એક વધારે બૃહદ્ (વિશાલ) વધારે મહાન્ અને વધારે સત્યપૂર્ણ મનુષ્ય છે. આ અંતરમાં ગર્ભિત રહેલા મહાન્ મનુષ્યને સ્વીકારો અને તેનો બહાર આવિષ્કાર (પ્રકાશ) થવામાં એ સ્વીકાર તમને ઉપયોગી થઇ પડશે.

* * * *

આત્માના સ્ફુરણને અનુસરો. વર્તમાનમાં ગમે તેવી પરિસ્થિતિ જણાતી હોય પરંતુ તમારા ઉચ્ચ લક્ષ્યોપ્રતિ સન્નિષ્ઠ રહો--ઉચ્ચ લક્ષ્યોને જોયા જ કરો, અને પ્રતિકૂલ પરિસ્થિતિ અવશ્ય બદલાશે. અને તેમ થતાં જે પ્રકારની ઇચ્છા તમારા મનમાં હતી તેને અનુકૂલ જ બનતું તમને જણાશે.

* * * *

જ્યારે તમે ઉચ્ચ લક્ષ્યોપ્રતિ—ઉચ્ચ ઉદ્દેશોની સિદ્ધિપ્રતિ—ધસતા નથી, ત્યારે તમે જડતા, નિર્વેદ, દુર્બળતા, નિષ્ફળતા અને તંગીપ્રતિ સ્વભાવથી જ ધસો છો. કોઇ પણ એક સ્થળે ટકી શકતું જ નથી, એ કુદરતનો નિયમ છે. સર્વ ગતિમાં જ હોય છે, અને તેથી તમે ઉંચી દિશાપ્રતિની ગતિમાં નથી વહેતા તો તેની વિરોધી દિશાપ્રતિ તમારી સ્વભાવથી જ ગતિ થાય છે. તમારા ઉચ્ચ લક્ષ્યોને એક ક્ષણભર પણ છોડી દેવાં એ તેટલી ક્ષણ પાછાં પગલાં ભરવાસરખું છે. અને પ્રયત્નશીલ પુરુષો તથા વિચારપ્રધાનમાર્ગને સેવનાર પુરુષોના જીવનમાં જે વારંવાર ઉપાધિ આવે છે અથવા જ્યારે જ્યારે કંઇ પ્રતિકૂલતા જણાય છે ત્યારે તે પ્રતિકૂલતા તથા ઉપાધિનું કારણ બીજું કંઇ જ નથી પણ તેમના લક્ષ્યોથી પ્રસંગે પ્રસંગે થતું સ્ખલન છે. જેણે પોતાના ઉચ્ચ ઉદ્દેશોનો નિર્ણય કર્યો છે અને તેનાપ્રતિ જવાને રસપૂર્વક પ્રયત્ન આદર્યો છે અને તેમાંથી જે કદાપિ ભ્રષ્ટ થઇ પાછો પડતો નથી તે તે જીવન એ પુષ્પશય્યાસમાન સુખરૂપ છે. તેના માર્ગમાં કાંટા નથી પણ ગુલાબનાં પુષ્પો જ પથરાયલાં છે.

* * * *

આત્માનું ઇક્ષણ-સ્ફુરણ-મનુષ્યમાં અવશ્ય પ્રત્યક્ષ થશે જ, અને તેથી જ જે કંઇ મારૂં છે તે મારીપાસે ચાલ્યું આવશે. જે કંઇ સ્ફુરણવડે મારે માટે નિર્માયેલું છે તે મને મળ્યાવિના રહેનાર નથી. કેમકે વિશ્વમાં તેનો કેવલ હું એક જ ભોક્તા છું. અને એમ છતાં મારે પ્રયત્ન છોડવાનો નથી. કેમકે ઉત્તમ કાર્યોમાટે યોગ્ય પ્રયત્ન કરવો એ મારે માટે નિત્યના કર્તવ્યરૂપે નિર્માણ થયેલું છે.

* * * *

આપણે યાદ રાખવું જોઇએ કે ' આપણું ' માત્ર જગતના સ્થૂલ પદાર્થોમાં જ રહ્યું નથી, પણ મન અને આત્માની સંપત્તિમાં પણ રહેલું છે. અને આપણા વધારે ઉચ્ચ ઉદ્દેશોની જેમ ખરી કિંમત જાણવાનો આરંભ કરીયે છીએ, તેમ તેમ આપણે પ્રત્યક્ષમાં કેવળ ઉત્તમ પ્રકારના સ્થૂલ પદાર્થો જ મેળવતા નથી, પણ જે વધારે મૂલ્યવાન્ છે, જે વધારે સંપત્તિવાળું છે તે આપણને વધારે પ્રમાણમાં મળે છે.

* * * *

ઉદ્દેશમાં વધારે ઉચ્ચ, વધારે વિશાળ અને વધારે ઉત્તમને ખેંચી લાવવાનું સમર્થ બળ છે. તેથી જે કોઇ ઉદ્દેશતરફ અખંડિતપણે પોતાનું ધ્યાન રાખ્યા કરે છે તે ધીમેથી પણ સ્થાયીપણે ઉન્નતિને પામતો જાય છે, પછી ભલે તેની આસપાસ ગમેતેવા સંજોગો કે વિઘ્નો ઝઝુમતાં હોય.

* * * *

યથાર્થ માનવસૂર્યપ્રકાશ મનોહર છે, અને જ્યાં જ્યાં તે પ્રસરે છે ત્યાં ત્યાં આત્માના સામર્થ્ય અને સૌન્દર્યને તે પ્રકાશિત કરે છે તથા નિદ્રિત હોય છે તો જાગ્રત્ કરે છે. સૂર્યરશ્મિ થાઓ, અને જગત્‌ને એક ઉદાર પરોપકારી મનુષ્યકરતાં પણ તમે વધારે ઉપયોગી થઇ પડશો.

* * * *

કુદરતમાં રહેલા દરેક તત્ત્વમાં તેનું પોતાનું સ્વાભાવિક સામર્થ્ય રહ્યું છે. દરેક વસ્તુ તેના પોતાના પ્રદેશ અથવા અંશમાં સાચી છે. અને તેથી જેને મેળવવા આપણે ઇચ્છીએ છીએ તે મળી શકે છે. કેમકે દરેકમાં તેનું પોતાનું સ્વાભાવિક સામર્થ્ય છે, જેથી તે આકર્ષાઇ આવે છે અને દરેકમાં અમુક અંશમાં સત્યતા રહેલી હોવાથી તે ખપુષ્પવત્ નિરર્થક નથી, જેથી તે પ્રાપ્ત થઇ શકે છે. મનુષ્યનું કામ માત્ર આકર્ષક થવું—ખેંચનાર થવું—એટલું જ છે. બાકી ખેંચાવાને માટે બધું તૈયાર જ છે.

* * * *

મનુષ્ય જેના સામો થાય છે-જેનો વિરોધી થાય છે-તેને તે પોતાનું જીવન અને સામર્થ્ય આપે છે. અર્થાત્ સામા થવામાં મનુષ્યના પોતાના જ જીવન અને સામર્થ્યનો ક્ષય થાય છે. વિરોધનું આયુષ્ લંબાવનારો ખોરાક બીજો કોઇ જ નથી, પણ વિરોધ સેવનાર મનુષ્યનું પોતાનું જીવન અને સામર્થ્ય જ છે. એ એને ચુસીને જ વિરોધ ચિરાયુ થઇ રહે છે.

* * * *

સર્વોત્તમ અને અત્યંત મહત્વનાં એવાં પ્રત્યક્ષ પરિણામો ત્યારે પ્રકટે છે કે જ્યારે આપણું વ્યાવહારિક-નિત્ય ઉપયોગમાં આવતું-જીવન સર્વાંશે ઉચ્ચ ઉદ્દેશોથી સ્ફુરિત થતું હોય છે—જેમાં ઉચ્ચ આશયો જ પ્રકટ થયા કરતા હોય છે.

* * * *

પ્રગતવાદી થવું એટલે કેવળ આ બાહ્ય પદાર્થો માટે જ પ્રયત્ન કરવો, અથવા એમાં જ આપણા સમગ્ર પ્રેમને સ્થાપવો એમ નથી, પણ તે પદાર્થોના સ્થૂલ રૂપસાથે આપણે માનસ સંબંધ કરવો જોઇએ. જેથી તેમાં શું ખરું છે, શું મહત્વનું છે, શું શું ઉપયોગી એવું તેની અંદરના ભાગમાં છુપાઇ રહેલું છે તેનું જ્ઞાન થઇ શકે. દરેક વસ્તુમાં અને તે પણ તેના સ્થૂલ અને સૂક્ષ્મ બંને રૂપમાં સૌન્દર્ય રહેલું છે, અને તે સમગ્ર સૌન્દર્ય મનુષ્યે જોવું જાણવું જોઇએ. એ બધી વસ્તુના સૂક્ષ્મ તત્ત્વોસાથે અખંડ સંબંધ રાખવો એટલે મનને

વધારે ઉચ્ચ તત્ત્વપ્રાપ્ત જાડવું એ છે, અને તેના પરિણામમાં સત્યની નિકટતાનું, અધિકારની વૃદ્ધિનું અને ઉત્તમતાનું દર્શન થાય છે.

* * * *

જ્યાંસુધી તમે જીવન ભોગવો ત્યાંસુધી તમે યુવાન્-યૌવનસામર્થ્યયુક્ત-રહી શકો એમ છે, અને જ્યાંસુધી જીવન ભોગવો ત્યાંસુધી દરેક શાખામાં વૃદ્ધિને પામી શકો એમ છે. એ પ્રકારનું જીવન એ જ એક ભોગવવાયોગ્ય જીવન છે, અને કુદરતે પ્રત્યેકને માટે એવા પ્રકારનું જીવન ગાળી શકાય એવું રાખ્યું છે. કુદરતનો આશય મનુષ્યને એવા ઉચ્ચ જીવનમાં સ્થાપવાનો છે.

* * * *

યૌવનપૂર્ણ રહો, અને તમે કોઇને પણ બોજારૂપ થઇ પડશો નહિ. તથા જગતનો ઉદ્યોગી ભાગ તમારા વર્ષનો વિચાર કરી તમને ખૂણે બેસવાનું કહી શકશે નહિ, બલ્કે પોતાનામાં અગ્રણી સ્થાન તમને આપશે. તમારી જરૂર તેમને વારંવાર પડવાની અને તમારી યોગ્યતાનો પુરેપુરો બદલો પણ તમને મળવાનો.

* * * *

મોટાં કાર્યો કરવાનું નિશાન રાખો, પણ તમારૂં મગજ જ્યાં ચાલવા માંડે તેની જ સાથે તમારા પગ પણ તેટલા જ પ્રમાણે ચાલે એટલું માત્ર તમારા પગને કેળવણી આપજો. પ્રયત્નવિના એકલા મગજના ઘોડા દોડાવવાથી પૂરેપૂરો લાભ થતો નથી.

* * * *

મનુષ્યનો મોટો ભાગ મનુષ્યે કેવી રીતે જીવવું એ જાણવાને જ્યાં શક્તિમાન્ થાય છે કે પછી તરત કે થોડા જ વખતમાં તે આ જગતના સંબંધને છોડે છે, મૃત્યુ પામે છે, પણ તે યોગ્ય નથી. જગતને વૃદ્ધ પામેલાં-અનુભવી અથવા પરિપક્વ અંતઃકરણની જરૂર છે. તેમના તે અનુભવને આચારમાં ઉતારી તેના અદ્દભુત ફલ પ્રકટાવવાની જરૂર છે. યૌવનપૂર્ણ રહો. અવસ્થા થઇ હોય તોપણ તેના ચિંતનથી ઢીલા ન બનતાં તમારા આજસુધીના અનુભવને તે કાલે પણ વાપરો. અને વધારે સારાને માટે એક બળરૂપે તમે જ્યાં ત્યાં પ્રતીત થવાનું કાયમ રાખો.

* * * *

જે મનુષ્ય આરોગ્યવાળો ન દેખાતો હોય એવાને મળો તો તેનું પ્રત્યેક વસ્તુની સારી બાજુતરફ ધ્યાન ખેંચજો, અથવા કંઇ નવો રસ ઉત્પન્ન કરે, નવું જીવન ઉત્પન્ન કરે એવા તરફ તેનો લક્ષ દોરજો. એથી અનેકના દુઃખને તમે દાબી દેશો, અનેકને મૃત્યુના ગ્રાસમાંથી તમે છોડાવશો, અને ભૂમિતલઉપર રખડનાર અનેક પામરને ગિરિશૃંગઉપર સ્થાપી દેશો.

* * * *

જ્યારે તમે બળથી ઉભરાઇ જતા હો, ત્યારે ગમે તે ધમાધમ ન કરશો. જરા શાંત થાઓ, અને જે કંઇ તમારે સિદ્ધ કરવું હોય તેનાપ્રતિ લક્ષ વાળો. એથી કરીને તમારા વધેલા બળને યોગ્ય વ્યાપારમાં વાળો છો, અને તેથી જે તમારૂં લક્ષ્ય છે તેનાપ્રતિ તમે લાંબાં પગલાં ભરી શકો છો. બળને યોગ્ય માર્ગમાં વાળવાથી તે વધારે બળને પાછું ખેંચી આણે છે. અને અયોગ્ય માર્ગમાં વાળવાથી તે વધારે અને વધારે બળને નિષ્પ્રયોજન ખેંચી જાય છે.

# आशा अने यत्न.

छंदो.

( १ )

ક્યારે દીસે રમણીય દિશા, સૂર્યરશ્મિભરેલી,
સૃષ્ટિ જાણે જીવનરસના, સિંધુમાંહિ તરેલી;
લાવી દેવી કનકરજને, વેરતી હોય જાણે,
માયા સ્વામી પ્રભુસહ યદા, ઉઠતી નિત્ય વ્હાણે.

( ૨ )

આશા જ્યારે પ્રયતનપતિ,–સાથ સ્નેહે ઉઠે છે,
ત્યારે સિદ્ધિરૂપી ઝળકથી, ચિત્તને છાઇ દે છે;
આંતર્સૃષ્ટિ દ્યુતિમય થવા, આશ રૂડી ઉઠાડો,
સાથે દેવી કૃતિરૂપી પતિ, આશસંગે જગાડો.

( ૩ )

જ્યારે એ બે જીવનમય થૈ, જાગશે પૂર્ણ રીતે,
ઇચ્છાસૃષ્ટિ સુફલવતી થૈ, ખીલશે ત્યાંહિ નિત્યે;
ઐશ્વર્યોથી રસકસ બની, તૃપ્તિને આપનારી,–
થાશે, ત્યારે અનુપમ સુખી, (થશે) વાટિકાના વિહારી.

( ૪ )

શાને ઉંઘે નર ! નરમ થૈ, ઘોર રાત્રિ પ્રસારી,
તારામાં છે જગતપતિનો, અંશ તે લે વિચારી;
સાચા યત્ને અડગ થઇને, ' तिष्ठ ' તું અત્ર આવી,
ઇચ્છી તારો વિજય તુજને, લેઉં હર્ષે વધાવી.

( ૫ )

શ્રદ્ધાવાળી, ઉરથી ધરૂં હું, તુજમાં આશ ભારી,
જાગીને તું જગવ જગને, પૂર્ણ ઉત્સાહ ધારી;
સેવે યત્નો (તે) સકલ જનપ્રતિ, એક ઇચ્છા જ મારી,
તેને થાજો ફલદ સઘળું, વર્ષ આનંદકારી.



# અપૂર્વ शोधो करनार जादुगर.

જે નરરત્નનું નીચે સ્વલ્પ વૃત્તાંત આપવામાં આવનાર છે તે ચોસઠ વર્ષની વય થવા છતાં તેટલા ટુંકા સમયમાં એણે સેંકડો જીંદગી ગાળી છે એમ કહેવાય છે. તેની એટલી ઉમરમાં એટલા તો વિચારો, કામો અને સિદ્ધાંતો કાઢ્યા છે–કર્યા છે કે એટલું કરતાં સામાન્ય મનુષ્યની સેંકડો જીંદગીઓ વીતી જાય. ઘણાં જીવન જેટલું કામ કરી શકે તેટલું તેણે એક જ જીંદગીમાં કામ કર્યું છે, અને હજી કર્યે જ જાય છે. અપૂર્વ શોધો ( Invention )ના અહોરાત્રિ વ્યાપારમાંથી તો તે નિવૃત્ત થયો છે એમ પ્રકટ થઈ ગયેલું હોવા છતાં, હજી તે આગળ વધેલા વિજ્ઞાન (Science) ની અનેક બાબતોનો નિર્ણય કરે છે, અને સંભવિત છે કે જેણે પૂર્વકાળનો પોતાનો મોટો ભાગ આમાં જ આપ્યો છે તે નરરત્નની પાસેથી હજી પણ જગત્ એ વિષયમાં જાણવાયોગ્ય વાર્તાને જાણશે. પાશ્ચાત્ય વિચાર પ્રમાણે આ કાળ કે જે શતક ( સો ) વર્ષના આયુષ્યને કરનાર થઇ રહેશે એમ કહેવાય છે તે કાળમાં એ નરરત્ન એ વિચારને સત્ય કરનાર સાધનતરફ લક્ષ વાળે એ સ્વાભાવિક છે; કેમકે એ માનવરત્ન એડિસનનું એમ કહેવું છે કે 'વૃદ્ધ થવું એ એક ઘણી ખરાબ ટેવ છે.'

થૉમસ, એલ્વા એડિસન ( Thomas Alva Edison ) નો જન્મ ઓહીઓ પ્રાંતમાં મિલન ( Milan ) નામના ગામમાં ઇ. સ. ૧૮૪૭ ની ૧૧ મી ફેબ્રુઆરીએ થયલો છે. મિલન નાનુંસરખું, પણ ખાડી હોવાથી વહાણની અવર જવરને લીધે ઉદ્યોગી અને તત્ત્વવાળું નામ હતું. એડિસનનાં માતાપિતા વ્યાવહારિક સંજોગોમાં મધ્યમ સ્થિતિનાં હતાં—બહુ ગરીબ પણ નહિ, તેમ ધનાઢ્ય પણ નહિ. એડિસને બાલ્યાવસ્થાનાં પહેલાં સાત વર્ષ તેની એ જન્મભૂમિમાં ગાળ્યાં હતાં. તે બીજા બાળકોજેવો સામાન્ય બાળક જ હતો. તેનામાં પ્રતિભાની કોઈ વિશેષ નિશાની તે કાળે પ્રકટ ન હતી. કહેવાય છે કે તે ઘણા સારા સ્વભાવનો, કોઈ પણ બાબતની જિજ્ઞાસાવાળો, અમુક બાબત શાથી આમ થતી હશે વગેરે પૂછવાની ટેવવાળો અને મશ્કરી તથા વિનોદ કરવાના મુખ્ય ગુણવાળો હતો, પણ આ ગુણો તો ઘણી જગાએ અનેક બાળકોમાં જોવામાં આવે છે. ઘણાંએ બાળકો 'આ શું અને આ આમ કેમ' એ પ્રકારના પ્રશ્નો માબાપને પૂછવાના સ્વભાવવાળાં હોય છે. જેથી એનામાં આ ગુણ અપવાદરૂપે હતા એમ કહી શકાય એવું નથી. એનો જીવનવૃત્તાંત લખનારા કહે છે કે તેનો માતાતરફનો પ્રેમ જણાઇ આવે એવો અત્યંત હતો. અને એમ કહેવાય છે કે આજસુધી પણ તેની માતાની બાબતમાં બોલતાં તેનું હૃદય ભરાઇ આવે છે. તેની માતા નિશાળમાં શિક્ષકનું કામ કરતી હતી, અને આ બાળકને ઉછેરવામાં તેણે પોતાના અનુભવનો ઉપયોગ કર્યો હતો, અને તે સંતોષકારક રીતે કર્યો હતો. ઘણા પ્રસિદ્ધ મનુષ્યોના જીવનમાં ઘણી વખત જણાઈ આવે છે કે તેના ઉપર તેની માતાના સંસ્કારો ઘણી અસર કરનાર થઇ પડ્યા હોય છે.

નિશાળમાં તેને એક બેદરકાર વિદ્યાર્થીતરીકે ગણવામાં આવતો હતો. તેના પત્રક ઉપરથી જણાઇ આવતું કે વર્ગમાં તે છેલ્લો જ પડ્યો રહેતો. તેના કેટલાક શિક્ષકો તેને મૂઢ ( Dunce ) કહેતા. અને એક શિક્ષકે તો તેને માટે 'ઠોઠ' ( addled ) તરીકે

તેના ઉપરીને રીપોર્ટ કર્યો હતો. તેનો પિતા પણ શિક્ષકોના તેને માટેના આ મતસાથે મળતો થતો હતો. પણ તેની માતા તેને વધારે જાણતી હતી. તેનું ઉન્નત અને ભવ્ય કપાલ તેનામાં રહેલી માનસિક શકિતઓને સૂચવે છે એમ તે જાણતી હતી. તે સાબીત કરવામાટે યોગ્ય અવસર આવવો જોઇએ એટલું જ તેને લાગતું હતું. એડિસન કહે છે કે તે સારો નીવડે એવી તેની માતાની ઇચ્છા અને તે નીવડશે તેવો તેનો તેનામાં વિશ્વાસ એ તેના પોતાના જીવનના કટોકટીના પ્રસંગોમાં પણ તેને એક છૂપી આનકરૂપ થઇ રહ્યો હતો. પણ નિશાળમાં જો કે તે બેદરકાર હતો તોપણ તે હમેશાં પ્રશ્નો પૂછતો અને તેના યથાર્થ જવાબ મેળવવા આગ્રહ સેવતો—આ પ્રકારે તે જ્ઞાન મેળવતો હતો. તે વહાણમાં જતો અને ત્યાં કામ કરનાર મજુરોને આ કેવી રીતે કર્યું અને આ શું કામ કર્યું એ પૂછી પૂછીને તેમને કંટાળો ઉપજાવતો. અને તેમાં પણ 'આ શામાટે' એ પ્રશ્ન તો તે વારંવાર જ જ્યાં ત્યાં કર્યા કરતો. તેમાંના કેટલાક આ બાળકસાથે વાત કરવામાં બહુ રસ લેતા, અને તેના પ્રશ્નોના ઉત્તર આપવા તે યત્ન કરતા. અને કેટલાક તો 'આવાને તે શું કહેવું' અને 'આવા પ્રશ્નોના તે શા જવાબ આપવા' એમ માની ચુપ રહેતા. જો કે ખરી રીતે જોતાં તેના કેટલાક સવાલોના જવાબ આપવા કઠિન હતા—બલ્કે તેના ઉત્તર તે લોકો જાણતા જ ન હતા. તેનો પિતા કેટલાંક વર્ષ પછી કહેતો કે 'એલ' (Al—એડીસનનું ટુંકું નામ) તેને હંમેશાં બહુ ગુંચવાડાભરેલા પ્રશ્નો પૂછતો, જ્યારે તેને 'હું નથી જાણતો' એમ ઉત્તરમાં કહેવાની ફરજ પડતી, ત્યારે એડિસન તેને પુનઃ પૂછતો કે 'એ તમે કેમ નથી જાણતા?' તેને માટે તેના ગામમાં પણ એવા ભાવની એક વાત કહેવાતી કે તે નાના બાળક એડિસને એક વખતે એક હંસીનીને તેના માળામાંથી ઉરાડી મૂકી અને તે માળામાં તેનાં ઈંડાંઆગળ 'તે ઈંડા કેવાં થયાં હતાં, શી રીતે બન્યાં હતાં' તે જોવા બેઠો હતો.

જ્યારે તે બાળક સાત વર્ષનો હતો ત્યારે તેનો પિતા મીચીગાનમાં 'પોર્ટહુરન' માં કુટુંબસહિત આવી રહ્યો. તેની માતાએ જાણ્યું કે આ બાળક શિક્ષકોનીસાથે સારી રીતે વર્તતો કે અભ્યાસ કરતો નથી તેથી તેને કેળવણી આપવાનું તેણે જાતે જ માથે લીધું. તે બાળકની જિજ્ઞાસા વધવા માંડી, અને તેની જે તે જાણવાની ઇચ્છા હમેશાં કાયમ રહેતી. તેના આનંદની વસ્તુઓમાં તેના પિતાએ આણી આપેલું એક 'ટેલેસ્કોપ' દૂરદર્શક યંત્ર એ મુખ્ય હતી. તેનાથી તે ઉપર આકાશમાં અને નીચે પૃથ્વીઉપર બધું જોઇ વળ્યો હતો, અને પછી વધારે જોવાને માટે બૂમો પાડ્યા કરતો હતો. તેની માતા તેને અભ્યાસમાં જોડેલો રાખતી, અને તેની કેળવણી તો ખરું જોતાં નામમાત્ર હતી. બહારથી જે કંઇ તે સાંભળી લાવે તેને યાદ રાખીને તેણે સ્મરણશકિતને વધારી હતી. અને તેનું મગજ આવી છુટી છવાઇ સાંભળેલી વાતો અથવા પ્રસંગોને તેના નિત્યના અભ્યાસના વિચારોમાં જ્યાં જે પ્રસંગ ઘટે ત્યાં બેસાડી દેતું હતું. તેને એક 'પેની એનસાઇકલોપીડીયા' નામની નાની ચોપડી આપવામાં આવી હતી, અને તે માટે કહેવાય છે કે તેણે તેનો ચાવીને કુચો કરી નાંખ્યો હતો. તેની અંદર જુદી જુદી એક હજાર એક બાબતોની હકીકત હતી તે બધી તેના મગજમાં બરાબર યાદ હતી. તેને વીજળી તથા સામાન્ય વિજ્ઞાન એ બે બાબતની એ વિષયોસંબંધી આરંભક હકીકતને જણાવનારી થોડી ચોપડીઓ મળી હતી, કે જેણે તેને મુગ્ધ કરી દીધો

હતો. તેણે આ ચોપડીઓની રજેરજ બાબતોનો સૂક્ષ્મપણે અભ્યાસ કર્યો હતો, એટલે કે તેમાં જે કંઇ હતું તે સર્વ યથાર્થ રીતે તેના જાણવામાં આવ્યું હતું.

જ્યારે તે ૧૧ વર્ષનો થયો ત્યારે તેને કામ કરવાની તથા જાતે કંઇ પૈસા કમાવાની વૃત્તિ થઈ. તેનાં માબાપ તેથી વિરુદ્ધ પડ્યાં, પણ છેવટે એમ સમાધાન થયું કે અભ્યાસ કરતાં બાકીના બચે તે વખતમાં તેણે કામ કરવું. તેને પોતાની રુચિને અનુકૂલ "ન્યુસપેપર" નું કામ અનુકૂલ જણાયું. પણ શેરીમાં વેચવાથી તેની આવક બહુ થોડી થાય તેથી તેને અનુકૂલ પડયું નહિ, પણ કોઇ મોટા પાયાઉપર તે કામ કરવાની યોજના તે ઘડવા લાગ્યો. ઘણા પરિશ્રમ અને યુક્તિપ્રયુક્તિવડે તેણે જાતે ' પોર્ટ હુરન ' અને ' ડેટ્રોઇટ ' ની વચ્ચેની આગગાડીમાં પેપરો, ચોપડીઓ, માસિકો, ફળ વગેરે વેચવાનો હક મેળવ્યો. ભાંગફોડ અથવા અકસ્માતના ભયથી તેની માતા આ કામ કરવામાં વિરુદ્ધ પડી, પણ તેણે આમતેમ સમજાવીને જ્યાં ત્યાં કરીને રજા મેળવી.

તેણે રેલ્વેવાળાસાથે બહુ લાભકારક સરતો કરી હતી, અને તે હકને માટે તેને નહિ જેવું બલ્કે કશું જ આપવાનું હતું નહિ, અને બધો નફો તેને પોતાને જ મળવાનો હતો. ગાડીમાં વપરાસવગરના ડબા રહેતા, તેમાં તે પોતાનો માલ ભરતો, અને વળી એ જગામાં એક નાનુંસરખું છાપખાનું રાખતો અને થોડી વીજળીની બેટરી ગોઠવતો કે જેથી ગાડીમાં તે એકથી બીજી જગાએ જતા સુધીમાં કંઈ કંઈ પ્રયોગો કરતો. આ અવકાશના વખતમાં જેટલી વિજ્ઞાનની ચોપડીઓ હતી તે બધી તેણે વાંચી કાઢી હતી. થોડા વખત પછી ગાડીમાં તે નાના રૂમાલજેવડું એક વર્તમાનપત્ર પ્રસિદ્ધ કરતો હતો. અને આ પ્રમાણે તે પંદર વર્ષનો થયો ત્યાંસુધી આ પ્રકારે સમય ગાળતો હતો.

પણ એક દિવસ તેને અડચણ નડી. કોઇ વાંકી ચુંકી જગામાંથી જતાં ગાડીને જરા ધક્કો લાગવાથી રાસાયણિક પ્રયોગોમાં એડિસન જે ફૉસફરસ વાપરતો હતો તેની સીસી ઉંધી વળી ગઈ, અને એક પળમાં જ બારણામાંથી બહાર અગ્નિના ભડકા નીકળવા લાગ્યા. ગાડીના માણસોને પ્રથમ તો ગભરાટ થયો પણ તરત આગ ઓલવી નાંખવામાં આવી. પણ જ્યાં **માઉંટ ક્લીમ**ન્સ આગળ પહોંચ્યા કે ગાડી ચલાવનાર કે જેના સ્વભાવનો જોટો જડવો મુશ્કેલ હતો તેણે આવીને એડિસનને ધક્કો મારી પ્લૅટફૉર્મઉપર ઉતાર્યો અને તેની પાછળ તેનું છાપખાનું, ટાઇપ, અને તેનાં રાસાયણિક તત્ત્વો તથા તેને લગતું તમામ કઢાવી નાંખ્યું. જેવી ગાડી સ્ટેશનથી પસાર થઈ કે સ્ટેશનઉપર એક નિરાધાર બાળકતરીકે તેના માલના તેની આગળ પડેલા એક ઢગલાસાથે ઉભો રહ્યો.

લાંબા કાળના અસંતોષ પછી એડિસને ફરી કામ કરવું શરુ કર્યું. તેણે તેના પિતાને તે પોતાનું છાપખાનું ચલાવી શકે અને પ્રયોગો કરી શકે એને માટે એક ઓરડાનો ઉપયોગ કરવાને માટે આપવાની આગ્રહપૂર્વક માગણી કરી. તેના પિતાએ તે ઓરડામાં એકાએક સળગી ઉઠે એવો એક પણ પદાર્થ ન રાખવાની સરતે તે માગણી સ્વીકારી. અહિં એક સામાન્ય પ્રકારનું તારનું યંત્ર ઉભું કર્યું. તેનું નાનું ' હેરલ્ડ ' નામનું પેપર કે જેનું પછીથી ' ધી પૉલ

પ્રાઈ' નામ પાડવામાં આવ્યું હતું, તે પત્રને ઘણો વિજય મળ્યો, પણ તે કોઈને એટલું તો લાગુ પડતું હતું કે જેથી એક માણસ એટલો બધો ગુસ્સે થઇ ગયો કે તેણે એડિસનને ઠીક ઠીક 'શેકહેન્ડ' કરીને એક ખાડીમાં જ નાંખી દીધો. એથી 'પૉલ પ્રાઈ' સમાપ્ત થઇ ગયું. એ વખતમાં એડિસન ટ્રેનઉપર પેપર વેચવાં વગેરે નાનાં કામો કર્યાં કરતો હતો અને થોડા પૈસા પેદા કરવાં તથા બચાવવાનો પ્રયત્ન કર્યો કરતો હતો.

આ વખતમાં તેણે તેના ઘર અને પાડોશીના ઘરની વચ્ચે એક અવ્યવસ્થિત પ્રકારે તાર બાંધ્યા, ઝાડનો તેમાં જોઇતા લાકડાના થાંભલાતરીકે ઉપયોગ કર્યો અને સીસીઓનાં માથાંને 'ઇનસુલેટર' (વીજળીની અસર ન થવા દે એવી વસ્તુ) તરીકે વાપર્યાં. ત્યાર પછી થોડે વખતે બીજા છોકરાઓને ત્યાં પણ આજુબાજુ તાર નાંખવામાં આવ્યા, અને છેવટે તો મોટા મોટા તાર મૂકનારાઓ જેવા થઇને આસપાસના છોકરાઓ તેમાં કામે લાગી જતા; તારમાં પરસ્પર સમાચાર મોકલતા અને ગ્રહણ કરતા. અને અવશ્ય, એડિસન તે સર્વમાં નિયામક અથવા મુખ્ય હતો. આ તારનાં દોરડાં એક વખત એક દોડતી આવતી ગાયે તોડી નાંખ્યાં, અને તે એ તારમાં એટલી બધી તો ગુંચવાઇ ગઈ કે તેને બહાર કાઢવામાં બધી વ્યવસ્થા બરબાદ થઇ ગઈ. એ દોરડાંને કહાડી નાંખવામાં આવ્યાં, કેમકે એટલા વખતમાં એડિસન એક નિયમિત તારના કામ કરનારની સ્થિતિમાં આવી પહોંચ્યો હતો તેને કેટલીક અનુભવ આપવામાં માઉન્ટ કલીમેન્ટના એક તાર માસ્તરે મદદ કરી હતી, કે જેના છોકરાની જીંદગી, જ્યાં થઇને એક 'એક્સપ્રેસ' ગાડી પસાર થતી હતી તે જગાએ વચ્ચે ઉભો રહેલો હતો તેને બાજુએ ખેંચી લઇને બચાવી હતી. અને તેથી તે છોકરાનો બાપ એડિસનને તાર બાબતમાં કેટલીક સૂચના આપ્યા કરતો હતો. આ સૂચનાથી અને તેનાં જાતિઅનુભવથી એડિસન એક હોંશીયાર કામ કરનારો બની ગયો હતો, કે જેના પરિણામે પોર્ટ હ્યુરનમાં રાતની ગાડીમાં કામ કરનાર તરીકેની તેને મહિને ૨૫ ડૉલરના પગારની નોકરી મળી હતી.

આ નવી નોકરીની નિમણુકમાં તેને વિવિધ વસ્તુઓનો વિચાર કરવાનો પુષ્કળ વખત મળતો, કારણ કે જતી આવતી ગાડીઓને ઉપડવાના સમાચાર જ માત્ર તેને બીજા સ્ટેશને કહેવા અને બીજેથી આવતા ગ્રહણ કરવા એટલું કામ હતું. કેટલીક વખતે તે બહારની બીજી ત્રીજી બાબતોના વિચારમાં એટલો બધો ઉન્ડો ઉતરી પડતો કે તેના કામમાં કાળજી વગરનો-અસાવધસરખો-થઇ જતો કે જે તેની નોકરીમાં બહુ ભયભરેલું ગણાય વળી વધારામાં દિવસે તે સુતો નહિ, પણ પ્રયોગો કર્યાં કરતો હતો, અને તેથી રાત્રે તે થોડો ઘણો પણ ઘેનમાં રહેતો. અનેક પ્રસંગે તેને આ બાબત ઠપકો આપવામાં આવતો હતો. તે એલાર્મવાળું ઘડીયાળ રાખતો અને તે ગાડી આવવાની પહેલા પાંચ મિનીટપૂર્વે વાગતું. આથી બહુ નિવૃત્તિ તથા સુખ થયું, પણ પ્રસંગે પ્રસંગે 'સ્પેશીયલ' ગાડી આવતી અને પ્રસંગે મોડી ગાડીઓ આવતી ત્યારે એને અડચણ પડતી.

એક વખત ઘણા જ સખત પ્રમાણમાં ઠપકો મળ્યાથી તેણે સુધરવાનું વચન આપ્યું, અને ગાડીને વિદાય કરનાર મનુષ્ય એક નવી યોજના કરી આપી કે જેથી તે યુવાન્ બાળક

ઉપર એક ફાંસાજેવું સંકટ આવેલું રહ્યું. દરેક અર્ધે કલાકે પોતે જાગે છે એવો તાર પેલા મનુષ્યઉપર કરવાનું ઠર્યું. આવું થોડો વખત ચાલ્યું, પણ દિવસના તેના અખંડ પ્રયોગોના પરિશ્રમને લીધે તે એટલો તો થાકેલો, કંટાળેલો અને ઉંઘથી ઘેરાયલો થઈ જતો કે જેથી તે એ કામ—અર્ધે અર્ધે કલાકે ખબર આપવાનું કામ—બરાબર કરી શકતો નહિ; તેથી તેનું મગજ એક બીજા કામમાં જોડાયું અને આ તેની પહેલી અપૂર્વ શોધ ( Invention ) થઈ. વળેલા તારની અને ટેલીગ્રાફની બીજી વસ્તુઓની આશ્ચર્ય ઉપજાવે એવી રચનાથી તેણે એલાર્મવાળા ઘડીયાળને તારસાથે જોડ્યું, અને કેટલાંક તુલાયંત્ર ( Levers ) સાથે લગાડ્યાં, પૈડામાં ફેરફાર કર્યો અને થોડી ' સ્પ્રીંગો ' લગાડી. પરિણામ એ આવ્યો કે ઘડીયાળના દરેક અર્ધે કલાકે પેલા મનુષ્યને જે શબ્દ કહેવાનો હતો તે એમને એમ એમાંથી નિયમિત સમયે બોલવા લાગ્યો, અને એડિસન નિરાંતે સુઈ રહેતો. પણ અફસોસ ! વળી વિઘ્ન આવ્યું. એક રાત્રે પેલા મનુષ્યે તાર મારફતે એડિસન સાથે વાત કરવા માંડી; તેણે નિશાની આપવા માંડી —પણ કંઈ જવાબ ન મળે. આશ્ચર્ય પામતો તે પોર્ટ હુરનમાં ગાડીએ બેસીને આવ્યો. તેણે તાર મૂકનારને નિરાંતે ઘસઘસાટ ઉંઘતો જોયો, અને ક્રોધથી તેને હલાવીને જેવો તેને ઉઠાડવાની તૈયારીમાં હતો કે તેણે પોતાને જે સાંકેતિક શબ્દ એડિસનને તારમાં મૂકવાનો કહેલો હતો તે—આ બાજુ એડિસન તો ઉંઘતો હતો—અને વાગવા લાગ્યો. તરત તે તરફ દૃષ્ટિ કરી અને એડિસને વિલક્ષણ પ્રકારની ત્યાં કરેલી વ્યવસ્થા તેણે જોઈ. આ જોતાં તે બાળકની અપૂર્વ બુદ્ધિનો જો કે તેને પૂરેપૂરો ખ્યાલ આવ્યો અને આશ્ચર્યચકિત થઈ ગયો પણ તેના યોગ્ય કર્તવ્યમાં એથી સ્ખલન થાય એ વિચારને લીધે એડિસનને ત્યાંથી ખડખડીયું મળ્યું. એ લક્ષમાં રાખવાનું છે કે આ સ્વતંત્રપણે કોઈ પણ મનુષ્યની મદદવગર–કામ ચલાવવાની યુક્તિ કે જે બાળક એડિસનવડે રચવામાં આવી હતી, તે હાલ પણ કોઈની મદદવિના તાર મૂકવાના ખાતામાં અને ત્યાં મોટાં શહેરોમાં માણસોને બોલાવવાની જે પેટી મૂકવામાં આવે છે તેમાં એના જ સિદ્ધાંતને મુખ્ય ગણીને કામ કરવામાં આવે છે.

આ યુવકને પાટાને સુધારવામાં, યંત્રોને ગોઠવવામાં અને તેના કામમાં અણધારી અડચણોને નિવારવા વગેરેમાં તેની શોધકબુદ્ધિને લીધે એવો બદલો મળ્યો હતો કે તેને બીજી નોકરી મળવામાં જરા પણ અડચણ પડે એવું ન હતું. અને આ વખતે ' સારનીયા ' ( Sarnia ) માં તારનું કામ કરનારતરીકે તેને નોકરી મળી. અહિં તેની બેદરકારીથી ગાડી અથડાઈ ભાગી જવા જેવો અત્યંત કટોકટીનો પ્રસંગ આવી ગયો, કે જે પૂરેપૂરો બન્યો હોત તો બેદરકાર રહેવાથી ગુનાહ કરવા બદલ તેને કેદખાનામાં જવા વખત આવત. તે પ્રયોગો કરવામાં રોકાઈ ગયો હતો અને તેના સ્ટેશને જે ગાડીને રોકવાનો હુકમ મળ્યો હતો તે ગાડીને રોકવાનું તે ભૂલી ગયો હતો. ગાડી સ્ટેશનઉપરથી પસાર થઈ ગઈ, અને પછી તેણે શી ભૂલ કરી હતી તે તેને યાદ આવ્યું. અથડાઅથડી થવાનો પ્રસંગ ન બનવામાં કોઈ સંકેત અથવા એક આશ્ચર્ય જ થયું એમ કહેવાય. બાકી બધા સંજોગો અથડાઅથડી થવાને લાયકના જ હતા. બીજો કોઈ તેને છોડવાનું કહે તે પહેલાં તે જગાને છોડી દીધી અને પોર્ટ હુરન પાછો આવ્યો. ત્યાર પછી તે દેશના ઘણા ભાગમાં એવી જ જાતની ઘણી જગાએ નોકરી કરી, છેવટે ' ઈન્ડીઆનાપોલીસ ' ( Indianapolis ) માં મહિને

૭૫ ડૉલરના પગારની નોકરી કરીને એવી નોકરી કાયમને માટે છોડી. અહિં તેણે સુપરીન્ટેન્ડેન્ટસાથે મિત્રતા બાંધી કે જેણે તેને જૂનાં-અર્ધા ભાગી ગયેલાં—એવાં યંત્રો આપ્યાં કે જેને ઍડિસને સુધાર્યાં અને પછી તેનાઉપર પ્રયોગ કરવા લાગ્યો. એ ગામમાં તે થોડો વખત રહ્યો, પછી દરેક જગાએ થોડો થોડો વખત નોકરી કરતો એક જગાએથી બીજી જગાએ એમ ભ્રમણ કરવા લાંબી મુસાફરીએ નીકળ્યો. તેનો આનંદ, ગમ્મત અથવા આરામ વીજળીનાં યંત્રોસાથે અખંડ પ્રયોગો કરવામાં રહેલો હતો, અને તેમાં પણ તારની સાથે જે સંબંધવાળાં હતાં તેમાં મુખ્યત્વે કરીને તે પ્રયોગો કરતો અને આનંદ વગેરે મેળવતો. કપડાં પહેરવામાં બેદરકાર અને ગામડીયાજેવો જણાતા તે યુવકે આગળ પડવાજેવી બહુ થોડી આશાઓ ઉપજાવી.—તેવું કોઇ ચિહ્ન તેનામાં જણાયું નહિ. એક બાબતમાં તે બીજાથી જુદો પડી જતો હતો. સંદેશા મોકલવા અને આવતા સંદેશાને ગ્રહણ કરવા, આ બાબતમાં તે અદ્વિતીય હતો—એક આશ્ચર્યરૂપ હતો. અને જ્યાં જ્યાં તેણે એ સંબંધી કામ કર્યું ત્યાં તે ' કામ કરનારમાં એક તારા જેવો ' ( Star operator ) ગણાતો. તેને નવી જગા મેળવવામાં જરા પણ મહેનત પડતી નહિ, પણ કાં તો તે થોડા વખતમાં જ તેને છોડી દેતો, અથવા તેની અત્યંત સ્વતંત્ર વૃત્તિ તથા સમયોચિત વિનોદ કરવાનાં સ્વભાવ કે જે તેના ઉપરી અધિકારિઓને ગમતો નહિ તેને લીધે તે જગાઓ છોડી દેવી પડતી હતી.

( અપૂર્ણ. )



# आत्मभावना.

જગત્‌ને સૂર્યની જરૂર છે, જગત્‌ને ચંદ્રની જરૂર છે, જગત્‌ને મારી જરૂર છે. નહિ તો હું અહિં વિદ્યમાન ન હોત. હું એક સમગ્ર ( આખા )નો ભાગ છું, અને દરેક ભાગ સમગ્રના કલ્યાણનિમિત્ત ઉપયોગનો તથા અગત્યનો છે. નિશ્ચયપૂર્વક હું એવી ક્રિયા કરીશ, એવા વિચારો કરીશ અને એવું જીવન ગાળીશ કે જેથી જગત્‌માં એમ જણાશે કે હું અમથો અથવા સહજ આવ્યો નથી, પણ મારી અત્યંત અગત્ય હોવાથી જ આવ્યો છું. પરમ સત્ય એ મારૂં અખંડ સ્ફુરણ રહેશે. પ્રત્યેક નાનો ભાગ જેમ વધારે અને વધારે સારૂં કામ કરે છે તેમ સમગ્ર અધિક અને અધિક વિશાલ બને છે. અને તેથી જેવો હું થઇ શકું તેના કરતાં કોઇ પણ રીતે હલકો થઇશ નહિ. કોઇ ઉત્તમ હેતુ તથા સંકેતને લઇ હું અહિં આવ્યો છું, સમર્થ કાર્ય કરવા માટે આવ્યો છું, અને કોઇ પણ કાર્ય કરવામાં જીવન એ અત્યંત અગત્યની વસ્તુ છે. અને ધારેલું મળે અથવા ન મળે, પણ તે કાર્યપ્રતિ હું હંમેશાં સત્યપૂર્ણ રહીશ. મારૂં જીવન એટલે મારે સર્વોત્તમ થવું અને સર્વોત્તમ કાર્ય કરવું કે જેથી આ સમગ્ર જગત્ વધારે ઉચ્ચ થઇ શકે એ જ છે. હું જગત્‌ના પદાર્થોમાટે જીવીશ નહિ, પણ પ્રાણીપદાર્થમાત્રના આત્મામાં જે મહાન્ જીવન રહ્યું છે તેને માટે જીવીશ. મેં જગત્‌માં જે આવું વિશાલ પદ ધારણ કર્યું છે તેમાંથી ઇતર પદાર્થાદિની મને થતી પ્રાપ્તિ અથવા નાશ મને કદાપિ ભ્રષ્ટ કરશે નહિ. મને પોતાને કોઇ પણ પ્રકારનો અવિજય, નિષ્ફળતા કે હાનિ છે જ નહિ. પોતે

જીવવાને યોગ્ય ગણ્યું છે એવાં જીવનને જે જીતે છે તે કદી નિષ્ફળ થયો કહેવાતો નથી. જે પોતાના જીવનને સર્વોત્તમ ગાળી શકે છે તેને જય કરવાનું બીજું કશું રહેતું જ નથી. પ્રત્યેક અનુભવના પ્રસંગો, સંજોગો અને બનાવો કે જેમાંથી તેને પસાર થવાનું હોય છે તેમાં થઇને જે ભવ્ય જીવનને મેળવે છે તે નિષ્ફળતા શું છે એ જાણતો નથી. અધઃપતન થવા સરખું લાગે, આગળ પાછળના પ્રસંગો નિકૃષ્ટતાતરફ લઇ જતા જણાય તે કાળે પણ જે ઊર્ધ્વપ્રતિ ગમન કર્યા કરે છે તેને હાનિ શું છે તે ખબર હોતી નથી. અને આ પ્રકારે વર્તવાનું હું સૂચન કરૂં છું. જે જીવન હાલ હું ભોગવું છું તેનાપ્રતિ સત્યભાવવાળા થવાને મારે એ પ્રમાણે વર્તવું જ જોઇએ. મારો પ્રથમ નિશ્ચય એ છે કે અત્યંત પ્રેમ પ્રકટાવવો, બીજો નિશ્ચય અત્યંત ઉદ્યમ કરવો. પણ એવો એક પણ ઉદ્યમ હું નહિ કરૂં કે જે કોઇના પણ સુખ અથવા કલ્યાણમાં જરા પણ વૃદ્ધિ ન કરે. મારૂં લક્ષ્યસ્થાન સર્વોત્તમપદને પ્રાપ્ત કરવું એ જ રહેશે, અને તે એવી રીતે કે માત્ર હું જ એકલો તે ઉચ્ચ ભૂમિકાના આનંદનું આસ્વાદન નહિ કરૂં, પણ બીજાઓ પણ તે માર્ગને જોઈ જાણી શકે. આત્મસૂર્યપ્રતિ જ હું અખંડ અભિમુખ રહીશ અને તેના સામર્થ્યમય પ્રકાશમાં જ મારાં કરણોને ડુબાવી તૃપ્ત કરીશ. અને તે સૂર્યની જગત્‌માં જીવંત મૂર્તિરૂપ થઇ રહેવું એ મારા હૃદયની તીવ્ર અને અત્યંત પ્રિય અભિલાષા છે.



# मानवरथनुं द्वितीय चक्र.

એક ગાડીને એક પૈડું રબરવાળું, લોઢાના સળીયાવાળું, હલકું ફુલસરખું સુંદર હોય અને બીજું છોકરાંને રમવાની ડેલણુ ગાડીના પૈડાંજેવડું નાનું પૈડું જોડ્યું હોય તો એ જોઈ બુદ્ધિમાન્ લોકો હસે છે. ગાડીમાં એક અરબી ઘોડો જોડ્યો હોય અને તેની જોડે બીજું એક બકરીનું બચ્ચું જોડ્યું હોય તો તેવી ગાડી ચલાવનારને જગત્ મૂર્ખ કહે છે. અને આમ છતાં પ્રત્યેક મનુષ્યના વ્યવહારની ગાડી આવા જ પ્રકારની હોય છે, એ જોઈને નથી કોઈને હાસ્ય છૂટતું કે નથી કોઈને પોતાની મૂર્ખતાનો વિચાર આવી લજ્જા થતી.

વ્યવહારકુશલ મનાતા પુરુષોના જીવનતરફ જોઈશું તો જણાશે કે તેમની પોતાની ગાડીની આવી જ વ્યવસ્થા હોય છે. તેઓ બીજાની લાકડાની અવ્યવસ્થિત ગાડી જોઈ તેની ટીકા કરે છે, પણ તેમની જીવનની ગાડીમાં એના કરતાં પણ મોટી અવ્યવસ્થા છે એ વિચારપૂર્વક જુએ તો જણાવા છતાં તેની તરફ ટીકાની દૃષ્ટિથી તેઓ જોતા નથી.

મનુષ્યના વ્યવહારરથ અથવા જીવનરથનું એક પૈડું જ્યારે પુરુષ છે, ત્યારે બીજું પૈડું સ્ત્રી છે. એક પુરુષરૂપ અરબી ઘોડો છે, ત્યારે બીજું સ્ત્રીરૂપ બકરી છે. આવી ગાડી જોડીને તેઓ નિશ્ચિંતપણે આ જગતમાં ચાલ્યા કરે છે, અને પોતે સર્વાંશે હાસ્ય અથવા ટીકાના પાત્રરૂપ હોવા છતાં બીજાની ક્ષમા અપાય એવી ભૂલોતરફ હાસ્ય અને ટીકાની નજરથી જુએ છે. જ્યારે પોતાની ન ક્ષમા કરી શકાય એવી ભૂલતરફ તેઓ સહજ આડી નજરથી જોઈ જરા સંકોચસરખો પણ પામતા નથી.

સ્ત્રીઓને કેળવણીની જરૂર છે, તેમને પ્રાપ્ત સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિમાં લાવવાની અગત્ય છે, એ વાર્તાને તો વિચારવંત મનુષ્ય સ્વીકારે છે. પણ એટલેથી એ વિચાર અટકતો નથી. સ્ત્રીઓ કેળવણી પામે તો તેઓ સુખી થાય એટલા જ ખાતર તેમને કેળવણી આપવાની જરૂર છે, એમ નથી. આજના સ્વાર્થપરાયણ જગતના ચિત્તમાં એટલાથી સ્ત્રીઓને કેળવવા સંબંધી વેગ પ્રકટે એમ નથી. પરંતુ જ્યારે તેઓ જાણે છે કે તેમની પોતાની જરૂરીયાતોમાં સ્ત્રીઓને કેળવણી આપવાથી ઘણો લાભ થાય છે, ત્યારે તેઓની દૃષ્ટિ એ દિશાપ્રતિ વળે છે.

અને વસ્તુતઃ છે પણ તેમ જ. સ્ત્રીઓ કેળવણી પામે તો તેથી તેઓ તેમનું પોતાનું જ હિત કરી શકે એમ નથી પણ પુરુષોના હિતમાં પણ મોટાં ઉપયોગી થઇ પડે એમ છે. અને તેથી પુરુષોએ પોતાની અનુકૂલતા ખાતર જેમ અનેક વસ્તુઓને પ્રયત્નપૂર્વક મેળવે છે, તેમ તેમણે સ્ત્રીજાતિને પણ, પોતાની અનુકૂલતાની ખાતર પણ કેળવણી આપવાની જરૂર છે.

સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય પુરુષોને કરવાનાં કામો કરતાં કેવળ જુદાં જ કામો કરવાનું છે, એમ નથી. એ ખરૂં છે કે કેટલાંક કામ એવાં છે કે જે સ્ત્રીજાતિની પ્રમુખતા નીચે થઇ શકે એમ છે, પરંતુ તેથી પુરુષોનાં કામોમાં તેમણે ભાગ જ નથી લેવાનો એવું કંઇ નથી. પુરુષોના કામોમાં તેમણે સારી રીતે ભાગ લેવાનો છે, અને તેમ થતાં તેઓ પુરુષોને તે અત્યંત મદદગાર તથા તેમના ઉત્સાહને વધારનાર થઇ પડે એમ છે.

ઘરના વ્યવહારની ગાડી સ્ત્રીની મદદથી જેમ ઉત્તમ પ્રકારે ચાલે છે, તેમ બીજી

પ્રત્યેક ક્રિયા પણ જો સ્ત્રીની યોગ્ય મદદથી થાય, તો તે ઉત્તમ પ્રકારે ચાલી શકે. હજારો કામમાં પુરુષને તેઓ એક વિશ્રાંતિરૂપ થઇ પડે. જેટલો પરિશ્રમ હાલ પુરુષોને કોઇ પણ કામ કરતાં જણાય છે, તેમાં સ્ત્રીઓની જ્યારે યોગ્ય મદદ થાય ત્યારે તેમાં પરિશ્રમના પ્રમાણનું બળ ઘણું ન્યૂન થઇ જાય. એટલું જ નહિ પણ તે કાર્ય અધિક ઉજ્વલમય, પ્રભામય તથા પરિપૂર્ણતાવાળું થાય કેમકે, સ્ત્રીઓમાં ઉચ્ચ સામર્થ્ય કંઇ ન્યૂન પ્રમાણમાં ઈશ્વરે મૂકયું નથી. અને કેટલાંક સામર્થ્યો તો કેવળ સ્ત્રીજાતિમાં જ મૂકયાં છે એમ કહીએ તોપણ ખોટું નથી.

આ સામર્થ્યોનો ઉપયોગ થતો નથી તેથી સ્ત્રી જાતિને હાનિ થાય છે એમ જ કેવળ નથી, પણ પુરુષોને અને તેને લીધે આખા જગતને હાનિ થાય છે. જગતની ઉન્નતિ એક જ વસ્તુમાં રહી છે, અને તે સામર્થ્યના આવિષ્કારમાં જ છે. સામર્થ્યનું જેમ બહાર પ્રકાશન તેમ તેની ઉન્નતિ અત્યંત. આથી પુરુષજાતિના એકલા જ સામર્થ્યનું પ્રકાશન એ પૂર્ણ ઉન્નતિના સૂર્યને ઝગમગાવે એ બનવું સંભવિત નથી. સ્ત્રીજાતિના સામર્થ્યોનો પણ આવિષ્કાર બહાર પ્રકાશ-થવો જોઈએ, અને તેમ થાય છે ત્યારે જ ચાર છીપના મોતીજેવું પૂર્ણ સુખ જગતમાં વિકાસને પામે છે.

સુખનો આધાર જગતમાં પ્રકટ થતા સ્થૂલ પદાર્થોઉપર નથી, પણ તેના ઉપયોગઉપર છે. અને તે પદાર્થોનો ઉપયોગ કેવળ પુરુષ કરે છે એમ નથી, પરંતુ સ્ત્રીજાતિ પણ કરે છે, અને તેથી તેનો યોગ્ય ઉપયોગ તેઓ કરે, તેને માટે તેમને ઉંચી કેળવણીની જરૂર છે, અને તો જ બધા પદાર્થો સુખને આપી શકે એમ છે. પુરુષે સુખને આપનાર માની એક પદાર્થ ઘરમાં આણ્યો, હવે તે પદાર્થ ઉપર સ્ત્રીનો પણ હક છે, પરંતુ તેના યોગ્ય ઉપયોગને તે ન જાણતી હોવાથી તે પદાર્થ ઘરમાં સંપૂર્ણ સુખને ઉપજાવી નહિ શકવાનો. સ્ત્રીજાતિતરફથી પણ જ્યારે તે પદાર્થ સુખને ઉપજાવનાર છે એમ યત્નપૂર્વક સિદ્ધ નથી થયું, ત્યાંસુધી તેનાથી પૂર્ણ સુખનો આવિષ્કાર કદી નહિ થવાનો. પરંતુ પ્રસંગે સુખને બદલે દુઃખની પણ ઘરમાં વૃદ્ધિ કરવાનો.

તે જ પ્રમાણે સંજોગો કંઇ સુખને આપનાર નથી, પણ તેનો વાસ્તવ ઉપયોગ એ જ સુખને આપનાર છે. અને તેનો વાસ્તવ ઉપયોગ કેવળ પુરુષને જ કરવાનો નથી, પરંતુ સ્ત્રીને પણ કરવાનો છે. તેથી તેમાંથી સુખને જ ઉપજાવી શકે એવી બુદ્ધિનો સ્ત્રીઓમાં પ્રથમ ઉદય હોવાની જરૂર છે. અને તે કેળવણીથી જ મળી શકે છે. ઘણી વખત અમુક સંજોગનો, પુરુષ યોગ્ય વિચારથી સદુપયોગ કરી લે, પણ ત્યાં સ્ત્રી સમજણવાળી ન હોય તો તરત તે પુરુષને ત્યાં અટકાવવાની, અને તેથી તે પુરુષને એ સંજોગનો સદુપયોગ કરવાથી જે સુખ મળવાનું તે અટકી પડવાનું, જેથી પુરુષની ઉન્નતિને સ્થાને અવનતિ થવાની, સુખને સ્થાને દુઃખની પ્રાપ્તિ થવાની અને શાંતિને સ્થાને અશાંતિની પ્રાપ્તિ થવાની. આથી તેમાં પણ સ્ત્રીજાતિની કેળવણીની જરૂર સિદ્ધ થાય છે. અને જગતમાં પદાર્થો અને સંજોગો કે જેમાં માનસિક સ્થિતિ આદિનો સમાવેશ કરીશું તો એ બે શિવાય ત્રીજી કોઇ સુખને ઉપજાવનાર વસ્તુ દષ્ટિએ પડવાની નથી. અને તેથી સુખ એ કેવળ પુરુષઉપર નથી આધાર રાખી રહ્યું, પણ બનેઉપર તેનો આધાર છે, એ સહજ સ્પષ્ટ થાય છે.

સ્ત્રીઓમાં પ્રેમ, ઉત્સાહ આપવાનું સામર્થ્ય, શાંતિ પ્રકટાવવાનું બળ, મનરંજન

કરવાની કળા, પ્રસંગને પલટી બીજી બાબતમાં ઉતારી દેવાની યુક્તિ એ વગેરે ઘણી જાતનાં જ્ઞાન ગુપ્તપણે રહેલાં છે, કે જેનાવિના પુરુષ અખંડિત તરસ્યો જ રહે છે. સ્ત્રી જાતિ તરફથી એ બધું જો પૂરૂં પાડવામાં આવે છે તો તેની તૃષા છીપે છે, તે તૃપ્ત થાય છે, અને વધારે કાર્ય કરવાના બળને મેળવે છે અને એ કાર્ય સ્ત્રીજાતિ જ કરી શકે એમ છે, કેમકે પુરુષસાથે સર્વ કરતાં તેમનો જ વધારે સમય સહવાસ હોય છે. અને એ ગુણો તેમનામાં નૈસર્ગિક હોવાથી તેમના દ્વારા જ જ્યારે એ ગુણકુસુમની સુગંધ પ્રસરે છે ત્યારે તે કોઇ અલૌકિક પ્રતાપ તથા અસરને પ્રકટાવે છે.

પુરુષજાતિનું કુદરતી જ વલણ એવા પ્રકારનું હોય છે કે જો સ્ત્રીજાતિ તેમનું ખરા હૃદયથી વખાણ કરે, તેમના યશને પ્રસારે તો તેઓમાં અત્યંત ઉત્સાહ તથા કાર્ય કરવાનો આવેશ જાગ્રત્ થઇ જાય છે. પૂર્વની ક્ષત્રાણી તથા ક્ષત્રીઓના પ્રસંગો એ બાબતમાં જ્વલંત દૃષ્ટાંતરૂપ છે. ક્ષત્રાણીના શબ્દોથી અનેક ક્ષત્રીઓએ સમર્થ પરાક્રમ કરેલાં છે. આથી તેમના અંતઃકરણમાંથી સાચા ભાવના નીકળેલા ઉત્સાહવર્ધક શબ્દો પુરુષની રગેરગમાં નૌતમ જીવનબળને પ્રસારી દેનાર છે.

પણ સ્ત્રીજાતિના અંતઃકરણમાંથી પુરુષનાં કામો માટે ઉત્સાહના સાચા ભાવવાળા શબ્દો ક્યારે નીકળે ? જ્યારે સ્ત્રીજાતિ પુરુષનાં કામોની યથાર્થ મહત્તા સમજતી થાય, તથા તેઓના કામમાં પોતાના ઉત્સાહી વચનો અમૃતને સીંચનાર છે, એમ અંતઃકરણપૂર્વક માને ત્યારે. અને આ માનવું ક્યારે બને કે જ્યારે તેઓને કેળવણીથી મૂઢતામાંથી છોડી કર્તવ્યના પ્રદેશનું દર્શન કરાવીએ ત્યારે.

સ્ત્રીઓમાં શું અદ્‌ભુત બળ રહેલું છે, એ તેઓ જાતે જ જાણતી હોતી નથી, જેથી તે બળનો કેવી રીતે વિકાસ કરવો અને તેનો કયા ઉપાયે પરિપાક કરવો એનો તેમને સ્વપ્નમાં પણ ખ્યાલ ક્યાંથી હોય ? પોતાનામાં એવું બળ રહેલું છે કે જેનો ઉપયોગ કરવાથી તેઓ જગતમાં કેટલીક બાબતોમાં પુરુષકરતાં પણ શ્રેષ્ઠપદસ્થાને વિરાજી શકે એમ છે, એની યોગ્ય પ્રકારની ખબર તેમને ક્યાંથી હોય ? ત્યાં જ કેળવણીની અગત્ય જણાઈ આવે છે.

ભવિષ્યતી પ્રજાને જ્ઞાનનું દુધ આપનાર પણ માતા જ છે, એવું તેઓ પોતાનામાં તે કાર્યના યોગ્ય બળને ન જુએ ત્યાંસુધી કેવળ કહેવાથી એ પ્રકારનું માનવું શી રીતે સ્વીકારી શકે ? પુરુષોની અનેક ગુપ્ત શક્તિઓને ખુલ્લી કરનારી કુંચી તેઓ છે એ વાર્તા યથાર્થ હોવા છતાં તેઓને તે કુંચી હસ્તગત થઈ ન હોય—પ્રકટ જણાઈ રહેલી ન હોય—ત્યાંસુધી એ કુંચીની માલિકી તેઓ કેવી રીતે ધારણ કરી શકે ? પુરુષના પરિતાપને તથા પરિશ્રમને હરી લેનાર તેઓ જ છે એમ જ્યાંસુધી તેમને પોતાને સમજાયું ન હોય ત્યાંસુધી તેઓ પુરુષોના પરિતાપ તથા પરિશ્રમના સમયે શા વિચારથી તેમની નિકટ આવીને બેસે ? પુરુષોને શાંતિ અથવા આનંદ ઉપજાવનાર તેઓ જાતે જ છે એમ જાણ્યાવિના, શાંતિ તથા આનંદને ખોળનાર પુરુષોપાસે તેઓને જઇને બેસવાનું સ્ફુરણ જ ક્યાંથી થાય ? આને જ માટે કેળવણીની જરૂર છે.

સ્ત્રીઓ પોતાના ઘરને જ ઉપયોગની છે એમ નથી પણ પોતાના પતિને, પોતાનાં બાળકને, પોતાના દેશને તથા વિશ્વમાં અને તેની પર જે કંઈ છે તે સર્વને ઉપયોગી થઈ પડે એવી છે, એ જ્યાંસુધી તેમને ન જણાયું હોય ત્યાંસુધી પતિના, બાળકના, દેશના કે કુદર-

તના કામમાં શી રીતે માથું ઘાલી શકે ? સ્ત્રીઓ એ કેદી નથી, પણ પુરુષોને કેટલીક બાબતની કેદમાંથી છોડવનાર છે, સ્ત્રીઓ બેડી નથી, પણ પુરુષોને દીપાવનાર તથા મૂલ્યવાન્ કરનાર અલંકાર છે, સ્ત્રીઓ પુરુષોના ભારરૂપ નથી, પણ પુરુષોના ભારને ઉઠાવનાર છે, સ્ત્રીઓ પુરુષોથી વેગળી કે વિરોધી નથી, પણ સર્વમાં તેમની અત્યંત નિકટ તથા અનુકૂળ છે, સ્ત્રીઓ પુરુષોની પાછળ ચાલનાર નથી પણ તેઓની સહગામિની છે, સ્ત્રીઓ પુરુષોને ભયથી કંપાવનાર નથી પણ ભયના પ્રસંગે પીઠ થાબડનાર છે, સ્ત્રીઓ પતિની ઉન્નતિસાથે સંબંધવિનાની છે એમ નથી પણ સર્વ પ્રકારના સંબંધવાળી છે. આ સર્વ બાબતો કેળવણી વગરના સ્ત્રીઓના કયા મગજમાં ઉતારી શકાય ? સ્ત્રીઓની કેળવણીનો આધોપ કરનાર આ કારણો છે.

કોઈ પણ કામ કરવામાં સ્ત્રી અને પુરુષના પ્રયત્નનો અભેદ છે એ વાર્તા તેમને જણાવી જોઇએ. બંનેથી થતું કામ જ પૂર્ણ થાય છે એ શાસ્ત્રીય વિચારને તેમનાં મગજમાં ઉતારવો જોઇએ. પ્રત્યેક કામમાં અમુક અંશમાં પણ સ્ત્રીઓના કર્તવ્યની અપેક્ષા રહે છે, અને કર્તવ્યવસ્ત્રમાં તેટલા બુટ્ટા જો સ્ત્રીઓના કાર્યથી પૂરાય છે તો તે વસ્ત્ર અત્યંત દૈવી તથા અદ્ભુત ફળને પ્રકટાવનાર થઇ રહે છે, એ વાતનું તેમને જ્ઞાન કરાવવું જોઇએ. સ્ત્રી જ્યાંથી અટકે છે ત્યાંથી તેને આગળ લઈ જનાર જેમ પુરુષ છે, તેમ પુરુષ કેટલીક બાબતમાં જ્યાંથી અટકે છે ત્યાંથી તેને આગળના માર્ગમાં સ્થાપનાર સ્ત્રી છે, એવું તેમના અંતઃકરણમાં ઠસાવવું જોઇએ.

આ બધું કેવી રીતે સિદ્ધ થાય છે ? તેમને યોગ્ય રીતે કેળવવાથી જ. આ બધાનું જ્ઞાન થાય એવી કેળવણી જ્યારે તેમને મળે છે ત્યારે તેઓ સ્ત્રીત્વ એ શું છે અને તેમાં કેટલું સામર્થ્ય રહેલું છે તેને જાણી શકે છે. તેઓ જાતે કેવી અગત્યની તથા મહત્વની જગાએ આ સૃષ્ટિમાં ઉભાં છે તેની ત્યારે તેઓને ખબર પડે છે. તેમનું હાલ કેટલા બધા પ્રમાણમાં અધઃપતન થયું છે, અને યોગ્ય માર્ગથી વૃદ્ધિ કર્યા કરે તો તેમનું કેટલું ઉચ્ચ સ્થાન હોય એ બધું ત્યારે સમજાય છે.

તે જ પ્રમાણે સ્ત્રીઓમાં કેવાં કેવાં સામર્થ્યો રહેલાં છે એ જ્યારે તેઓને તેને યોગ્ય કેળવણી આપવામાં આવે છે અને ખીલી નીકળે છે, ત્યારે પુરુષોને પણ એ વાતની ખબર પડે છે. સ્ત્રીઓમાં શું રહેલું છે એ જેમ તેઓ જાતે જાણતી નથી, તેમ પુરુષોનો પણ ઘણો ભાગ એથી અજ્ઞાત જ છે. સ્ત્રીઓ તેઓને કેવા કેવા અણીના પ્રસંગે ઈશ્વરજેવી ઉપયોગી થઈ પડે છે, કેવા મરણસરખા પ્રસંગે તેઓ અમૃતરૂપ થઈ પડે છે, કેવા વિકટ સમયે તેઓ તેમને અભયદાત્રી તથા તે વિકટતાથી ઉગારનાર થઈ પડે છે, શોક અને અંતઃકરણના ઉદ્વેગ વખતે તેઓ કેવી શીતલ છાંયરૂપ જણાય છે, પોતાનાઉપર આવેલા કોઇનાં કઠોરતાનાં પ્રહારોને સ્ત્રીઓ કેવી રીતે નિવારણ કરે છે, એ વગેરેનું પુરુષોને જ્ઞાન નથી હોતું. પરંતુ સ્ત્રીઓ આ જ્ઞાન પુરુષોને કયારે આપી શકે કે જ્યારે તેમને યોગ્ય કેળવણીથી દીપાવી હોય ત્યારે.

પુરુષોનું સર્વ પ્રકારનું વિશ્રામસ્થાન તેઓ છે, પુરુષોને આગળ વધવાના માર્ગમાં તેઓ દીપકરૂપ છે, પુરુષોના ઉન્નતિગાનમાં તેઓનો એક સુર છે, પુરુષોના સમગ્ર બળને તેજસ્વી કરનાર સાધન તે છે, પુરુષોની આશા અને ઉત્સાહની આંખો તેઓ છે, પુરુષોના

પ્રયત્નના પગ તેઓ છે, પુરુષરૂપ શરીરના જીવનના પ્રધાન ભાગ પ્રાણતુલ્ય તેઓ છે, પુરુષનું ગુપ્ત જાણી તેનો ભાર ઓછો કરવા છતાં તેને પુનઃ ગુપ્ત જ રાખનાર હૃદયરૂપ તેઓ છે, એ આદિ નિશ્ચયો પુરુષોમાં પણ જાગ્રત્ નથી, તેનું કારણ બીજું કંઈ જ નથી, પરંતુ સ્ત્રીઓને તેમનામાં રહેલું એ સઘળું પ્રકટાવવાની તેમને તક તથા અનુકૂલતા નથી આપવામાં આવી એ જ છે.

પુરુષો આજે જે અનેકની પાસે વિવિધ પ્રકારની મદદ માગ્યા કરે છે, તે જો યોગ્ય સ્ત્રીની પ્રાપ્તિ હોય તો તે મદદની યાચનાના મોટા ભાગની તેમને નિવૃત્તિ થઈ હોય. પોતાનામાં ભાસતી અપૂર્ણતાની નિવૃત્તિ કરવા જે તેઓ ગમે ત્યાં ભટકે છે તે તેમનું ભટકવું મટી જાય, તેમને અનેક બાબતોથી મનમાં ને મનમાં હીજરાયા કરવું પડે છે, અને તેથી કરીને તેમના અત્યંત મૂલ્યવાળા આંતરબળનો જે ક્ષય થઈ જાય છે તે જો યોગ્ય સ્ત્રી હોય તો ન થાય. તેમ જ પુરુષોમાં એવા કોઈ એક બળ અથવા હેતુની ખામીને લીધે અનેક પ્રસંગે વિવિધ કારણોથી તેમનું આંતર સત્વ ચુસાઈ જાય છે તથા ઉદ્વેગ તેમ જ નિષ્પ્રયોજન આવેશ વગેરે પ્રકટે છે તે બધું બંધ થઈ જાય, તેમ જ મનની પણ ઘણા ઉંચા પ્રકારની સ્થિતિ થઈ જાય. જે માર્ગમાં આજે તેને જવું અશક્ય લાગતું હોય તે માર્ગમાં પછી તે નિર્ભયપણે જઇ શકે—આ બધું શક્ય છે અને તે થવામાં એક જ કારણની જરૂર છે—સ્ત્રીજાતિને કેળવણી.

પુરુષ જેમ કેળવણી પામે છે તથા યત્ન કરે છે ત્યારે જ તેનામાં રહેલી દૈવી શક્તિઓ અને અગાધ સામર્થ્યો પ્રકટે છે, તેમ સ્ત્રીમાં પણ તેવી જ શક્તિઓ અને તેવાં જ સામર્થ્યો રહેલાં છે, પણ તેને કેળવણી આપવામાં આવે છે અને પછી તેમનો જાતનો તે માટે પ્રયત્ન થાય છે તો જ તે સર્વ તેમનામાં પ્રકટ થાય છે.

(અપૂર્ણ.)



# सुखनां फांफां अने सुखनो मार्ग.

સુખમાં ફાંફાં મારનાર અનેક મનુષ્યો જણાય છે, પણ સુખને માટે પ્રયત્ન કરનાર ક્વચિત્ જ દષ્ટિએ આવે છે. જો કે કોઇ પણ મનુષ્ય આખો દિવસ બેસી રહેતો જણાતો નથી. તેમ છતાં તે પ્રયત્ન પણ કરતો નથી. તે પ્રયત્નમાં જે ક્રિયા કરવી જોઇએ તે કરતો નથી, પણ ફાંફાં મારે છે. પ્રયત્ન કરવો અને પ્રયત્નના ફાંફાં મારવાં એ બેમાં ભેદ છે.

ન્યાતીભોજન વખતે કેટલાક માણસો અમથા કેડ બાંધી જાણે શું એ ધાડ મારતા હોય એમ પંગતમાં આમથી તેમ ઝડપઅંધ ફરતા હોય છે, અને 'અરે ફલાણું લાવજો રે, અહિં અમુક આવવા દેજો, ફલાણું પીરસનાર ક્યાં ગયા' વગેરે બૂમો પાડ્યા કરતા હોય છે. પણ તેમનું કોઈ સાંભળતું હોતું નથી. જમવા બેઠેલાં તો જાણે કે આ ભાઇ ખૂબ કામ કરનારા છે, પણ જેઓ પીરસવું વગેરે કામ કરે છે તેઓ તો જાણે છે કે આ કશું જ કરતા નથી; હાથીના કાનની પેઠે અમથા હાથ જ હલાવ્યા કરે છે, અને તેથી કોઇ તેમના તરફ

આવતુંએ નથી કે એમને કોઇ કશામાં ગણુતુંએ નથી. આ પ્રમાણે પ્રયત્નનો ડોળ કરનાર પણ ખરૂં જોતાં પ્રયત્નનાં ફાંફાં મારનાર મનુષ્યપ્રતિ ફલની સૃષ્ટિમાંથી તેમના તરફ કાંઇ આકર્ષાઇ આવતું નથી. કેમકે તે કંઇ પ્રયત્ન કરતા નથી. સામાન્ય મનુષ્યો તો તેના પ્રયત્નના ફાંફાંથી જાણે કે આ શું એ મોટો રાત્રિ દિવસ ઉદ્યમ કર્યા કરતા હશે, પરંતુ જેઓ પ્રયત્નશીલ છે, જેઓ પ્રયત્નના માર્ગમાં આવજા કરી રહ્યા છે, એ પેલા ફાંફાં મારનારનાં લક્ષણને જાણી લે છે, અને સમજે છે કે આ ભાઇનો પ્રયત્ન તે ઉપરનો ડોળ માત્ર છે. અને તેથી ફળ પણ તેમના માગ્યાપ્રમાણે મળતું નથી.

આવા મનુષ્યો સુખનાં ફાંફાં મારનાર કહેવાય છે. પ્રયત્ન જ્યારે સુખને મેળવી આપે છે ત્યારે આવાં મિથ્યા ડોળવાળાં ફાંફાં સુખને દૂર કરી મનુષ્યને દુઃખમાં વધારે અને વધારે ગરકાવ કરે છે, કેમકે પ્રયત્નમાં થતો બળનો વ્યય એવી દિશામાં વહે છે કે જ્યાંથી તે ફળ અથવા સુખની તરફ જઇ તેને ત્યાંથી આકર્ષી આણે છે જ્યારે ફાંફાંમાં કરેલા બળનો ક્ષય હવામાં અદ્ધર ઉડી જાય છે, જેથી તે વ્યયની હાનિ ઘણી જણાય છે.

સુખમાટે ફાંફાં મારવાનાં નથી અને જ્યારે પ્રયત્ન જ કરવાનો છે, ત્યારે પછી તે યોગ્ય વિધિથી થવો જોઇએ. સુખ પ્રયત્નનાઉપર આધાર રાખી રહ્યું છે, ત્યારે જેટલા પ્રમાણમાં પ્રયત્ન તેટલા પ્રમાણમાં સુખની આશા રાખવી એ યોગ્ય છે, તેવિના નિરર્થક બાંધેલી હવાઇ કિલ્લાજેવી આશા તે તો બળનો ક્ષય જ કરનારી છે. હા, પ્રયત્નનો વધારો કરો, અને વધારે સુખની આશા બાંધો.

ફાંફાં મારનારના બળનો વધારે ક્ષય થવામાં આ પણ એક કારણ છે. તેનો યત્ન તો હોતો જ નથી. અને ફળની આશાઓ બાંધ્યા જ કરે છે. જેથી તેના બળનો વધારે પ્રમાણમાં ઘટાડો થયાં કરે છે. યોગ્ય પ્રયત્નમાં ગયેલું બળ તો જે ફળ મેળવવાનું છે તે ફળસુધી પહોંચી તે ફળના પદાર્થમાં એકરૂપ થઇ જાય છે, અને તે પદાર્થ આપણને મળે છે તેનીસાથે તે પ્રયત્નમાં વ્યય થયેલા બળનું સૂક્ષ્મ દ્રવ્ય પુનઃ આપણને જ આવીને મળે છે. જેથી તેમાં થયેલા બળનો વ્યય નિરર્થક થતો નથી.

યોગ્ય યત્ન એ કહેવાય છે કે જેમાં નવીન બળ મળ્યા કરે, અને પ્રાપ્તબળનો ક્ષય ન થઇ જાય એવી સાવધાનતાયુક્ત જે ક્રિયા. અનેક મનુષ્યો યત્ન કરે છે, પણ એક વિભાગપૂરતો યત્ન કરે છે. નવું બળ મેળવવાનો અથવા નવું સુખ મેળવવાનો યત્ન કરે છે, પણ તેનીસાથે પ્રાપ્તબળનો અથવા પ્રાપ્તસુખનો બીજી કોઇ રીતે વ્યય થઇ જાય છે કે કેમ એ તરફ તેમનો લક્ષ હોતો નથી. અને તેથી તળીયાવિનાની કોઠીમાં ગમે તેટલું અનાજ ભરીએ પણ તે જતું રહે તેમ, તેવા મનુષ્યો ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ તે નિરર્થકસરખો થઇ રહે છે. કેમકે જેટલું કમાય છે એટલું જ અસાવધતાને લીધે બીજા અયોગ્ય વ્યાપારોમાં ખરચી નાંખે છે.

મનુષ્ય ધારે છે એટલો કોઇ પણ પ્રયત્ન કઠિન હોતો નથી. અને મનુષ્યના ધારવા જેટલા પ્રમાણની પણ અગત્ય નથી. ઈશ્વર અત્યંત કષ્ટ આપી પછી જ મનુષ્યને સુખ આપવા ધારે છે, એવું કંઇ નથી. ખરૂં જોતાં બહુ ઓછા પ્રયત્નની અપેક્ષા હોય છે. કેમકે જ્યાં જે ઘટે તે જ પ્રયત્ન ત્યાં જો થાય તો બહુ થોડા યત્ને ફળનાં દર્શન થાય છે. થોડો પણ યોગ્ય યત્ન હોય છે તો ફળ સત્વર મળે છે. આગ ઓલવવાને હજારો ફુંકો મારવા કરતાં પચાસ

એડાં પાણી છાંટવામાં આવે તો તેથી જલદી ધારેલું ફળ મળે છે. પરંતુ મનુષ્યની અસાવધતાને લીધે થતા પ્રયત્નનો પુનઃ વ્યય ઘણે માર્ગેથી થઇ જાય છે, અને તેથી વધારે અને વધારે પ્રયત્નની જરૂર પડે છે. અને તેને ઘણા એમ માને છે કે મૂળ વસ્તુસિદ્ધિમાં જ વધારે યત્નની જરૂર છે. પણ તેમ નથી. શાસ્ત્ર ઘણી વખત કહે છે કે અત્યંત પ્રયત્ન કરતાં વ્યયના નિગ્રહવાળો સ્વલ્પ પ્રયત્ન જ ફળને ઉપજાવનાર છે. અને તેથી જ અભ્યાસ-પ્રયત્નની સાથે વૈરાગ્યનાં સાધનનો શાસ્ત્ર બોધ કરે છે, અર્થાત્ વિરાગને લીધે બીજા માર્ગો કે જેમાં બળનો ક્ષય થઇ જવાનો સંભવ છે તે માર્ગોપ્રતિ જતો મનુષ્ય અટકે છે, અને પ્રયત્નમાં જ બનતાસુધી રહ્યા કરે છે. જેમ જેમ બીજી બાબતોમાં વિરાગબુદ્ધિ આપણે ઉપજાવ્યા કરીએ છીએ, તેમ તેમ પછી મન, વૃત્તિ આદિ નિર્ણીત કરેલા કર્તવ્યના સ્થાનમાં આવીને જ ઠરે છે, જેથી કરીને હજાર જગાએ નિષ્પ્રયોજન ચિંતનાદિથી ભટકી ભટકીને વૃત્તિ બળની હાનિ કરે છે, તેનો પછી સંભવ રહેતો નથી.

આથી પ્રયત્નની અધિકતાની જરૂર નથી, પણ પ્રયત્નની એકાગ્રતાની જરૂર છે, અને એ જ્યારે થાય છે, ત્યારે સુખ, મનુષ્યની પાછળ છાયા જેમ મનુષ્યના ઐશ્વર્યાદિના પણ ચાલી આવે છે, તેમ ચાલ્યું આવે છે.

પ્રયત્નનું નામ સાંભળી ભડકો નહિ. પ્રયત્ન એ મનુષ્યને ગળી જનાર અજગર કે તેનું લોહી ચુસનાર રાક્ષસી નથી. પ્રયત્ન એ તો એક અલંકાર-ઘરેણું-છે. તેને ઉપાધિરૂપ જાણશો નહિ. જે એ ધારણ કરે છે તેને એ શોભારૂપ છે, એટલું જ નહિ પણ એ પહેરીને જે મનુષ્ય જેનો જેનો સંગી થાય છે તે સર્વને પણ એ શોભાવનાર છે. લોઢાની બેડી સમજી એને ત્યજો નહિ થોડો પણ સુંદર પ્રયત્ન કરો. કાયરતાવાળો, હજાર જગાએં વહેંચાઇ ગયેલા ચિત્તવાળો, નિરુપાય જાણીને કરવો પડે એવો યત્ન ન કરો.

એક સુંદર વ્યકિતનું ચિત્ર જોવાથી જેટલો આનંદ થાય અને તે સુંદરતાયુક્ત તે વ્યકિતનાં સાક્ષાત્ દર્શનથી જે આનંદ થાય એ બેમાં જેમ ઘણો ભેદ છે, તેમ પ્રયત્નની વાતો કરવી અને પ્રયત્ન કરવો એ બેમાં ભેદ છે, એ યથાર્થ પ્રયત્ન કરનારને જણાય છે. તેને સાક્ષાત્ પ્રયત્ન કરવો એ વધારે સારો લાગે છે. પ્રયત્નની વાતો એ વાતનાં વડાં છે, પ્રયત્નનો આચાર એ સાચાં વડાં છે. પ્રયત્ન કરનારને, વાતોમાં પ્રયત્નનું સ્વરૂપ જેટલું કઠિન જણાય છે, તેટલું પણ તેને અનુભવમાં ઘણાં પ્રસંગે લાગતું નથી. ત્યારે કેટલાકને પ્રયત્ન ન કરનાર તડાકીદાસોને તેની વાતો જ સહેલી લાગે છે. સામાન્ય મનુષ્યને ધ્રુવના પ્રયત્નની વાતો પણ ઘણી કઠિન જણાય છે, જ્યારે ધ્રુવને સાક્ષાત્ પ્રયત્ન સરલ જણાયો હતો, અને તેનું કારણ બીજું કંઇ જ ન હતું, પણ તે પ્રયત્ન એકાગ્રતાવાળો હતો-બીજા સર્વ વિષયોપ્રતિ તેનો વિરાગ હતો.

થોડો વખત આ પ્રયત્ન કરવો, થોડો વખત તે પ્રયત્ન કરવો, થોડો વખત આ બાબતમાટે પ્રયત્ન કરવો, થોડો વખત તે બાબતમાટે પ્રયત્ન કરવો એમ પ્રયત્ન અને પ્રયત્નથી મેળવવાની વસ્તુ એ બંનેની જ્યારે વારંવાર ફેરફારી થાય છે, ત્યારે એકે પ્રયત્ન સફલ થતો નથી કે એકે બાબત સિદ્ધ થતી નથી. તેથી પ્રયત્ન તથા જેને માટે તે કરવાનો છે એ વિષય, એમ બંનેનો નિર્ણય કરી પછી પ્રયત્નનો આરંભ કરવો જોઇએ.

સુખને માટે અહિં તહિં અને આમાં તેમાં ફાંફાં ન મારો. સુખ સઘળે છે, પણ તે પ્રયત્નના પડદાની પાછળ છે. પ્રયત્નનો પડદો ઉપાડો અને સુખનાં દર્શન કરો. પ્રયત્ન નહિ કરો તો તમારી અત્યંત નિકટ સુખ હોવા છતાં તેનો ગંધ પણ તમને આવવાનો નથી. સુખ દૂર નથી, પારકાના મિષ્ટાન્નમાં નથી પણ તમારા સુકા રોટલામાં છે, પારકાના કોટિધનમાં નથી પણ તમારી પાઇમાં છે, પારકાના મહાલયમાં નથી પણ તમારી ઝુંપડીમાં છે. યત્ન કરો અને તમને પ્રાપ્ત પદાર્થમાં જ સુખ મળશે.

આ દેખાતા પદાર્થો એ સુખની વસ્તુ નથી. નહિ તો તે બધાને સુખ આપનાર હોત. પણ સુખ તો તેના અંતરના ભાગમાં રહેલું છે, કે જેને જે સ્પર્શ કરે છે તેને જ તે મળે છે એક પાઇમાં પણ સુખ છે અને એક રૂપૈયામાં પણ સુખ છે. જ્યાં સુખ છે ત્યાં પહોંચી, તેમાંથી સુખ આકર્ષી શકાતું નથી તો ગમે તે વસ્તુ હોય પણ તે દુઃખને જ આપે છે; અને એ આકર્ષણવિધિ જો આવડે છે, તો એક પાઇમાંથી પણ મનુષ્ય સુખને આકર્ષી શકે છે અને ભોગવી શકે છે. અને એ વિધિ તે જ પ્રયત્ન છે. પ્રયત્નથી ગર્ભભાગમાં રહેલું સુખ બહાર તરી આવે છે. યોગ્ય પ્રયત્ન તેને વહેલું બહાર આણે છે, અથવા આપણને તેની અસંત નિકટ લઇ જાય છે, જ્યારે અયોગ્ય પ્રયત્ન એથી વિપરીત જ પરિણામ આણે છે.

મનુષ્ય સુખને પદાર્થોમાં શોધે છે, પણ ક્યાંથી જડે ? એ ક્યાંહિ ઉપર તરતું નથી, કે હાથમાં પકડી લેવાય. ધૂસ્રમાં બાચકા ભરનારને કશું નથી મળતું તેમ જ્યાં ત્યાં સુખને ઉપર-ઉપરથી જોઇ મેળવી લેનારને તે મળતું નથી. તેને માટે પ્રયત્ન જોઇએ, અને તે છે તો સુખથી તમે એક ડગલું પણ દૂર નથી.

સુખનો સરળ, સર્વોત્તમ અને સફળ માર્ગ એક જ છે કે જે કંઇ તમને પ્રાપ્ત હોય તેનો સર્વોત્તમ ઉપયોગ કરો. તેમાં રહેલાં સુખને તમે બહાર કાઢી બતાવો, જેથી તમે વધારે સુખને લાયક છો, એ સહજ જણાઇ આવશે, અને વિશ્વવ્યવસ્થાપક સત્તા તે જ કાળે તમને ઉંચા સુખનાં સાધનો આપશે. હાલ જે તમને પ્રાપ્તસાધન છે તેનો જ સર્વોત્કૃષ્ટ ઉપયોગ કરો. તેમાં થોડું સુખ નથી. પ્રયત્નમાં સમય ગાળો—ફાંફાં મારવામાં નહિ.

તમારી પાસે જે ઘર હોય, જેટલા પૈસા હોય, જે મિત્રો હોય, જે પત્ની હોય, જે પદાર્થો હોય તે સર્વનો સર્વોત્તમ ઉપયોગ કરશો તો આજે જે દુઃખને તમે અનુભવો છો તે દુઃખનું સ્વપ્નસરખું પણ તમને નહિ આવે. પદાર્થો-સાધનો-તમારી પાસે ઘણા છે, પણ પ્રયત્નવિના ભેંશને કોટે રત્નજેવાં તે નિરર્થક પડ્યાં રહ્યાં છે. એ જ સાધનો અસંત સુખ આપે એમ છે, પણ તેનો સર્વોત્તમ ઉપયોગ કરવારૂપ પ્રયત્ન કરવો એટલું જ બાકી છે.

પદાર્થનો તમે ઉપયોગ તો કરો જ છો. ઘણી વખતે તમે હાનિ અનુભવો છો તોપણ એ જ પદાર્થોપ્રતિ તમે પુનઃ જાઓ છો. શાથી ? એ કોણ લઇ જાય છે ? વિશ્વવ્યવસ્થાપક સત્તા. એ તમને તે પદાર્થોમાંથી સુખ અપાવવા ધારે છે. એક વખત તમે અયોગ્ય પ્રયત્નથી ધસો છો, હાનિ ભોગવો છો, પણ તે સત્તાનો તમને તે પદાર્થાદિમાં રહેલા સુખનો ઉપભોગ કરાવવાનો હોવાથી પુનઃ તે તરફ ધકેલે છે. તમે પુનઃ અયોગ્ય પ્રયત્નથી તે તરફ જાઓ છો પુનઃ તે દુઃખ આપે છે. આમ કરતાં દરેક પ્રયત્નના હુમલામાં તમને જરા જરા વધારે અનુભવ મળતો રહે છે. એ અનુભવ જ્યારે જોઇએ તેટલો મળી રહે છે કે પછી તત્કાળ તમે તે પદાર્થાદિપ્રતિ યોગ્ય પ્રયત્નપૂર્વક જાઓ છો, અને ત્યારે તેમાંના સુખને પ્રાપ્ત થાઓ છો.

જો સદ્‌વિચારાદિથી તથા તે વિશ્વવ્યવસ્થાપક સત્તાના માર્ગને તમે ઓળખીને તદનુસાર પ્રયત્ન સાધો છો તો બહુ થોડા વખતમાં ધારેલું સુખ મેળવી શકો છો. ઘણા મનુષ્ય ધારે છે કે એ સત્તા વારંવાર દુઃખ આપી પેલા પદાર્થાદિમાં દુઃખની દઢતા કરાવે છે, પણ તત્ત્વતઃ તેમ નથી. જો તેમાં દુઃખબુદ્ધિ મનુષ્યને પરિણામે વધારે સુખને ઉપાર્જનનાર હોય છે તો જ તે પ્રમાણે કરે છે. આથી યોગ્ય પ્રયત્નપૂર્વક જે તે પદાર્થાદિના સંબંધમાં આવો.

જે કંઇ સાધન તમને પ્રાપ્ત છે તે તમને જોઇતું સુખ આપવાને માટે ઓછાં છે એમ ધારશો નહિ. ભલે તે ઉપરથી બહુ તુચ્છ તથા સામાન્યસરખાં જણાય, તોપણ તમને સુખ આપવાને માટે તે પૂર્ણ છે. આથી ઓછાં સાધનોથી નિરાશ ન થશો. નિરાશા કંઇ વધારે સાધનને પ્રકટાવી શકે એમ નથી. જેટલો બને તેટલો તેનો સદુપયોગ કરો. તે સર્વોત્તમ પ્રકારે તમારાવડે વપરાય છે કે કેમ એ ધ્યાનપૂર્વક જુઓ. અને જે રીતે વધારેમાં વધારે સારી રીતે તેનો ઉપયોગ થાય તે રીતે વાપરો.

આવી રીતે કરેલો યત્ન અલ્પ પ્રમાણમાં થવા છતાં ઘણા ફળને ઉપજાવે છે. સુખનાં ફાંફાં મારવાં છોડી દો. એ આયુષ્યનો ક્ષય કરવાશિવાય બીજું કશું જ કરતાં નથી.

પ્રયત્નથી મળેલું સુખ એ જ દીર્ઘ કાળ ટકનાર સુખ છે. કેમકે કોઇ કારણસર તેમાં જરા ન્યૂનતા થતી જણાય તો પૂર્વે પ્રયત્ન કરેલો હોવાથી તેનો માર્ગ જાણીતો હોવાનો, જેથી તરત પુનઃ પ્રયત્નથી તે ન્યૂનતા પુરાઇ જવાની. જેથી કાયમ સુખના અનુભવને માટે સ્વપ્રયત્નની જ જરૂર છે.

જે મનુષ્ય સુખથી દબાયલો રહે છે, તેનું તે સુખ વહેલું જતું રહેવાનો સંભવ રહે છે. પણ જે મનુષ્ય સુખને પોતાનું દબાયલું સમજે છે, તેનીપાસેથી તે જતું રહેતું નથી. 'આ સુખ મળ્યું છે તે જતું રહેશે તો' આવા વિચારથી તે મનુષ્ય સુખનો સ્વામી થઇ રહેતો નથી પણ દાસ થઇ રહે છે, જેથી સ્વતંત્રતા તે મનુષ્યની રહેતી નથી, પણ સુખની રહે છે, અને તેથી તેને જતું રહેવું હોય ત્યારે જતું રહે છે. પણ જેણે પ્રયત્નપૂર્વક સુખ મેળવેલું છે, તે તેનો કદી દાસ થતો નથી. તે જાણે છે કદાચ તે જતું રહેશે તો હું મારા પ્રયત્નથી પુનઃ તેને મેળવી લઇશ, અને એમ જાણીને સુખની સત્તાને તે પોતાને આધીન માને છે.

'અમુક સુખ અથવા અનુકૂલતા વગેરેને લીધે આપણે સુખી છીએ' એમ માની તેના દબાયલા રહેશો નહિ. તમારો યત્ન હશે તો લાત મારીને સુખને ઉપજાવી શકશો, અને નહિ તો પંપાળી પંપાળીને સાચવી રાખશો, તોપણ તે જતું રહેશે. સુખના સ્વામી થાઓ. તમે સુખરૂપે જેને અંગીકાર કર્યું છે, તે જ સુખ છે, બાકી સુખજેવું કશું જ નથી, એમ માની સુખને તમે ધારો ત્યાં પ્રકટાવી શકવાના સામર્થ્યવાળા થાઓ.

જગત્ જેને વિપત્તિ કહે છે, જેને દુઃખ કહે છે, જેને હાનિ કહે છે, એમાં પણ તમે જો સુખ ઉપજાવવા ધારશો તો તે ઉપજી શકે એમ છે. તેથી સુખને ઉપજાવવાને માટે અમુક જ જોઇએ એમ માની પદાર્થો કે સંજોગોને અધીન રહેશો નહિ. ગમે તે આવી પ્રાપ્ત થાય તોપણ તમે તેમાંથી સુખ જ મેળવશો એવો નિશ્ચય રાખી તદનુસાર વર્તન કરો. પૈસાવિના સુખ ન મળે, ઘરવિના સુખ ન મળે, સત્તાવિના સુખ ન મળે એમ વિચારનાર ઘણા

હોય છે. તેઓ સુખ મેળવવા પ્રયત્ન કરનાર નથી હોતા, પણ સુખનાં ફાંફાં મારનાર ગણાય છે.

જે કંઇ તમને નથી મળેલું તેનાથી સુખ ઉપજાવવાના વિચારને ન કરશો. તેમાંથી સુખની પ્રાપ્તિ થાય અને આપણે સુખી થઇએ એવી આશાને, જો તમારે સુખ જોઇતું હોય તો ન બાંધશો. એ વિચાર ક્યારે કરવાનો છે કે જ્યારે મળેલા સર્વમાંથી પૂરેપૂરૂં સુખ તમે ઉપજાવી લો છો. પણ એવું બનતું પણ નથી કે તમને પ્રાપ્ત થયેલાં સાધનમાંથી જોઇતું સુખ ઉપજાવી લો, અને પછી તમને નવાં સાધન ન પ્રાપ્ત થાય. તત્કાળ જ તે પ્રાપ્ત થવાનાં. અને તેથી સુખની વૃદ્ધિને જ કર્યાં કરવાના. મળેલા સાધનથી વધારેમાં વધારે સુખ કેવી રીતે પ્રાપ્ત થાય એ વિચારને જ તમારા મગજમાં સ્થાન આપો. 'ફલાણું મળે તો હું સુખી થઉં, અને અમુક મારી પાસેથી જાય તો હું સુખી થઉં' એવા વિચાર જ્યાંસુધી કર્યાં કરશો ત્યાંસુધી તમને સુખ મળશે પણ નહિ, અને તમારી મનની માનેલી પ્રતિકૂળતા ટળશે પણ નહિ, એ બન્નેને છોડી દો. અને જે કંઇ મળ્યું હોય તેનો એવો ઉપયોગ કરો કે જેથી તેમાંથી કંઇ પણ સુખ જ મળે.

આ પ્રકારે સુખ એ પ્રયત્નને અવલંબીને રહ્યું હોવાથી યોગ્ય પ્રયત્નતરફ જ અધિક લક્ષ રાખ્યો હોય છે તો ગાયપાછળ વાછરડું ચાલ્યું આવે છે, તેમ સુખ પ્રયત્નપાછળ ચાલ્યું જ આવે. કેમકે સુખ એ પ્રયત્નની છાયા છે. સુખ એ પ્રયત્નનો રણકાર છે, પ્રયત્નનો ઘંટ વગાડો અને પછી સુખનો રણકાર તો કંઈ કાળસુધી પોતાની મેળે વાગ્યા જ કરશે.

શાસ્ત્ર આગ્રહથી કહે છે કે મનુષ્યનો કર્મમાં અધિકાર છે, ફલતરફ તેણે જોવાનું નથી. કેમકે કર્મના પ્રયત્નના પરિણામે ફલ તો સિદ્ધ જ છે. મનુષ્યમાં જે વિચાર, બુદ્ધિ, કલ્પના વગેરે છે તે બધાનો ઉપયોગ ફલના વિચારમાં કરવાનો નથી, પણ કર્તવ્યના નિર્ણયમાં જ પ્રયત્નના વિવેકમાં જ કરવાનો છે. તેમનું ખરૂં પ્રયોજન ફલના ભોગમાં નથી, પણ કર્તવ્યકર્મમાં છે, કેમકે તે જો યોગ્ય હોય છે તો જ તેઓ ઉત્તમ ફલના ભોક્તા થાય છે.

સુખની કળ હવે તમારાથી અજાણી રહી નથી, તેને વાપરવી એ તમારા હાથમાં છે. એ કળ કઠિન જણાય તે ઉપરથી એ કઠિન છે એમ નક્કી કરી બેસશો નહિ. કેમકે 'એ કળ કઠિન છે' એવો નિર્ણય તમે અનુભવથી કર્યો નથી, પણ તમારી અપક્વ બુદ્ધિથી કર્યો છે. પ્રયત્ન કરીને બુદ્ધિનો પરિપાક કરો, અને પછી તમને જણાશે કે પ્રયત્ન એ કઠિન નથી, પણ તેમાં યોગ્ય વિધિની જ જરૂર છે. તે એ જ છે કે એકાગ્રતાવાળો યત્ન હોવો જોઇએ. અભ્યાસની સાથે વિરાગનું જે લક્ષણ શાસ્ત્રે પ્રબોધ્યું છે તેનો આપણે પણ સાથે ઉપયોગ કરવો જોઇએ. અને એમ થતાં પ્રયત્ન સહજમાં સિદ્ધ થાય છે, અને પ્રયત્નસિદ્ધિનો પરિણામ એ જ સુખનું આરંભસ્થાન છે.

# શેમાં વિશ્વસનીય થવું?

ગમે તે અણધાર્યું આવે કે ધારેલું ન આવે તોપણ તેમાંથી દબાયા ચંપાયા-વિના અવશ્ય બહાર નીકળી જવાના નિશ્ચયઉપર દૃઢપણે વળગી રહેજો. તમારા ઉચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરવામાં એવા અણધારેલા બનાવો તમને શિથિલ ત્યારે જ કરી દે છે કે જ્યારે તમે તેમને તમારાથી વધારે સામર્થ્યવાળા ગણતા હો છો. તેથી તેવા પ્રસંગોમાંથી પ્રબળ આગ્રહપૂર્વક તરી પાર ઉતરવાના તમારા નિશ્ચયને કદી પણ ભૂલશો નહિ. કદી નીચે ઉતરશો નહિ, તમારામાં જે કંઇ સર્વોત્તમ છે તેમાં વિશ્વાસને ધારણ કરો–તમારા પોતાનામાં શ્રદ્ધાલુ થાઓ. અને પછી તમારી આજુબાજુ પ્રત્યેક દિશામાંથી તમે નિષ્ફલતાથી બંધાઇ ગયેલા જણાઓ, તમે નિષ્ફલતાના અવતારરૂપ હો એમ તમને જણાય તોપણ તમારા પોતાનામાંથી તમારી પોતાની શ્રદ્ધાને ક્ષણભર પણ ઢીલી કરશો નહિ. તેમ થશે તો સફલતા અથવા વિજય તમારામાંથી કદાપિ શ્રદ્ધાને ઉડાવશે નહિ. તમે અને વિજય જળમાં જળજેવા એક સ્વરૂપ થઇ રહેશો. તમે તે પ્રસંગને તરી પાર ઉતારવાનું, ગમે તેને મેળવવાનું અને ગમે તેનો જય કરવાનું તમારા પોતાનામાં જોઇએ તેટલું સામર્થ્ય છે. અંધકાર અથવા પ્રકાશના ગમે તે સમયે પણ તમે તેની જોડાજોડ જ રહો, અને તે તમારી જોડાજોડ જ અખંડ રહેશે. સમય જતાં તમે એને એવી સ્થિતિને પ્રાપ્ત થશો કે જ્યાંથી અધિક ઉંચી સ્થિતિ શોધવી તમને કઠિન થઇ પડશે—એથી પર ઉંચી સ્થિતિ રહેશે જ નહિ.

તમારા વિચારોને વિશ્વસનીય ગણો. બીજાના વિચારો જ ખરા અને તમારા પોતાના ખોટા એમ માની બેસશો નહિ. વર્તમાન સમયના તમારા વિચારો વિશ્વાસ કરવાયોગ્ય ન જણાય—સ્વીકારવાયોગ્ય ન લાગે—તો તેને બદલી નાંખો. અને તમારામાં જે વિચારો એવા જણાય કે જે તમારામાં રહેલી શ્રદ્ધાને અનુકૂલ હોય અર્થાત્ જે વિચારોને તમારી અપૂર્વ શ્રદ્ધાની જરૂર હોય તેવા વિચાર જ્યાં પ્રકટે કે પછી ભલે તો આખું જગત્ તમને નિંદે કે તમારાપ્રતિ હાસ્ય કરે તોપણ તે વિચારોની સાથે જ હમેશાં તમે સ્થિર રહો. અને તમે જાતે જો તમારાથી બદલાઇ જવાનો નિશ્ચય નહિ કરો તો જગત્ જરૂર તેના વિચારથી બદલાશે. તમને અનુકૂલ થશે. જો તમે તમારા ઉચ્ચ સ્થાનથી નીચે આવવાનો નકાર દેશો તો જગત્ ઉંચે—તમારાપ્રતિ––શી રીતે આવવું તેનો માર્ગ શોધશે. જગત્નો આવો નિયમ જ છે––તેની પદ્ધતિ જ આવી છે. જે માનવઆત્મા ઉચ્ચ સ્થિતિએ રાજે છે અને જે પોતાનામાં દૃઢ રહે છે તે જગત્ના કોટિ મનુષ્યોને પ્રકાશ આપનાર એક દીપકરૂપ થઇ રહે છે. માત્ર તમારે દૃઢ રહેવું એ કંઇ પૂરતું નથી, પણ તમારે ઘણા ઉત્કૃષ્ટ પણ થવું જોઇએ. તમારા મનમાં દૃઢ રહેવું જોઇએ એ કંઇ બસ નથી, પણ તમારા મતો, સર્વોત્તમ વિચારો કે જે કોઇ અત્યંત ઉત્કૃષ્ટ ક્ષણોમાં તમને સ્ફુરી આવતા હોય અથવા જેનું પ્રકાશન ( Revelation ) થતું હોય તેનાથી યુક્ત હોવા જોઇએ. અત્યંત બુદ્ધિપૂર્વક નિર્ણય કરેલા વિચારોમાં દૃઢ રહેવું એ તમને પોતાને અત્યંત ઉત્કૃષ્ટ કરનાર છે.

જ્યારે તમે એવા ઉચ્ચ વિચારોમાં દૃઢ રહેશો કે પછી પ્રત્યેક સત્ય તથા સામર્થ્ય કે જે તે વિચારોમાં ગર્ભિત હશે તે તમારામાં જાગ્રત્ થશે અને તમારીસાથે સચેતન પ્રકારે રહી કામ કરશે. અને તમારા જીવનમાં જે કંઇ હેતુઓ હશે તેની સિદ્ધિમાં તે પોતાનું સર્વસ્વ તમારે માટે અર્પણ કરશે. પણ જ્યારે તમે તમારા નિશ્ચયોમાંથી શ્રદ્ધાને ખંડિત કરો છો–ડગાવો છો–ત્યારે તે વિચારો વા નિશ્ચયોમાં જે કંઇઅતિ મૂલ્યવાન્ છે તે સઘળાને ગુમાવો છો. તેની સાથે જગત્ પણ તમારામાંથી વિશ્વાસને ઉઠાવવા માંડે છે. જે સિદ્ધાંતો અથવા નિશ્ચયોઉપર મનુષ્ય તેનું આખું જીવન વીતાવવા ઇચ્છે છે, તે જ સિદ્ધાંતો તથા નિશ્ચયોમાં તેનું પોતાનું અંતઃકરણ શંકાશીલ રહે છે—તેના પોતાના મનમાં જ તેને માટે અશ્રદ્ધા પ્રકટ્યા કરે છે તો તેના સરખું હાનિ કરનાર તે મનુષ્યને બીજું કોઈ જ નથી, અને તેનો પરિણામ નિષ્ફલતાવિના બીજા દશામાં ઉતરતો નથી. તેનું પ્રત્યેક કામ નિષ્ફલતાથી અંકિત હોય છે, અને તે જે કંઇ કરવા ઇચ્છે છે તે પ્રત્યેક કામ એવા જ અવ્યવસ્થિત પરિણામને પામશે કે જેવી અવ્યવસ્થા તેના મનમાં પ્રકટી રહી હોય છે. કાંઈ પણ વધારે ઉત્તમ મેળવવાને માટે પ્રત્યેક સાધનો સહકારીપણે કામ કરતાં હોવાં જોઇએ એવું જો તમે બાહ્ય જગત્‌ને માટે માનતા હો તો તમારા આંતર્ જગત્‌માં પણ વધારે ઉત્તમ મેળવવાને માટે તેનાં પ્રત્યેક સાધનને સહકારીપણે–એકમેકથી હેળવી મેળવીને કામ કરાવવું જોઇએ. અને આ તમે ત્યારે જ નિર્વિઘ્નપણે કરી શકો છો કે જ્યારે તમારા વિચારો–સિદ્ધાંતો અથવા નિશ્ચયોને અત્યંત ઉચ્ચ કરો છો, અને તે વિચારાદિમાં તમારા આત્માસમાન તમારી શ્રદ્ધાને દૃઢ કરો છો.

તમારી ક્રિયામાં વિશ્વસનીય રહો. પ્રજાની માગણીને જ કેવળ સંતોષ આપવા ખાતર ક્રિયા કરોઽનહિ. પરંતુ તમારી ક્રિયા જગત્‌ના કલ્યાણને માટે જ છે—તેના હિતને માટે તમારી જ ક્રિયા નિર્માણ થયેલી છે એવા વિશ્વાસને ધારણ કરીને કામો કરો. તમારૂં કામ જગત્‌ને જગત્‌ના કોઇ પણ અમુક ભાગને પણ–લાભ કરનારૂં એવું તમે માનો છો, અને તેથી જ કામને આદરો. તમારા કાર્યપ્રતિ આવી ઉચ્ચ દૃષ્ટિથી જુઓ, અને પછી નીચે દૃષ્ટિ ઉતારો નહિ. એ પ્રમાણે ઉચ્ચ કામો કરવામાં, સમય જતાં, જેની સાથે તમે સંબંધમાં આવશો તે પોતાની જીંદગીમાં અભ્યુદય કરનારતરીકે તથા આખા જગત્‌ની વૃદ્ધિમાં ઉપકારકતરીકે તમને અત્યંત જરૂરના ગણશે. અને તે ખરૂં જ છે. કેમકે તમારા કામમાં જેમ વધારે વિશ્વાસ અથવા શ્રદ્ધાનો અધિક વધારો થશે તેમ તમારૂં કામ વધારે અને વધારે મહત્વવાળું તથા અગત્યનું બનશે. તમારા કામમાં વધારે શ્રદ્ધાને ઉપજાવવા તમારે સારૂં કામ કરવું એટલેથી અટકતું નથી, પણ તે કામમાં જે કંઈ વધારે મૂલ્યવાન્ સંભવો છુપાઈ રહેલા છે કે જે અત્યંત લાભ કરનાર થઈ પડે એમ છે, તેને શોધી શોધીને વધારે અને વધારે પ્રમાણમાં બહાર કાઢવા અને તેનો વધારે અને વધારે પ્રમાણમાં વિકાસ કરવો. એમ થતાં એ જ પ્રકારનું કામ કરનાર પૂર્વના અથવા સમકાલિન ઇતર મનુષ્યોના સ્થાનકરતાં અત્યંત ઉંચા સ્થાનઉપર તમે સ્થિત થાઓ છો. કેમકે તે કામના પૂરેપૂરા હાર્દને તમે પ્રકટાવો છો. બીજાઓએ કમળની બે કે ચાર પાંખડી ખીલાવી હોય છે તો તમે તેની ઉંડી ઉંડી હજારો પાંખડીઓને ખીલાવી અત્યંત દેદીપ્યમાન્ કરી મૂકો છો.


જ્યારે તમને સત્ય સિદ્ધાંતો જડે અને સર્વોત્કૃષ્ટ વિચારો કે જે માનવવિચારોમાં અત્યંત ઉચ્ચ ભૂમિકાપરના હોય તે તમને જડે, ત્યારે આખું

વિશ્વ વિરોધી થાય તોપણ તેના પાસામાંથી તમે જરા પણ ચસશો નહિ; તમે જે કંઈ ક્રિયા એ નિયમપ્રમાણે કરો તે ઉંધો પરિણામ આણે તોપણ તેનાથી ડગશો નહિ—હિંમત હારશો નહિ. તમારા બાંધેલા ઉચ્ચ લક્ષ્યોમાં અડગ તથા શ્રદ્ધાયુક્ત રહો. એ લક્ષ્યની વિરોધી સ્થિતિમાં તમે ઉભા રહેલા હો તોપણ તમારા લક્ષ્યને ચુકશો નહિ. આટલા બધા અસંભવોમાં એ લક્ષ્ય શી રીતે સિદ્ધ થશે એવા વિચારથી તેને છોડી દેવા તૈયાર ન બનશો, અને તો પછી સ્થિતિ અવશ્ય બદલાશે. ઘોર રાત્રિમાંથી પ્રકાશ પ્રકટશે. અને જો લક્ષ્યમાં અસ્થિર હશો અને આસપાસની શક્યતા અત્યંત ઉત્તમ પ્રકારની હશે—મધ્યાહ્ન સૂર્યસરખી તેજસ્વી હશે તોપણ તે બદલાઈ જશે, એ શક્યતાનો સૂર્ય અસ્ત થશે અને ઘોર રાત્રિમાં આવી પડશો. તમારા પોતાના જગતની પ્રત્યેક સ્થિતિ તમને હલકી થતી-બગડતી જણાય, તોપણ તમે તમારા લક્ષ્યથી ભ્રષ્ટ થશો નહિ—નીચે ઉતરી પડશો નહિ. તમારી આત્મસત્તાવાળી સ્થિતિ-ઉપર ઝઝુમો અને તમારામાં રહેલી સર્વોત્તમ સત્તાઓ તથા સામર્થ્યો તમારી જોડેજોડ આવી ઉભાં રહેશે. વસ્તુસ્થિતિ અથવા પ્રસંગો બદલાશે, એવું ગુરુત્વાકર્ષણ અવનતિતરફ નહિ રહે પણ તમે જ તેના આકર્ષક થશો અને તમારાપ્રતિ જ સઘળું ખેંચાશે. અવનતિતરફ વળતું તમારું જે કંઈ હશે તે બદલાશે, ઉન્નતિતરફ વળશે, વિપત્તિઓ અદૃશ્ય થઈ જશે, ઉત્તમ પ્રારબ્ધ અથવા ઉત્તમ ભવિષ્યનો સૂર્યપ્રકાશ તમારાપ્રતિ વળશે અને વધારે ઉત્તમ, વધારે વિશાલ, વધારે ભવ્ય અને વધારે સુખસંપત્તિવાળી સૃષ્ટિ તમને અભિનંદન આપતી પોતાના અધિપતિરૂપે સ્થાપવાને તમારાપ્રતિ તેનાં દ્વાર ખુલ્લાં મૂકશે.


કોઇ પણ વખતે ગમે તેવી મોટી વિપત્તિ આવી મળે તેનાકરતાં આપણામાં રહેલાં ઉચ્ચ સામર્થ્યો વધારે મોટાં છે, અને તે સામર્થ્યો હાજરાહજૂર છે. તથા તે સામર્થ્યો આપણી નિકટ ત્યાંસુધી ઉભાં રહેશે કે જ્યાંસુધી આપણે આપણા ઉચ્ચ લક્ષ્યોપ્રતિ સત્યભાવવાળા છીએ, તેની સાથે કદાપિ કુટિલપણે વર્તતા નથી, એટલે પણ અંતઃકરણથી નહિ પણ માત્ર દેખાડવાખાતર જ તેના આપણે સંગી રહેતા નથી. અને જો આપણે સંપત્તિ અથવા અનુકૂલતાથી ઉન્નત થઇએ અને વિપત્તિ કે પ્રતિકૂલતાથી પાછા પડીએ તો આપણા ઉચ્ચ લક્ષ્યોસાથે આપણે સત્યભાવવાળા છીએ—નિમકહલાલ છીએ, એમ ઠરતું નથી. આપણા લક્ષ્યોસાથે આપણે સત્યભાવવાળા ત્યારે જ છીએ કે જ્યારે કોઇ-પણ કારણથી આપણે કદાપિ નીચે ઉતરી પડતા નથી. અને એવી દૃઢ સ્થાયી સ્થિતિ જ આપણને વર્તમાન વિપત્તિઓનો જય કરવાનું અને ભવિષ્યમાં આવતી વિપત્તિઓને રોકવાનું બળ અર્પે છે. જ્યારે બધું વિપરીત થતું હોય ત્યારે પણ જે મનુષ્ય વિપરીત દિશાતરફ જતો નથી—પ્રાપ્ત ઉચ્ચ સ્થિતિથી નીચે ઉતરી પડતો નથી તે થોડા જ સમયમાં એવો બલવાન્ થાય છે કે પછી તેને જગતમાં ગમે તેવી સ્થિતિ આવી પ્રાપ્ત થાય તોપણ તે સ્થિતિને તે ઉંચી અને ઉંચી પકડી રાખે છે—ઉચ્ચ સ્થિતિમાં જ તેનું રૂપાંતર કરી નાંખે છે.

ની ભવ્ય મહત્તામાં એવા તો પ્રીતિ તથા શ્રદ્ધાવાળા રહો કે એથી હલકી સૃષ્ટિમાં ઉતરી આવવાને કોઇ પણ તમને લલચાવી શકે નહિ. હલકી સૃષ્ટિમાં કદાપિ કંઇ મોટું દેખાય તો તેટલામાત્રથી ત્યાં તણાઓ નહિ. આત્માના અધિક અને અધિક દિવ્ય રૂપને જ સ્મરણમાં રાખ્યા કરો. અધિક દિવ્ય રૂપ અધિક સત્યવાળું છે. તેની નિકટ રહો. અને જેને તમે લક્ષ્યરૂપે કલ્પેલું હતું તે સર્વ પ્રત્યક્ષરૂપે તમને પ્રતીત થશે.

અયોગ્યના ભયથી જેમાં તેમાં અવિશ્વાસ એ જેના તેના અવિશ્વાસને આપણાતરફ આકર્ષનાર છે. જેની તેની ઉચ્ચતા જોઇ તેમાં શ્રદ્ધાપૂર્વક એકાગ્ર રહેવું એ પ્રત્યેક ઉચ્ચતાને આપણામાં પ્રકટાવનાર સાધન છે. ઉચ્ચતા ઉચ્ચતાને આકર્ષે છે; અને તેથી જેમ આપણે વધારે ઉચ્ચ થતા જઇએ છીએ તેમ આપણે વધારે ઉચ્ચતાપ્રતિ આકર્ષાતા જઇએ છીએ, અને વધારે ઉચ્ચતા આપણાપ્રતિ આકર્ષાતી આવે છે. શ્રદ્ધા એ આ ઉચ્ચતાનું આપણને દાન કરે છે, આથી શ્રદ્ધાની ઉપાસના કરો--શ્રદ્ધાને ધારણ કરો.



## શરીરપ્રતિનું એક કર્તવ્ય.

બહારના દેખાવમાં પણ ઘણું મહત્વ રહ્યું છે, જેવા તમે બહારથી દેખાઓ છો, તેના ઉપરથી જ તમારે માટે લોકો અનેક પ્રકારનાં વિવિધ અનુમાનો બાંધવામાં આવે છે. અને તમે તમારા અંતરમાં તમારે માટે જેવું ભાન રાખો છો, તેવા તમે બહારથી દેખાઓ છો. પણ તમે જેવા પ્રકારના દેખાવા માગો તેવા પ્રકારના દેખાઈ શકો એમ છે. અને તમારે મનથી જેવા પ્રકારની સ્થિતિમાં રહેવું હોય તેવા પ્રકારથી રહી શકો છો. તેથી સર્વમાંથી હલકા પ્રકારની સ્થિતિને કહાડી નાંખો. કોઈ પણ બાબતમાં તમને તુચ્છતરીકે માની એવા જ દેખાવાનો પ્રયત્ન કરો નહિ. તમારી હલકી સ્થિતિનું દર્શન તમને કે બીજા કોઈને હિતકર નથી. મન અને શરીર બંને સારી રીતે શણગારાવલાં હોવાં જોઇએ. જો તમે હલકા પ્રકારના દેખાશો, તો તમને તમારે માટે હલકાપણાનો જ વિચાર આવશે. અને જેઓને પોતાને એક સામાન્યતરીકે માનવાની ટેવ પડી ગઈ છે, તેઓ સામાન્યસરખા જ થતા જાય છે.

બહારથી સામાન્યજેવા દેખાવું એટલા માત્રમાં કંઈ નિરભિમાનતાનો સદ્ગુણ આવી જતો નથી. એમ હોય તો ચીંથરેહાલ પ્રત્યેક ભિખારીને નિરભિમાનતાનું જે મહત્ફલ છે તે મળવું જોઈએ. પરંતુ એવી સ્થિતિનું નામ નિરભિમાનતા નથી. અભિમાન કરવાયોગ્ય કંઈ વસ્તુ આપણામાં હોય અને પછી તે વસ્તુમાં અભિમાનથી રહિતપણે રહીએ તો જ યથાર્થ નિરભિમાન રહ્યા એમ કહેવાય છે.ઝાડ બોલતાંનથી તેથી શું તેમને મૌનવ્રતનો લાભ થાય છે ?

આપણું બહારનું અને તેને શોભાવનાર વસ્ત્ર એની બાહ્ય દેખાવમાં ગણના થાય છે. એ બંને બાબતઉપર ઘણા મનુષ્યોનું અલક્ષ જણાય છે. એ એના યોગ્ય શોભામાં વખત ગાળવો એ સમયનો દુરુપયોગ છે, એ બંનેમાટે ઘટિત પૈસા વાપરવા એ ધનનો દુરુપયોગ

છે, બહારથી શરીર શોભાવવું એ શરીરનો દુરુપયોગ છે, આવું ઘણાનું માનવું હોય છે. પરંતુ તે વાસ્તવ નથી. શરીરને તથા તેના ઉપરનાં શરીરનાં વસ્ત્રને યોગ્ય પ્રકારે રાખવાં એ શરીરં તથા વસ્ત્રનો સદુપયોગ્ય છે.

મનુષ્યશરીર ઈશ્વરે કેટલું અદ્‌ભુત પ્રકારે રચ્યું છે ? જો તે સામાન્યસરખું હોત તો તેમાં એટલો પરિશ્રમ લેત જ નહિ. ત્યારે એવા અમૂલ્ય શરીરને સામાન્યસરખું ગણી તેને ગમે એવું ખરાબ રાખવું અથવા તેનાપ્રતિ અલક્ષ રાખવો એ શું અજાણ્યુને તે શરીર આપનારપ્રતિ આપણો એક પ્રકારનો દ્રોહ નથી ? તેની સુંદરતામાં મનુષ્યને કુદરતી જ પ્રેમ થાય છે, આકર્ષણ થાય છે, તથા તેનું દીર્ઘ કાળ સ્મરણ રહ્યા કરે છે. કુદરતમાં જે આટલું બધું કરે છે, તેનામાં કંઈ પણ સામર્થ્ય ન હોય એમ માનવું અને એ બાબતની અવગણના કરવી, એ એક ભૂલ જ છે.

શરીર એ એક મનુષ્યનું સામર્થ્ય છે. અને તેથી તે સામર્થ્યપ્રતિ અલક્ષ કરવાથી તેને મળેલા એક સામર્થ્યની હાનિને તે કરે છે એમ જ ઠરે છે. તેનો દુરુપયોગ મનુષ્યના અનેક હિતને અટકાવનાર છે, અને એવી તે વસ્તુનો યોગ્ય ઉપયોગ શિવાય બીજો ગમે તેવો હલકા પ્રકારે કરેલો ઉપયોગ એ વાસ્તવ દ્રષ્ટિથી તેનો દુરુપયોગ જ છે. માટે એ સામર્થ્યનો સર્વ રીતે બને તેટલો સદુપયોગ કરવો જોઇએ.

શરીરના બીજા વિવિધ ઉપયોગો છે, તેની સાથે તેને બને તેટલું વ્યવસ્થિત રાખવું એ જરૂરનું છે—ઉપયોગી છે. કેમકે અન્યઉપર પ્રતાપ પાડવામાં શરીરનો ઉપયોગ થાય છે. ભવ્ય તથા રમણીય શરીર અન્યઉપર પ્રતાપ પાડે છે, તથા અન્યના ચિત્તનું આકર્ષણ કરે છે. અને જ્યારે એમ થાય છે, ત્યારે તે મનુષ્ય જે કંઈ જેને કહે છે તે મનુષ્ય એની કહેલી વાર્તાને સ્વીકારે છે. કાંઈ પણ ઉત્તમ વસ્તુનો કોઈને સ્વીકાર કરાવવો હોય તો એ પ્રતાપી તથા મનોહારી પુરુષ જલદી કરી શકે છે. આથી તેને વ્યવસ્થિત રાખવાની અગત્ય છે.

ગમે તેવાં મેલાં કે ફાટેલાં વસ્ત્ર, ગમે તેવા મેલવાળું, મોટા પેટવાળું, સુકાયલા હાથ પગવાળું, દાઢી વધેલું, કે વાળ વધેલું શરીર એ શું તે શરીરધારીનાં તે શરીરપ્રતિના નિર્મોહને સૂચવે છે ? લેશ પણ નહિ. બેકાળજી અથવા શરીરની સર્વોત્તમ ઉપયોગિતાનું અજ્ઞાન એ જ તેમાં હેતુ છે. અને તેવા મનુષ્યોમાં બીજું હીર હોય છે તે પણ થોડા સમાગમમાં આવનારને કે ઉપરથી જોનારને તો અનુભવગમ્ય થતું જ નથી. એવા અવ્યવસ્થિત વસ્ત્ર તથા શરીરવાળા વિદ્વાનો પણ ઘણી વખત સામાન્ય મનુષ્યથી અપમાન પામે છે, અને પ્રતાપમય શરીરવાળા અવિદ્વાન્ હોય છે, તોપણ ઘણી વખત બીજાઉપર છાપ પાડી દે છે. જ્યારે આમ છે, ત્યારે વિદ્વત્તા આદિ અન્ય સદ્‌ગુણો સાથે જો પ્રતાપમય શરીર હોય તો તેવા તો કેટલા પ્રતાપમય થઈ રહે !

એમ કહેવાનું નથી કે માણસે આખો દહાડો શરીરને શોભીતું કરવામાં ટાપટીપ કર્યા કરવી કે જરકશી વાગા પહેરીને ફર્યા કરવું. તાત્પર્ય એ છે કે શરીરનો જેટલો સર્વોત્તમ ઉપ-

યોગ થાય તેટલો કરવો. શરીરનું સ્થૂલરૂપ પણ જે અંશમાં ઉપયોગી હોય તે અંશમાં તેનો સારો ઉપયોગ થાય એ જ કરવું જ જોઇએ. શરીરમાં રહેલા મગજનો અને વિવિધ શક્તિઓનો ઉત્તમ ઉપયોગ કરીએ છીએ–શરીરનાં સૂક્ષ્મ રૂપનો ઉપયોગ સારો કરવામાં સાવધ રહીએ છીએ તો પછી તેના સ્થૂલ રૂપમાંથી ઉપયોગિતાને ગ્રહણ કરી લેવી એ યોગ્ય જ છે.

સાદાં છતાં સ્વચ્છ વસ્ત્ર પહેરો. તમને જે વધારેમાં વધારે સારાં દેખાતાં હોય તેવાં પહેરો. ખમીસ, જેકેટ કે બદન ગમે તેવાં સારાં હોય, પણ તમારા શરીરઉપર તે ન શોભતાં હોય તો તે જ પહેરવાની જરૂર નથી. પહેરણ પહેરો. તમારી પદવી ( Position ) ને યોગ્ય હોય તેવાં વસ્ત્ર પહેરો. પરંતુ વસ્ત્રની સ્વચ્છતા એ તો દરેક જાતની પદવીવાળા મનુષ્યને માટે એક સરખું અગત્યનું છે. વસ્ત્ર મેલાં કરીને પહેરો નહિ, તેને બગાડીને પહેરો નહિ, પણ સ્વચ્છ અને વ્યવસ્થિત રાખીને પહેરો. કેટલાકના કૉલરો ગમે એમ જ વળેલા હોય છે, તો કેટલાકની બાંય જ અરધી હથેળીસુધી આવી ગઈ હોય છે, કેટલાકનાં પહેરણ એવાં તો ટુંકાં હોય છે કે સભ્ય મંડળને લાયક હોતાં નથી, કેટલાક ધોતીયાનો ફુચો એવો મારે છે કે જે કેવળ અવ્યવસ્થિત અને અસભ્ય જણાય છે. કેટલાકની કાછડી જ એવી મોટી અને ઢીલી હોય છે કે જાણે વડોદરાનો લહેરીપુરાનો દરવાજો ! આવી વસ્ત્રની અવ્યવસ્થા એ કોઈ અપૂર્વ સદ્ગુણ નથી, પણ બેદરકારી માત્ર છે.

સ્વચ્છ અને ઘટિત વસ્ત્રોથી શરીરને શોભીતું રાખો. તથા શરીરને જાતને પણ બને તેટલું વ્યવસ્થિત, સ્ફુર્તિવાળું તથા શોભીતું રાખો. અને તેનો બને તેટલો સદુપયોગ કરી લો. શરીરમાં એક બે કે દશ વસ્તુઓ જ ઉપયોગની છે, એમ નથી. પ્રત્યેક ઉપયોગની છે. અને દરેકનો જુદો જુદો ઉપયોગ છે.

બહારના દેખાવથી એક વખત મનુષ્યની ઉંચી છાપ પડી તો તે પછી જતી નથી, અને હલકી પડી તો તે બદલાવી એ પણ એકાએક બને એવું નથી. આથી તે માટે સામાન્ય સાવધાનતા રાખી હોય છે તો તે ઘણી વખત બહુ લાભને કરે છે.

નિર્મલ અને ઘટિત વસ્ત્રોથી પહેરનારને પોતાને પોતાની ઉચ્ચતાનું ભાન થાય છે. તેની સ્થિતિનું સ્મરણ ઘણી વખત તેનાં વસ્ત્રો તેને આપે છે. અને તેથી આપણી સ્થિતિનું સર્વોત્તમ ભાન આપણને રહે એવી જાતનાં વસ્ત્રોને ધારણ કરવાની જરૂર છે. વિના પ્રયોજન આપણે માટે હલકાપણાનું–તુચ્છપણાનું–ભાન થાય તેમ કરવામાં કશું જ હિત નથી.

તે જ પ્રકારે મનને પણ ઉચ્ચ કરવાની તેથી વધારે અગત્ય છે. કેમકે મનના ચિંતનઅનુસાર શરીર હોય છે. તેમ જ મન એ મનુષ્યને સર્વાંશે રચનાર છે એમ કહીએ તો ચાલે, જેથી સર્વાંશે સુધરવાને તે એકને જ સુધારવાની જરૂર છે.

અને એ પ્રકારે સુધરવું એ કંઈ ખરચાળ વાર્તા નથી. તમારા મનને વધારેમાં વધારે મૂલ્યવાન્ વસ્ત્રો પહેરાવો, અને તેમ છતાં તેમાં તમને કશો ખર્ચ નહિ થાય અને તેમાં બને તેટલાં સ્વચ્છ, બને તેટલાં રમ્ય અને મનુષ્યત્વને છાજતા સંપૂર્ણપણાવાળા

થાઓ, તોપણ તમે પૈસાથી દરિદ્રી થઈ જશો નહિ. જે કંઈ તમને અવિચારી અથવા પ્રમત્ત કરવાતરફ દોરે છે તે મનને, ચારિત્ર્યને તથા સામર્થ્યને અથવા શક્તિને દુર્બળ કરે છે.

મનના ઝીણા દોષોપ્રતિ અલક્ષ કરવાથી તે જ મોટા આકારજેવા થઈ જાય છે. પ્રથમથી કોઈ મોટા દોષોનો મનમાં પ્રવેશ થતો જ નથી. પણ ઝીણા ઝીણા રજકણોથી જેમ મોટા ધૂળનો ઢગલો બને છે, તેમ સૂક્ષ્મ દોષો જ કાળે કરી વિશાલતાને પામે છે. અને તેથી તેપ્રતિ લક્ષ આપવો એ મનનો થતો દુરુપયોગ રોકવો ગણાય છે.

તે જ પ્રમાણે મનને નાની પણ સારી બાબત હોય તો તેમાં સ્થાપવાની જરૂર છે. 'એમ તે શું' એમ કરીને નાની બાબતો લક્ષમાં જો આપણે લેતા નથી, તો મોટી બાબતો આપણા લક્ષમાં તત્કાળ ઉતરે એમ હોતું નથી. નાની બાબતો ગ્રહણ કરીને ધારણ કરવાથી જ તે મોટી થાય છે, જેથી હિતની અને ઉત્તમ વાત હોય તેમાં તે નાની જાણીને અલક્ષ કરવો ઉચિત નથી. કારણ કે




पुस्तक १० संवत् १९६८ पौष कृष्णपक्ष १४ अंक ३

॥ ॐ श्री ॥

# पोतानामां ईशत्व अनुभववा प्रबोध.

પદ. ( બલિહારી રસીયા ગિરિધારી, એ લય. )

થઈને નૃસિંહશિશુ સાચા, સાધક વીર ! હો, વહી યત્ને,
નૃસિંહપણું અનુભવો આપમાં જી.
જળના રેલાની પેરે સમય વહેતો જી, સાવધ થઈ અર્થ સારો;—
સાવધ થયા ન, જેણે અવસર ખોયો જી, કાઢે મૂર્ખ તે દુઃખોદ્ગારો;—
સાધન સમર્થ પામી કાર્ય ન સાધ્યું જી, (તો) ગર્દભપીઠે ચંદનભારો;—
સંગી સારા મળ્યા પણ, ચેત્યા ન તે પાડતા જી, પશ્ચાત્તાપના પુકારો;—
એરણધારે થયો સંબંધ સોનાથી જી, મુજપર ઘાટ થયો સારો;—
પણ ન સોનું થઈ કે, ઘાટમાં ન આવી જી, વ્યર્થ સહ્યો મેં શિરે મારો;—
પુષ્પ વિચારે, સાધુમસ્તકે બેઠું જી, કંઠે વીંટાયું થઈ હારો;—
પણ સાંજ થાતાં હું તો ચીમળાઈ ચાલ્યું જી, ઉલટો થયો વાસ નઠારો;—
' મારા પર આવી કંઈ કંઈ મેલ નિવારી જી, ચાલ્યા,' ધારે નદીકિનારો;—
' જળ વહે નિત્ય તોએ હું પાષાણુમાં જી, નાવી કોમળતા કે ચળકારો;—
ટાંકે વિચારે થઈ મૂર્તિ હું સારી જી, મંદિરે થયો વાસ મારો;—
ભાવે મને વંદ્યા તે ભવપાર પામ્યા જી, મારો ન આવ્યો તરવાવારો;'—

પણ મેં ન સાચો કાંઈ જાતે અનુભવ્યો જી, હું તો રહ્યો ભણનારો;—
સ્મરણી વિચારે ' રહી સંતના હાથમાં જી, ફર્યા કરવાનો શ્રમ ધાર્યો;—
તેઓનો ફેરો ટળ્યો હું હતી તેવી જી, મારો ફેરો નં મેં નિવાર્યો;—
દષ્ટાંતોકેરો જગમાં નથી તોટો જી, સિદ્ધાંત એક આ સંભારો;—
ઉત્તમ સાધન છતાં જો તે ન વાપર્યું જી, લાભ ન તેથી કો થનારો;—
સદ્ગુરુ સ્વામી મળ્યા સર્વને સાચા જી, તેમનો બોધ હૃદયે ધારો;—
અંતરના અણુઅણુમાં પ્રસરાવી જી, બાહ્ય આચારમાં ઉતારો;—
' ધારો તેવા થાશો યત્ને કરીને' જી, બોધ એ કદી ન વિસારો;—
કમર કસીને વીરા ! સત્ય પ્રયત્નથી જી, આપે તરીને અન્ય તારો;—
સદ્ગુરુસ્વરૂપને હૃદયે નિરખવા જી, સંયમથી વૃત્તિને ઉતારો;—
દશદિશ સદ્ગુરુસ્વરૂપને ન્યાળવા જી, સેવજો તત્ત્વવિચારો;—
સદ્ગુરુતત્ત્વના અખંડ સ્મરણે જી, સેવો પરમાર્થ ને વ્યવહારો;—
ઉપેન્દ્ર પ્રભુકરુણાથી થાશે જી, દશદિશ વિજય તમારો;—



## सुख क्यां रह्युं छ ?

આ અંતર્મુખ સ્થિતિ સાધો રે, કોઇ સાધક બંધુ,
આ ગગનમાર્ગપ્રતિ વધો રે, જ્યાં સચ્ચિતસિંધુ.

\+ \+ \+ \+

સંકેલી વૃત્તિને વીરા બહારથી રે, રૂપ જોને પોતાણું.

\+ \+ \+ \+

હો વહાલા મારા બંધુ, સાધક મારા બંધુ,
પોતાના મૂળમાં ઢળોજી.
જે જે ત્રિભુવનમાં દીસે, પ્રકટયું છે તેમાંથી,
એવું નથી કોઇ શુભ જે, ના મળે એમાંથી.

શ્રીવિશ્વવંદ્ય.

ભરતીના સમયમાં દરિયામાં જેમ એક મોજું શમ્યું હોતું નથી, એટલામાં બીજું આવે છે, બીજું શમ્યું હોતું નથી, એટલામાં ત્રીજું આવે છે, ત્રીજું શમ્યું હોતું ન એટલામાં ચોથું આવે છે, અને આ પ્રમાણે એક ઉપર એક મોજાં આવ્યાં જ આવે આથી શું થાય છે ? એ થાય છે, કે દરિયો શાંત થતો નથી. એક પછી એક આવ મોજાંથી દરિયામાં થતો ખળભળાટ શમતો નથી, અને જોનારને દરિયામાં શાંતિનું ભ થતું નથી. આની જ અનેક મનુષ્યોની સ્થિતિ હોય છે. તેમના અંતઃકરણરૂપી સમુદ્ર અનેક વિચારરૂપી મોજાં ઉછળ્યા કરે છે. એક વિચાર આવ્યો, તે શમ્યો નથી હોતો એ લામાં બીજો ઉઠે છે, બીજો શમ્યો હોતો નથી એટલામાં ત્રીજો ઉઠે છે. ત્રીજો શમ્યો

આ પ્રમાણે હોવામાં કે થવામાં કારણ શું ? કારણ આ છે:

દ્રવ્યથી કે ગૃહઆદિ પદાર્થોથી સુખ પ્રાપ્ત થાય છે, એમ ઉપરથી જોઇને નિર્ણય કરનાર સામાન્ય મતિના મનુષ્યોએ પછી તે ગમે તેટલા મોટા, કે ગમે તેટલા વિદ્વાન્ ગણાતા હોય તોપણ સુખ વસ્તુતઃ શું છે તેનો યથાર્થ નિર્ણય કર્યો હોતો નથી. ખરું કહીએ તો આવો નિર્ણય કરવાનું સામર્થ્ય પણ તેમનામાં હોતું નથી. પરંતુ જેમણે આધ્યાત્મિક વિદ્યામાં પ્રવેશ કર્યો છે, જે આ બાહ્ય સ્થૂલ જગત્પ્રતિની દૃષ્ટિને ફેરવીને અંતરાત્માપ્રતિ વાળી શક્યા છે તે સુખ વસ્તુતઃ શું છે તેનો નિર્ણય કરી શક્યા છે. આવા નિપુણ પુરુષો સુખનું સ્વરૂપ નીચેપ્રમાણે જણાવે છે.

વૃત્તિની સ્થિરતા એ જ સુખ છે, એમ આ પુરુષો કહે છે. વૃત્તિ સ્થિર થતાં તેમાં આત્માનો પ્રકાશ પડે છે, અને તેથી સુખનું ભાન થાય છે. વૃત્તિ અસ્થિર હોય છે, તો તેમાં આ આત્માનો પ્રકાશ પડતો નથી, અને તેથી સુખ કે શાંતિ જણાતાં નથી.

એક મનુષ્ય કોઇ વસ્તુને ઇચ્છે છે, તેની વૃત્તિ આ વસ્તુપ્રતિ ધાવન કરતી હોવાથી અસ્થિર બની રહે છે, અને તેથી તેને તે વસ્તુના અભાવે તેને સુખ જણાતું નથી. જ્યારે તે વસ્તુ તેને પ્રાપ્ત થાય છે, ત્યારે તેની વૃત્તિ સહજ સ્થિર થાય છે; જે પદાર્થપ્રતિ તે અભિમુખતાવાળી હતી કે જેપ્રતિ તે ધાવન કરતી હતી તે પ્રાપ્ત થવાથી તે ઘરમાં પાછી વળીને બેસે છે, અને તે સહજ સ્થિર થાય છે. આ પ્રમાણે સ્થિર થતાં તેમાં આત્માનો પ્રકાશ પડે છે, અને તેથી સુખનું ભાન થાય છે. પરંતુ અંતરમાં વળવાનો આ મનુષ્યોને અભ્યાસ નહિ હોવાથી સુખ જાણે બહારના પદાર્થથી પ્રાપ્ત થતું હોય એમ તેમને જણાય છે; પરંતુ બાહ્ય જગત્, વૃત્તિ, આત્મા, સુખ, આદિનો જેમણે અભ્યાસ કર્યો છે, તથા જેમણે અંતરમાં વળીને આ સર્વના સ્વરૂપને તથા પરસ્પરના સંબંધને યથાવત્ જાણ્યાં છે, તેવા અધ્યાત્મવિદ્યામાં નિપુણ પુરુષો કહે છે, કે સુખ બાહ્ય નથી, પણ અંતરમાં છે, અંતઃકરણની સ્થિરતામાં છે.

મનુષ્યોએ બહાર વૃત્તિને વાળીને, બહારના પદાર્થોને મેળવવા પાછળ જીવન ગાળીને અધ્યાત્મ સુખને ખોયું છે, એટલુંજ નહિ, પણ સામાન્ય સુખને પણ ખોયું છે. બહારના પદાર્થોનો કંઇ અંત નથી. મર્કટની પેઠે મનુષ્યોની વૃત્તિ એક પછી એક પદાર્થ ઉપર કૂદે છે, અને આ પ્રમાણે પદાર્થોની પાછળ, આથી મને સુખ મળશે, તેથી મને સુખ મળશે એમ ભ્રાંતિથી માનીને ભમ્યા કરે છે, અને સુખશાંતિથી દૂર રહે છે.

સુખને બહાર શોધવાની જરૂર જ શી છે ? મનુષ્ય પોતે જ સુખસ્વરૂપ છે. તે જ સુખનો મહાનિધિ છે, તેના અંતઃકરણમાં સર્વ સુખ રહેલું છે. અને આ સુખને તે પ્રાપ્ત કરે છે તો પછી તેને ભાગ્યે જ અન્ય કોઇ સુખ પ્રાપ્ત કરવાની જરૂર રહે છે. શ્વાન જેમ પોતાના મુખમાંથી નીકળતા લોહીને હાડકામાંથી તે મળે છે, એમ માને છે, તેમ મનુષ્યો બાહ્ય શુષ્ક જગતમાંથી પોતાને સુખ મળે છે એમ માને છે, જ્યારે વસ્તુતઃ સુખ તેના અંતરમાંથી જ ઉદ્ભવતું હોય છે.

સ્પષ્ટ પડે છે, અને આ સ્થિર વૃત્તિમાં આત્માનું બિંબિત થવું, એ જ સુખ છે. જેમ વૃત્તિની અધિક સ્થિરતા તેમ આ પ્રકાશ અધિક પડે છે, અને તેમ અધિક સુખનું ભાન થાય છે.

વૃત્તિના અધિક અને અધિક સ્થિર થવાથી તેમાં આત્માનો નિશ્ચલ પ્રકાશ પડવાથી કેવું ઉચ્ચ કે અલૌકિક સુખ પ્રાપ્ત થાય છે, તેનો હાલમાં આપણે કે જે હાલ અસ્થિર વૃત્તિવાળા છીએ તેમને ખ્યાલ આવવો પણ કઠિન છે. Heaven is within-સ્વર્ગ અંતરમાં છે, એમ અનેક પાશ્ચાત્ય પુરુષો કહે છે, તે પ્રમાણે સ્વર્ગનાં અને સ્વર્ગથી પણ અનેકગુણ ઉંચાં સુખો અંતરમાં રહેલાં છે, અને આ અંતરમાં રહેલાં દિવ્ય સુખોને પ્રાપ્ત કરવાનો એક જ માર્ગ છે. આ માર્ગ તે વૃત્તિને સ્થિર કરવાનો છે.જગત્‌માં એક જ મુખ્ય કર્તવ્ય છે, કે વૃત્તિને સ્થિર કરવી. વૃત્તિ સ્થિર થતાં સર્વ મળે છે.

આ પ્રમાણે સુખમાત્ર વૃત્તિની સ્થિરતામાં રહેલું છે. તેમ છતાં સ્થિર વૃત્તિ કરનારને જગતનો કોઈ પદાર્થ જોઈતો હોય તો તે નથી મળતો એમ નથી. તેની વૃત્તિ સ્વસ્થાને ઠરી રહેતી હોવાથી તે અધિક બળવાન્ થાય છે, અને તેથી તે જેની ઇચ્છા કરે તે પદાર્થ તેને સહજ પ્રાપ્ત થાય છે. તેને હવે પદાર્થોની પાછળ ધાવન કરવું પડતું નથી, પણ પદાર્થો સહજ શ્રમે કે સહજ ઇચ્છા થતાં તેના પગમાં આવીને પડે છે. આવા સ્થિર મનવાળા કે સ્થિરપ્રજ્ઞ પુરુષોના પગમાં પડીને પદાર્થો કૃતકૃત્ય થવાને ઇચ્છે છે, અને તેમને પદાર્થોની પાછળ ધાવન કરવાનું રહેતું નથી. કારણ, કે તે બાહ્ય પદાર્થોથી પ્રાપ્ત થનાર સુખથી અનેકગુણ ઉંચા સુખને પ્રાપ્ત કરી રહ્યા હોય છે.

આ પ્રમાણે સુખમાત્રની કળા વૃત્તિને સ્થિર કરવામાં રહેલી છે. તેથી બુદ્ધિમાને પોતાની વૃત્તિને સાચા સુખનો અનુભવ કરવાઅર્થે નિરંતર સ્થિર કરવાનો પ્રયત્ન કર્તવ્ય છે. વૃત્તિને સ્થિર કરવાના માર્ગો, જપ, કીર્તન, સંયમ આદિ અનેક છે; અને એમાંથી જે જે આપણી વૃત્તિને વિશેષ અનુકૂળ જણાય તેને અનુસરીને વૃત્તિની સ્થિરતાને પ્રતિદિન અધિક અને અધિક ઉપજાવવી એ જ સાચા સુખને અર્પનાર છે, એટલું જ નહિ, પરંતુ પરિણામે સ્વસ્વરૂપમય કરી કૃતકૃત્યતા અર્પનાર છે.



# ચિત્સુખીનો સાર.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૧૬૪ થી. )

પૂર્વપક્ષીએ વળી એ જણાવ્યું હતું કે અયથાર્થ જ્ઞાન શામાટે ન માનવું જોઇએ કે એ જ્ઞાનને જન્મ આપનાર કોઈ કારણ નથી, અર્થાત્ એને ઉત્પન્ન કરનાર કરણના અભાવને લીધે એવું જ્ઞાન થતું નથી એમ માનવું જોઇએ. આ કથન પણ અયોગ્ય છે, કારણ કે દોષદૂષિત ચક્ષુરાદિ ઇન્દ્રિય એ જ્ઞાનમાં કરણ થઈ શકે છે. જ્ઞાનીનો એવો સ્વભાવ છે કે યથાર્થ વ્યવહારને ઉત્પન્ન કરવો. આમ છતાં કદાચિત્ દોષવશાત્ જ્ઞાની અયથાર્થ વ્યવહારને પણ ઉત્પન્ન કરે છે. તે જ પ્રમાણે ઇન્દ્રિયાદિ કરણોનો યથાર્થ જ્ઞાન ઉત્પન્ન કરવાનો સ્વભાવ હોય છતાં દોષદૂષિત થાય ત્યારે અયથાર્થ જ્ઞાનને પણ એ ઉત્પન્ન કરી શકે તેમાં શો વિરોધ છે?

દાવાગ્નિથી દગ્ધ થયેલું બીજ તે બીજરૂપ નહિ રહેવાથી અન્ય પદાર્થનું કારણ ભલે નહિ માનો તોપણ દાવાગ્નિ વેત્રબીજનો વિનાશ કરે છે અને તે સાથે રૂપાન્તરને પ્રકટાવે છે એમ બે કાર્યો કરી શકે છે તે જ પ્રમાણે દોષો પણ યથાર્થજ્ઞાનનો પ્રતિબંધ કરે અને અયથાર્થ-જ્ઞાનરૂપ જ્ઞાનાન્તરને ઉત્પન્ન કરે તો તેમાં કોઈ રીતે બાધ નથી. તેથી દુષ્ટ ઇન્દ્રિયો અયથાર્થ-જ્ઞાનના જનકરૂપ થઈ રહે તેમ છે માટે પૂર્વપક્ષીએ એ સંબંધમાં આપેલો દોષ વ્યર્થ છે એ સિદ્ધ થાય છે.

પૂર્વપક્ષીએ એ કહ્યું હતું કે સર્વત્ર અસંસર્ગના અગ્રહથી અયથાર્થ વ્યવહાર થઈ શકે તેમ છે માટે તે ઉપરાંત સંસર્ગજ્ઞાનને એ વ્યવહારના હેતુરૂપ માનવું એમાં ગૌરવ આવે છે. આ કથન પણ હવે નિરવકાશ થઈ રહે છે. અસંસર્ગના અગ્રહથી જ સર્વત્ર સંસર્ગવ્યવહારને સ્વીકારના મતમાં શબ્દપ્રામાણ્યભંગ, અનુમાનપ્રામાણ્યભંગ આદિ દોષ આવે છે એ ઉપર વિસ્તારથી સિદ્ધ કર્યું છે તેથી એ દોષને દૂર કરવા સંસર્ગજ્ઞાન અવશ્ય સ્વીકારવું જોઇએ એવું પ્રમાણ પ્રાપ્ત થાય છે. પ્રમાણ પ્રાપ્ત ગૌરવ દોષરૂપ કદાપિ થતું નથી. प्रमाणवन्त्यदृष्टानि कल्प्यानि सुबहून्यपि । वालाग्रशत भागोऽपि न कल्प्यो निष्प्रमाणकः । જ્યાં પ્રમાણ હોય ત્યાં એક નહિ, બે નહિ પણ અતિ ઘણાં અદૃષ્ટની કલ્પના કરવી, તેમ કરવામાં લેશ પણ દોષ નથી, પણ જ્યાં પ્રમાણ નથી ત્યાં વાળના અગ્રના સોમો ભાગ પણ કલ્પવો અનુચિત છે, એ ન્યાય સુપ્રસિદ્ધ છે. તેથી સંસર્ગજ્ઞાનની કલ્પના, શબ્દપ્રામાણ્યાદિની અન્યથા અનુપપત્તિ થવાથી, કરવી આવશ્યક હોવાથી એ કલ્પનામાં ગૌરવ આવતું નથી. પૂર્વપક્ષીએ પૂર્વે એવું જણાવ્યું હતું કે અસંસર્ગના અગ્રહણથી થનો જે અયથાર્થ વ્યવહાર (આ રજત છે એ પ્રકારનો) તેનો બાધ "આ રજત નથી" એ કરે છે અને એ બાધ કરવો એ જ એ બાધકની બાધકતા છે, તે પણ અયોગ્ય છે. કારણ કે અસંસર્ગના અગ્રહથી જ અયથાર્થ વ્યવહાર થાય છે એ માનવું અસત્ય સિદ્ધ થયું છે તેથી "આ રજત નથી પણ શુક્તિ છે" એવું 'બાધકપણું એ રીતે આવી શકે તેમ નથી. તાત્પર્ય કે જેમ શબ્દપ્રામાણ્યાદિ ભંગ અટકાવવા સંસર્ગજ્ઞાનને સ્વીકારવું આવશ્યક છે, તે જ પ્રમાણે બાધકજ્ઞાનના બાધકપણાની અન્યથા ઉપપત્તિ નહિ થતી હોવાથી એ ઉપપત્તિમાટે પણ સંસર્ગજ્ઞાન સ્વીકારવું આવશ્યક છે.

આ પ્રમાણે પૂર્વપક્ષીના મતપ્રમાણેના બાધનો સ્વીકાર કરી એ બાધની અન્યથા અનુપપત્તિથી સંસર્ગજ્ઞાનની સિદ્ધિ થાય છે એ કહ્યું; પણ વિશેષ વિચારતાં તો અખ્યાતિવાદી પૂર્વપક્ષીના મતપ્રમાણે બાધનું જ નિરુપણ થઈ શકતું નથી. કેમકે બાધ એટલે શું? પ્રથમનું જ્ઞાન—આ રજત છે એ જ્ઞાન—અયથાર્થ છે માટે તેનો ઉચ્છેદ તે બાધ એ તો કહી શકે તેમ નથી. કારણ કે એના મતમાં એવું અયથાર્થ જ્ઞાન છે નહિ. તેથી પૂર્વપક્ષી કહેશે કે "આ રજત છે" ઇત્યાદિ વ્યવહારનો વિચ્છેદ થવો એનું નામ બાધ છે. તો બાધનું એ સ્વરૂપ યોગ્ય નથી. કારણ કે જે મનુષ્યને રજત પ્રાપ્ત કરવાની ઇચ્છા થઇ છે તે મનુષ્ય તેને લેવારૂપ વ્યવહાર કરે છે અને "આ રજત નથી" એવું જ્ઞાન તેના આદાનાદિ વ્યવહારનો વિચ્છેદ કરે છે. પણ જે વિરક્ત પુરુષ છે તેને "આ રજત છે" એવી પ્રતીતિ થવે છે ત્યારે એ વિરક્ત હોવાથી એ તેને ગ્રહણ કરવા વગેરે વ્યવહાર કરતો નથી. તેથી "આ રજત નથી" એવું જ્ઞાન એ વિરકતના આદાનાદિ વ્યવહારનો વિચ્છેદ કરતું નથી, કેમકે એને

ક્તના સંબંધમાં આદાનાદિ વ્યવહારનો વિચ્છેદ " આ રજત નથી " એ જ્ઞાન કરતું નથી તેથી એ જ્ઞાન અબાધક ઠરશે. આ અટકાવવા એવું કહેવામાં આવે કે જે મનુષ્યોને રજતાદિની ઇચ્છા છે તેના આદાનાદિ વ્યવહારનો ઉચ્છેદ થવો તેનું નામ બાધ છે. તો તે પણ યોગ્ય નથી. કારણ કે એ નિયમપ્રમાણે " તેની ઇચ્છાવાળાના વ્યવહારનો જે જે ઉચ્છેદ કરે તે તે બાધક કહેવાય " એમ કહેવું જોઇએ. એ મનુષ્યને રજતનું મિથ્યાજ્ઞાન થયું પણ ચોર આદિ કોઇનો ભય લાગવાથી તેને ગ્રહણ કરવારૂપ ઉપયોગ તેનો નહિ થયો. તો અહિં ચોરાદિનો ભય, ચોરાદિનું જ્ઞાન એ મનુષ્યના આદાનાદિના વ્યવહારનો વિચ્છેદ કરનાર થયું. પણ તેટલા ઉપરથી તે જ્ઞાન અથવા ભયબાધક કહેવાતું નથી. તેથી આ લક્ષણ લેતાં એની આ સ્થળે અતિવ્યાપ્તિ આવે છે. આ જ પ્રમાણે કોઇ મનુષ્ય યજ્ઞયાગાદિનું જ્ઞાન પ્રાપ્ત કરી તે કરવા ઇચ્છા કરે અને પછી આવા કોઇ જ્ઞાન અથવા ભયથી તે ઉપયોગને ત્યજી દે તો ત્યાં યજ્ઞયાગાદિનો અર્થી એ મનુષ્ય થયો અને તેના વ્યવહારનો વિચ્છેદ કરનાર આ જ્ઞાન તથા ભય આદિ થયાં પણ તેટલા ઉપરથી તે બાધક ગણાતાં નથી. તેથી આ આદિ અનેક સ્થળે આ લક્ષણની અતિવ્યાપ્તિ આવે છે. પૂર્વપક્ષી જો એવું કહેશે કે વ્યવહારનો વિચ્છેદ તે બાધ છે એમ અમે નથી કહેતા પણ વ્યવહારની યોગ્યતાનો વિચ્છેદ થવો તેનું નામ બાધ છે એમ અમે કહીએ છીએ. આમ કહેવાથી વિરક્ત મનુષ્યના વ્યવહારનો વિચ્છેદ ભલે " આ રજત નથી " એ જ્ઞાન નહિ કરે પણ એ વ્યવહારની યોગ્યતાનો વિચ્છેદ કરનાર એ જ્ઞાન હોવાથી ઉપર જણાવેલી અવ્યાપ્તિ નહિ આવશે. આ રીતનો સુધારો કરવામાં આવે તો તેટલાથી પણ દૂષણનો નિસ્તાર થઇ શકતો નથી. કારણ કે "આ રજત છે" એ પ્રકારના વ્યવહારની યોગ્યતાનો વિચ્છેદ જો " આ રજત નથી પણ શુક્તિ છે " એ જ્ઞાન કરતું હોય તો એ વ્યવહારની યોગ્યતા વિનષ્ટ થઈ જવાથી ફરી કોઇ સમયે પણ એ વ્યવહાર થઈ શકવાનો નહિ, કેમકે એ વ્યવહાર વિચ્છિન્ન થયો છે એટલું જ નહિ પણ એની યોગ્યતા પણ વિછિન્ન થઈ ગઈ છે. પણ તેવું દેખાતું નથી. સમયાન્તરે પુનઃ એ પ્રકારનો વ્યવહાર તે મનુષ્યને જ થાય છે. માટે વ્યવહારની યોગ્યતાનો વિચ્છેદ તે બાધ એ અલક્ષણ છે. પૂર્વપક્ષી લક્ષણાન્તર આપી એવું કહે કે વ્યવહારની યોગ્યતાનો પ્રતિબંધ તે બાધ તો એ પણ યોગ્ય નથી. કારણ કે એ લક્ષણ આપી કહેવાનો આશય એ છે કે જ્યારે જ્યારે એ વ્યવહાર ન થાય ત્યારે તેનો પ્રતિબંધ થયો છે એમ લેવું. આથી એ પ્રતિબંધ ખસી જાય ત્યારે સમયાન્તરે પુનઃ એ વ્યવહાર થવાનો પ્રસંગ ઉપપન્ન થઇ શકે છે એ સાચું છે; પણ પ્રતિબંધના સંબંધમાં આ પ્રકારનો નિયમ છે કે જ્યારે પુષ્કળ કારણરૂપ સામગ્રી વિદ્યમાન હોય છતાં કાર્ય ઉત્પન્ન નહિ થાય ત્યારે એ કાર્યની અનુત્પત્તિથી શક્તિનો પ્રતિબંધ કલ્પી શકાય છે. દાહ કરનાર કારણરૂપ અગ્નિ વિદ્યમાન હોય છતાં દાહરૂપ કાર્ય ઉત્પન્ન ન થાય તો એ સ્થળે દાહની અનુત્પત્તિ અગ્નિની દાહશક્તિના પ્રતિબંધની કલ્પના કરાવી શકે છે. પણ કાર્યની અનુત્પત્તિમાત્ર પ્રતિબંધની કલ્પના કરાવી શકતી નથી. કાર્યની અનુત્પત્તિ કારણના અભાવને લીધે પણ થાય છે અને કારણની શક્તિનો પ્રતિબંધ થવાથી પણ થાય છે. એમ ઉભય રીતે થાય છે. માટે જ્યાં સામગ્રીની વિદ્યમાનતા સિદ્ધ થતી નથી ત્યાં કાર્યની અનુત્પત્તિ પ્રતિબંધની કલ્પના કરાવી શકતી નથી. પ્રસ્તુતમાં " આ શુક્તિ છે, રજત નથી " એ જ્ઞાનથી રજતનો આદાનાદિ વ્યવહાર જતો રહે છે, પણ તેમાં એ વ્યવહારનો પ્રતિબંધ થયો છે? ના. કારણ કે એ વ્યવહાર થવાનું કારણ પૂર્વ-

પક્ષીના મતપ્રમાણે શુક્તિ રજતના ભેદનું અગ્રહણ છે—વિવેકનું અગ્રહણ છે. જ્યારે "આ શુક્તિ છે, રજત નથી" એવું જ્ઞાન થાય છે ત્યારે વિવેકજ્ઞાન થાય છે અને એ વિવેકજ્ઞાન વિવેકાગ્રહનું વિરોધી છે તેથી વિવેકાગ્રહને નિરાસ કરે છે, પ્રસ્તુત અયથાર્થ વ્યવહારના હેતુનો અભાવ કરે છે. તેથી હેતુનો અભાવ થવાથી એ વ્યવહારનો વિચ્છેદ થાય છે, અને તેથી એ વ્યવહારનો પ્રતિબંધ થાય છે. એ કલ્પનાને અવકાશ જ રહેતો નથી. તેથી યોગ્યતાને પ્રતિબંધ તે બાધ એ લક્ષણ અસંભવ દોષવાળું છે માટે અલક્ષણ છે. પૂર્વપક્ષી આ શ્રવણ કરી અન્ય લક્ષણ આપશે કે અગ્રહણની નિવૃત્તિ તે બાધ છે તો એ લક્ષણ પણ અયોગ્ય છે. કેમકે એ લક્ષણ લઇએ તો જે જે અગ્રહણની નિવૃત્તિ છે તેતે સર્વ બાધ છે એવું ગણવું જોઇએ. પણ તેમ નથી. કારણ કે સર્વ જ્ઞાનો પોતાના પ્રાગભાવનાં નિવર્તક છે અથવા નિવૃત્તિરૂપ છે. તેથી આ લક્ષણપ્રમાણે તો સર્વ જ્ઞાનો બાધક અથવા બાધ કહેવાવાં જોઇએ. પણ તેમ કોઇ લેતું નથી. આ જ કારણથી "વિવેકાગ્રહની નિવૃત્તિ તે બાધ" એવું લક્ષણ પણ અનુચિત ઠરે તેમ છે. કારણ કે એમ લેતાં સર્વ ભેદજ્ઞાનો બાધકરૂપ અથવા બાધરૂપ ઠરે તેમ છે. પણ તેમ નથી. તેથી અખ્યાતિના મતપ્રમાણે બાધનું સ્વરૂપ જ નિરુપણ થઇ શકતું નથી. સિદ્ધાન્તમાં અયથાર્થ જ્ઞાનને માન્યું છે અને તેમ લેવાથી બાધનું સ્વરૂપ સ્પષ્ટ કરી શકાય તેમ છે. પરિણત જે અજ્ઞાન તેની નિવૃત્તિ તે બાધ છે. એ બાધનું લક્ષણ સિદ્ધાન્તમાં આપી શકાય છે. તેથી વ્યવહારની નિવૃત્તિ કરવાથી બાધકની બાધકતા ઉપપન્ન થતી નથી માટે બાધકતાની અન્યથા અનુપપત્તિ એ પણ અયથાર્થ જ્ઞાનના સદ્ભાવને સાધે છે. તાત્પર્ય કે પરિણત અજ્ઞાનના પરિણામરૂપ મિથ્યાજ્ઞાન તથા રજતાદિરૂપ મિથ્યા અર્થને સ્વીકાર્યા વિના બાધનું નિરુપણ થઇ શકતું નથી તેથી અર્થાપત્તિ પ્રમાણથી એ પ્રકારનું મિથ્યાજ્ઞાન તથા તન્મૂલભૂત અજ્ઞાન સિદ્ધ થાય છે.

# मानवयंत्र अने ते केवी रीते कार्य करे छे.

૬

## મનુષ્યને દીર્ઘ શ્વાસની તથા ખાંડની શામાટે જરૂર પડે છે.

આપણે સર્વ ' થાક ' શબ્દનો ઉપયોગ નિત્ય કરીએ છીએ, પરંતુ થાક એ શું છે, તેનું યથાર્થ સ્વરૂપ આપણે જાણતા નથી. થાક લાગે છે ત્યારે આપણા શરીરમાં કેવા પ્રકારનો ફેરફાર થાય છે, તેની કશી જ ખબર આપણને નથી. આપણને થાક લાગે છે ત્યારે તેનું ભાન આપણને થાય છે, પરંતુ તે વખતે આપણા શરીરમાં એવું શું થાય છે કે જેથી તે પ્રકારનું ભાન આપણને થાય છે, તે આપણે જાણી શકતા નથી. જ્યારે આપણને થાક લાગે છે ત્યારે આપણા શરીરના પ્રત્યેક અવયવઉપર, પ્રત્યેક શિરા તથા પ્રત્યેક પુટઉપર તેની અસર થાય છે. થાક લાગે છે ત્યારે શું થાય છે તે જાણવાને માટે એક પ્રાણીના પગના સ્નાયુઉપર નીચેપ્રમાણે પ્રયોગ પ્રયોગશાળામાં કરવામાં આવ્યો હતો.

એક પ્રાણીના પગની પીંડીને કાપીને તેને પ્રયોગશાળામાં લેઈ જવામાં આવી હતી. પછી તેનાઉપર ઉત્તેજક વસ્તુવડે વારંવાર તેને ઉત્તેજિત કરનાર પ્રયોગો કરવામાં આવ્યા હતા. આરંભમાં આ અવયવ નિયમપ્રમાણે કામ કરતો હતો. પછી તેની કામ કરવાની શક્તિ ઓછી થતી જતી હતી. અવયવને કામ કરવાનો આધાર તેના સંકોચ અને વિકાસઉપર રહે છે. તે પ્રમાણે તે અવયવનો સંકોચ અને વિકાસ નિયમપ્રમાણે આરંભમાં તો થયા કરતો. પણ પછી જેમ જેમ સમય થતો ગયો તેમ તેમ આ સંકોચ અને વિકાસ વિલંબે થતો ગયો. અર્થાત્ પ્રથમના કલાકમાં તેનો સંકોચવિકાસ જેટલા વખત થતો તે કરતાં બીજા કલાકમાં ઓછા વખત થતો. આ પ્રમાણે તેની શક્તિ ઘટતાં ઘટતાં પછી તે કાર્ય કરતો અટકી જતો. જેમ જેમ આ અવયવનો વિલંબે સંકોચવિકાસ થતો તેમ તેમ તેને થાક લાગતો હતો, એમ આપણે કહીશું. પછી જ્યારે તે અવયવ કાર્ય કરતો અટકી જતો ત્યારે તેને જેટલો વેગ આપવામાં આવતો હતો તેથી અધિક વેગ આપવામાં આવતો અને તેથી તે પુનઃ કાર્ય કરવા મંડતો. આપણા શરીરમાં સ્નાયુઓને ગતિ કે વેગ આપનાર શરીરના વિવિધ ભાગમાં રહેલા જ્ઞાનતંતુઓ છે. આ જ્ઞાનતંતુઓ જ્યારે ગતિ આપે છે ત્યારે સ્નાયુમાં વેગ આવે છે, તેનો સંકોચ કે વિકાસ થાય છે અને તે કાર્ય કરે છે. ધારો કે કોઈ વસ્તુ આપણે લેવી છે. આ વિચાર આવતાં હાથવડે તે વસ્તુ લેવાની છે તો તે ભાગમાં રહેલા જ્ઞાનતંતુઓમાંથી તેને વેગ મળે છે અને તે ભાગના જેની જરૂર છે તે અવયવગત સ્નાયુનો સંકોચ કે વિકાસ થાય છે અને તે વસ્તુ લેવાય છે. ઉપર આપણે જે કહી ગયા તે અવયવને આવો વેગ આપનાર વિજળી લગાડવામાં આવતી હતી. કેવી રીતે તેને વિજળી લગાડવામાં આવતી હતી તથા કેવી રીતે તેથી તે અવયવ કાર્ય કરતો હતો, એ વિસ્તારથી અત્ર આપણે જણાવ્યું નથી. કારણ કે જેમને આ શાખાનો અભ્યાસ નથી તેમને તે સમજવું કઠિન જણાય તેમ છે. આ વિષયમાં આવી જાણવાજેવી અનેક વાતોને આપણે ચર્ચીશું. અને જેમ જેમ વાચકની મતિ સૂક્ષ્મ થતી જશે અર્થાત્ આવા વિષયને અધિક સમજી શકે તેવી થતી જશે તેમ તેમ આપણે તેને અધિક સ્પષ્ટ કરતા જઈશું; અર્થાત્ અધિક સૂક્ષ્મ બાબતને આપણે ચર્ચતા જઈશું.

ઉપર આપણે જાણી ગયા તે પ્રમાણે જ્યારે એક વખત થાકી ગયેલા સ્નાયુને વધારે વેગ આપવામાં આવતો ત્યારે તે પુનઃ કાર્ય કરવા મંડતો, પણ પરિણામે તે થાકી જતો. અને તેટલા વેગથી તે કાર્ય કરી શકતો નહિ, પણ તેને અધિક વેગની અપેક્ષા રહેતી. છેવટે એક સમય એવો આવતો કે આ અવયવને ગમે તેટલો ઉત્તેજિત કરવામાં આવતો તોપણ તે કાર્ય કરી શકતો નહિ, અર્થાત્ તે મરી જતો. આ સ્થિતિમાં તેને ઉત્તેજક વસ્તુવડે ગમે તેટલો ઉત્તેજિત કરવામાં આવતો તોપણ તે કાર્ય કરી શકતો નહિ, એવી સ્થિતિમાં તે આવી જતો કે એવી સ્થિતિ તેની થઇ રહેતી.

આ પ્રમાણે શાથી થતું, એ પ્રશ્ન આપણને અત્ર થાય છે જ. આ પ્રશ્નના ઉત્તરમાં શારીરશાસ્ત્ર જણાવે છે, કે તે સ્નાયુગત શિરાઓમાં કોઈ એવો રાસાયણિક ફેરફાર થાય છે, કે જેથી તેની એવી સ્થિતિ થઈ રહે છે. આ શાસ્ત્ર આટલું જ કહીને અટકતું નથી, પણ તેવો ફેરફાર થાય છે એટલે શું થાય છે તેનો પણ વિચાર કરે છે. આ જે સ્નાયુ છે તેના જો આપણે નાના નાના વિભાગ કરી નાખીએ તો જણાય છે, કે તે સૂક્ષ્મ ' પ્રોટોપ્લાઝમ ' નો બનેલો છે. ' પ્રોટોપ્લાઝમ ' એ મનુષ્યના, પ્રાણીના તથા વનસ્પતિના શરીરમાં રહેલું મૂળ જીવંત દ્રવ્ય છે. હવે આ ' પ્રોટોપ્લાઝમ ' ને ગતિમાં મૂકવાને માટે જે બે દ્રવ્ય કે બે વસ્તુની જરૂર છે તે ' ઓક્સીજન ' અને ' કાર્બોહાઇડ્રેટ ' ( સ્ટાર્ચ તથા શુગર ) છે. આ પ્રમાણે કાર્ય કરવામાટે ' ઓક્સીજન 'ની મનુષ્યને જરૂર પડે છે. વળી ખાંડ ખાવામાં આવે છે તેથી ' કાર્બોહાઇડ્રેટ ' ના બળવાથી કે તેનામાં રાસાયણિક ફેરફાર થવાથી તેમાંથી જે ઉષ્ણતા છુટી પડે છે તેથી સ્નાયુને ગતિ મળે છે, અને તેથી પણ તે કામ વિશેષ કરે છે. જો શરીરમાંથી ' કાર્બોહાઇડ્રેટ ' ને તદન કાઢી લેવામાં આવે તો, શરીર કંઈપણ કાર્ય કરવાને શક્તિમાન્ રહેતું નથી, પણ તે જાણે તદન થાકેલું કે મરેલું પડ્યું હોય તેવી સ્થિતિમાં રહે છે. તેથી આ બે વસ્તુઓની મનુષ્યને નિત્ય જરૂર પડે છે. થોડા વખતથી લશ્કરમાં મીઠાઈ આપવાનું પણ કોઈ કોઈ ઠેકાણે પશ્ચિમના દેશોમાં દાખલ કરવામાં આવ્યું છે, કારણ કે તેથી તે વધારે કામ કરી શકે છે, એમ અનુભવ થયો છે. નાનાં બાળકોને પણ સ્વાભાવિક રીતે ગળ્યા પદાર્થોઉપર અધિક રુચિ રહે છે, કારણ કે તે આખો દિવસ રમ્યા કરે છે, અને તેથી આ વસ્તુ તેમના શરીરમાં વિશેષ વપરાતી હોવાથી તેની તેમને વધારે જરૂર પડે છે. ઘણા મનુષ્યો બાળકોને તેમ જ મોટા મનુષ્યોને ખાંડ કે ખાંડના પદાર્થો ખાવાથી હાનિ થાય છે, એમ માનીને બીલકુલ ખાંડનો ઉપયોગ કરવા દેતા નથી કે કરતા નથી, આનો પરિણામ હાનિમાં જ આવે છે. પ્રમાણકરતાં વધારે ખાંડ નહિ ખાવી જોઇએ, પણ જરૂર પૂરતી ખાંડનો તો ઉપયોગ કરવો જ જોઇએ. આપણને ખાંડ ખાવાની ઇચ્છા થાય છે, એ જ દર્શાવે છે કે તેની શરીરમાં જરૂર છે. કોઈ પદાર્થ ખાવાની ઇચ્છા શામાટે થાય છે, તેનું જો કારણ ખોળી કાઢવામાં આવે તો શારીરશાસ્ત્રના નિયમપ્રમાણે હમણા આપણે જાણી ગયા તે પ્રમાણે કંઇને કોઇ કારણ મળી આવવાનું જ. પણ તે જાણવાને માનવ યંત્રનો અભ્યાસ બરાબર રીતે કરવો જોઇએ. દીર્ઘ શ્વાસ લેનાર મનુષ્યો અધિક કામ કરી શકે છે-તથા તેમને થાક ઓછો લાગે છે, અથવા લાગ્યો હોય છે તો જલદી ઉતારી જાય છે, એ આપણને અત્ર અધિક સ્પષ્ટ થાય છે જ. તેથી દીર્ઘ શ્વાસ લેવાનો અભ્યાસ પ્રત્યેક મનુષ્યે પાડવાની જરૂર છે. દીર્ઘ શ્વાસ લેવા, એનો અર્થ કે શરીરયંત્રમાં કાર્ય કરનાર બળનો અધિક સંચય કરવો.

## ૨

## મજ્જાતંતુવ્યૂહની અદ્‌ભુત સહિષ્ણુતા.

'કાર્બોહાઇડ્રેટ' (સ્ટાર્ચ તથા ખાંડ) 'ઓક્સીજન' સાથે મળે છે ત્યારે તથા તેનું પૃથક્કરણ થાય છે ત્યારે તેમાંથી બે નકામા પદાર્થો થાય છે. આ બંનેમાં 'એસીડ'ના ગુણો રહેલા છે. આ બે પદાર્થો તે 'કારબન ડાયોક્સાઇડ અને લેક્ટીક એસીડ' એ બે છે. આ પદાર્થો જ્યારે ન્યૂન પ્રમાણમાં શરીરમાં હોય છે ત્યારે 'પ્રોટોપ્લાઝમ'ની હલનચલન શક્તિની તે વિરુદ્ધ કાર્ય કરે છે તથા તેની જ્યારે સ્નાયુઓઉપર અસર થાય છે ત્યારે, તે થાકી ગયાનું ભાન કરાવે છે. કોઈ પણ સ્નાયુ કે જેણે કંઈ પણ કામ કર્યું નથી, તેને જો આ પદાર્થો લગાડવામાં આવે છે તો તે કામ કરીને જાણે થાકી ગયો હોય, એમ જણાય છે. આ પ્રમાણે હોવાથી આ બે પદાર્થોને શ્રમ ઉપજાવનાર પદાર્થો કહેવામાં આવે છે. 'પ્રોટોપ્લાઝમ'-ને આ પદાર્થો હાનિ કરનાર છે. કારણ કે જેટલું કાર્ય તેણે કરવું જોઇએ તેટલું કાર્ય આ પદાર્થોનો સ્પર્શ થવાથી તે કરી શકતો નથી.

આ બે વિના પણ થાકને પ્રકટાવનાર, જેને આપણે થાક કહીએ છીએ તે સ્થિતિને પ્રકટાવનાર બીજા પદાર્થો પણ છે, જેમાંના કેટલાક સારી સ્થિતિમાં પણ ઉત્પન્ન થાય છે તથા કેટલાક રોગવાળી સ્થિતિમાં પણ પ્રકટ થાય છે. આ પદાર્થોમાંનો B-oxytyric Acid છે. આ પદાર્થ જેને મધુપ્રમેહ થયો હોય છે તેના શરીરમાં વિશેષ પ્રમાણમાં હોય છે. અને તેથી જ આવા મનુષ્યો સહજ કામ કરતાં થાકી જાય છે. જે મનુષ્ય ભુખે મરતો હોય છે તેના શરીરમાં પણ આ પદાર્થ ઉત્પન્ન થાય છે.

તોપણ હજી આ સંબંધમાં એમ માનવામાં આવે છે, કે હજી પણ વૈદ્યકશાસ્ત્ર બીજા પદાર્થો ખોળી કાઢશે કે જે શ્રમને ઉપજાવનાર હોય.

'કારબન ડાયોક્સાઇડ' જેવા પદાર્થો જ્યારે લગાડવામાં આવે છે ત્યારે તે અધિક વેગથી સંકોચ વિકાસનું કામ કરવા મંડે છે. અને આ પ્રમાણે થવાથી તે જલદી થાકી જાય છે, શ્રમિત થઈ જાય છે.

જ્યારે શરીરના વિવિધ અવયવો શ્રમિત થઈ જાય છે ત્યારે તે પ્રમાણથી ઓછું કાર્ય કરે છે. જેમાંથી વિવિધ રસ ઝરે છે તેવી ગ્રંથિઓ જ્યારે શ્રમિત થઈ જાય છે ત્યારે તેમાંથી ઓછા પ્રમાણમાં રસ નીકળે છે. મૂત્રપિંડ (Kidney) જ્યારે થાકી જાય છે ત્યારે તેની અંદરના પુરોનું જે અસ્તર (Epithelium) હોય છે તે લોહીમાંથી મૂત્રમાં જતા 'એલબ્યુમન'ને અટકાવી શકતું નથી. થકી ગયેલું રક્તાશય (Heart) વિકાસને પામે છે, તેના ધબકારા વધે છે, તે અનિયમિત થાય છે. અને તેનો જે વિશ્રાંતિનો વચલો વખત હોય છે તે ટુંકો થતો જાય છે, અને પરિણામે તે કાર્ય કરતું અટકી પણ જાય છે.

પ્રસંગે શ્રમ ઘણો થતાં શરીરની ઉષ્ણતા ઘણી વધી જાય છે અને તેવે પ્રસંગે જ્વર પણ આવી જાયછે. તોપણ મજ્જાતંતુવ્યૂહના થાકસંબંધી જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને તેમાં ઘણો રસ પડેછે. આ સંબંધમાં શોધ તથા પ્રયોગ કરનાર શાસ્ત્રનિષ્ણાત પુરુષો કહે છે, કે આ દિશામાં તેમણે હજી નહિજેવો જ માર્ગ કાપ્યો છે. તોપણ મજ્જાતંતુવ્યૂહમાં થાકથી ક્યાં ચિહ્નો થાય છે તે જોઇ શકાય છે, અને તે ઉપરથી આ સંબંધમાં [illegible] (અપૂર્ણ)

# પતંગ ઉરાડનાર છોકરો.

એક દિવસે રાત્રે નવ વાગે એક છોકરો પતંગ ઉરાડતો જોવામાં આવ્યો હતો. તેણે તેની પતંગ ઉરાડવાનું માત્ર અત્યારે રાત્રે જ શરૂ કર્યું હતું એમ નહિ, પણ તેણે તે કામ પથારીમાંથી ઉઠતાં બરાબર સવારમાં શરૂ કર્યું હતું. તેને આ કામમાં એટલો આનંદ જણાતો કંઇ કહેવાની વાત નહિ. તેનાં માતાપિતા તેને ઘણુંએ કહેતાં, કે " તું હવે પતંગ ઉરાડવાનું રહેવા દે. રાતના નવ વાગ્યા છતાં હજી તું તારી પતંગને છોડતો નથી, એ તું કેટલો મૂર્ખ છે. આમાં તે તને આટલો બધો શો રસ પડે છે? જરા ઠરીને બેસ તો ખરો. આ જ સવારનો તેં આ જ ધંધો માંડયો છે. તને થાક પણ લાગતો નથી! વળી એવો તે તું કેવો રસીયો છે કે રાતના નવ વાગ્યા છતાં હજી તું પતંગ હાથમાંથી મૂકતો નથી." આ પ્રમાણે તેનાં માતાપિતા તેને ઘણુંએ કહેતાં, પણ તેને પોતાની પતંગ હાથમાંથી મૂકવી ગમતી નહિ. તેણે આખો દિવસ પતંગ ઉરાડી હતી, અને અત્યારે પણ રાતના નવ વાગ્યા હતા, છતાં તેને આમાં એટલો રસ પડતો, કે તેને તેમાંથી નિવૃત્ત થવું રુચતું નહિ. રસ્તે જનાર જે જુએ તે તેને જોઇને આશ્ચર્ય પામે, અને કહે, કે 'આ છોકરો ખરો! રાતના નવ વાગ્યા ત્યાંસુધી હજી પતંગ ઉરાડ્યા જ કરે છે.' આમાં તે એને શો રસ પડતો હશે, આમાં તે એને શું સુખ જણાતું હશે, આમાં તે એને શું આનંદ મળતો હશે, એમ વિવિધ ઉદ્‌ગાર જે જે તેને જોતા તે કાઢતા, તથા તેની પ્રવૃત્તિ જોઇને આશ્ચર્ય દર્શાવતા.

આપણને પણ આ છોકરાની પ્રવૃત્તિ જોઇને, એમ લાગે છે કે પતંગ ઉરાડવામાં તે તેને શો રસ પડતો હશે, કે રાતના નવ વાગ્યાસુધી તે તેને ઉરાડ્યા કરતો હશે. બાલકોને આવી જેમાં કંઈ સાર હોતો નથી તેવી પ્રવૃત્તિ કરવી, અને તે પણ ઘણો સમય કરવી ઘણું જ રુચે છે, એમ ઉપરની વાર્તા વાંચીને આપણને થયાવિના નથી જ રહેતું.

પણ આ દૃષ્ટાંત આપવાનું કારણ શું છે, તે વાચકોના લક્ષમાં નહિ જ આવ્યું હોય. આવા સાદા દૃષ્ટાંતમાંથી પણ આપણને ઘણો ઉપયોગી બોધ મળી શકે છે, એ જ્યારે એ દૃષ્ટાંતને આપણા જીવનમાં લગાડીશું ત્યારે સ્પષ્ટ થશે.

આપણે પૂર્વોક્ત બાળકની પ્રવૃત્તિ જોઇને એમ કહીએ છીએ, કે અહો! બાળકો નિરર્થક પ્રવૃત્તિમાં કેટલો બધો સમય ગાળે છે તથા કેવા સામાન્ય આનંદમાં તે મગ્ન રહે છે; પણ આશ્ચર્ય એ છે, કે આપણે આ બાળકના જેવી જ પ્રવૃત્તિ કરીએ છીએ. બાળક તો દિવસમાં અમુક કલાક કે કલાકો જેને આપણે માલવિનાની પ્રવૃત્તિ કહીએ છીએ તેવી પ્રવૃત્તિ કરે છે, પણ આપણે તો આપણા આખા જીવનમાં તેવી અનેક પ્રવૃત્તિઓ કરીએ છીએ, અને તે છતાં મહદાશ્ચર્ય એ છે, કે આપણે અર્થવાળી પ્રવૃત્તિ કરીએ છીએ એમ માનીએ છીએ, અને આપણને પોતાને આપણે વધારે ડાહ્યા અને અનુભવી માનીએ છીએ. ઢીંગલો ઢીંગલી, ભમરડો, લખોટી, કે એવી જ બીજી રમવાની ક્ષુદ્ર વસ્તુઓમાં બાળક જેમ પરમ આનંદ માને છે, તેમ આપણે પણ તેવી જ ઢીંગલાઢીંગલી જેવી વસ્તુઓમાં જ પરમ આનંદ માનીએ છીએ અને મનુષ્યજન્મને જાણે સાર્થક કરતા હોઇએ તેમ ગણીએ છીએ. પરંતુ જો અધિક વિચાર કરીશું તો જણાશે કે આપણે પણ આ બાળકની જ સ્થિતિમાં

અંતઃકરણની જેવી સ્થિતિ થાય છે, તેવી જ સ્થિતિ પોતાની ઇચ્છાવિરુદ્ધ થતાં આ મોટા ગણાતા પુરુષોની પણ થાય છે. નાનાં બાળકો જ્યારે એકઠાં મળે છે ત્યારે સહજ સહજમાં જેમ તે લડે વઢે છે, તેમ આ મોટા મનુષ્યો પણ પરસ્પર અનેક પ્રસંગે લડે વઢે છે. બાળકો બીજી ક્ષણે આવી વાર્તાને જ્યારે ભૂલી જાય છે, ત્યારે આ મોટા મનુષ્યો આવી કલેશને ઉપજાવનાર, કે અશાંતિને પ્રકટાવનાર બનાવોને ભૂલી જતા નથી, એટલી તેમનામાં વિશેષતા હોય છે! બાળકોને જમવાનુ કોઇ પ્રસંગે મળનાર હોય છે તો તેના આનંદમાં તે જેમ આખો દિવસ રહે છે, તેમ આ મોટા ગણાતા મનુષ્યો પણ જમવાના તથા એવા જ બીજા વિચારમાં એક બે કલાક નહિ પણ કલાકોના કલાકો કે આખો દિવસ કાઢી નખે છે. ચાર જણ મળીને જમવાની કોઇ પતરાળી પાછળ સવારથી સાંજસુધીનો સમય ગાળે છે, અને તેમ છતાં તે પોતાને બાળકકરતાં મોટા સમજે છે. કોઇ કોઇને કપડાંનો એટલો શોખ હોય છે, કે તેની પાછળ જ દરજીને ત્યાં કલાકોના કલાકો ગાળે છે. આવી અને આવી અસંખ્ય પ્રવૃત્તિમાં ખરૂં કહીએ તો રમતોમાં મોટા ગણાતા મનુષ્યો પોતાના માનવ જીવનનો ઘણો સમય કે સર્વ સમય ગાળે છે; તો કહો આ મોટા મનુષ્યો પણ શું બાળકો નથી? આ મોટા મનુષ્યો પણ શું પેલા પતંગ ઉડાડનારા છોકરાજેવા નથી? છે જ.

ઉપર આપણે કહી ગયા તેવી પ્રવૃત્તિ અંતઃકરણની સ્થિરતાને કે શાંતિને કેટલી વધારનાર છે? હૃદયમાં ઉચ્ચ ઉચ્ચ સુખની કળાને કેટલા અંશમાં પ્રકટાવનાર છે? રાગ, દ્વેષ, કલેશ આદિને કેટલા અંશમાં ન્યૂન કરનાર છે? પ્રતિપદે મનુષ્યને ઉન્નતિશૃંગઉપર કેટલા વેગથી ચઢાવનાર છે? બાળકજેવી સ્થિતિમાંથી યથાર્થ મનુષ્યની સ્થિતિમાં, તથા મનુષ્યની સ્થિતિમાંથી દેવ, ઈશઆદિની અતિ ઉન્નત સ્થિતિમાં કેટલા અંશમાં લાવનાર છે?

આ સર્વ પ્રશ્નોનો ઉત્તર આપણે એ જ આપી શકીયે તેમ છે કે આમાંનું મનુષ્યની હાલની પ્રવૃત્તિ કંઇ જ કરી શકે તેમ નથી. અને આ પ્રમાણે જો આ સર્વ પ્રવૃત્તિ કંઇ વાસ્તવ હિત મનુષ્યનું કરી શકે તેમ નથી, તો પછી તેની પ્રવૃત્તિ બાલકનાજેવી જ છે, એ સુસ્પષ્ટ જ છે.

ભલે મનુષ્યો! તમે ઉત્તમ ગૃહ, ઉત્તમ અલંકાર, તથા ઉત્તમ વસ્ત્રાદિને મેળવો, પણ એટલું લક્ષમાં રાખજો, કે આ સર્વ મેળવીને તમે કૃતકૃત્ય થઇ શકનાર નથી; કૃતકૃત્ય થઇ શકનાર નથી, એટલું જ નહિ, પણ યથાર્થ સુખશાંતિને પણ મેળવી શકનાર નથી. કેવલ આ સર્વ મેળવવા પાછળ જીવનજેવી અમૂલ્ય વસ્તુનો વ્યય કરવો, એ વિવેકીની દૃષ્ટિથી યોગ્ય ગણાઇ શકે તેમ નથી. આ સર્વની સાથે અંતઃકરણમાં સ્થિરતા જેથી વધે, જેથી હૃદયમાં શાંતિ વધે, જેથી પ્રગતિપંથમાં તમારી વૃદ્ધિ થાય, રાગ દ્વેષ આદિ તમારા અંતરમાંથી ન્યૂન થાય, પ્રસન્નતા, યથાર્થ પ્રસન્નતાનો અનુભવ થાય, એ સર્વને પણ તમારે મેળવવાની જરૂર છે. આ વિના તમારી મેળવેલી બીજી બધી વસ્તુઓ બાળકનાં રમકડાં જેવી છે, અને તમને એક બાળકની સ્થિતિમાં જ હંમેશાં રાખી મૂકનાર છે. તમે ભલે પચાશ વર્ષના હો, કે એંશી વર્ષના હો, તમે ભલે પચાશ રૂપૈયા કમાતા હો કે પાંચ લાખ રૂપૈયા કમાતા હો, તમે એક ઝુંપડીમાં રહેતા હો કે કોઇ મોટા મહાલયમાં રહેતા હો, પણ જો

# सन्निश्चयमां स्थिर थयाविना ईप्सितार्थ सिद्ध थता नथी.

**૫૬** ( આનંદમાં ફરજે રે; એ લય. )

સન્નિશ્ચયમાં તું ઠરજે રે, સ્થિરતાને તું ધરજે રે,
ઈપ્સિત પદને પામવા હો જી,
નિશ્ચયવિણુ નવ ઉન્નતિ તારી થાય;--
નિશ્ચયવિણુ દૃઢતા કદી તુંથી ન સ્વલ્પ સધાય,
દૃઢતાવિણુ પ્રગતિપથે તુંથી ન સદ્ય વધાય,
પ્રગતિવિણુ લક્ષ્ય સ્થળે, તુંથી ન ઝટ પહોંચાય,
તું નિશ્ચયથી નવ સરજે રે, ઈપ્સિત૦

આ કરૂં તો ઉપજે મને, સત્વર અતિશય સુખ,
તે કરૂં તો સત્વર થશે, વિદૂર મારૂં દુઃખ,
અમુક કર્યાથી ભાગશે, મારી સર્વે ભુખ,
ઘડી ઘડીમાં આમ ન ફરજે રે, ઈપ્સિત૦

ગુરુઈશ્વરમાં તું ધરે, શ્રદ્ધા ઉર અપાર,
અન્ય ક્ષણે દીસે નહિ, શ્રદ્ધા પણુ તલભાર,
વિચારનો તુજમાં દીસે, ઢંગધડો ન લગાર,
કૃતિ આવી તુજ પરહરજે રે, ઈપ્સિત૦

એક ક્ષણે નિઃશંક થઇ, ફરતો તું મહામસ્ત,
શંકાવિપર્યયથી દીસે, અન્યક્ષણે ભયત્રસ્ત,
એક ઘડી નવ રહી શકે, તુજ વૃત્તિથી સ્વસ્થ,
આ સ્થિતિ દુઃખદ તુજ હરજે રે, ઈપ્સિત૦

સનિશ્ચય ત્યજી ભવવિષે, અહીં તહીં શીદ અથડાય;
ગુરુઈશ્વરઅનુગ્રહ સજી, કાં ના સ્થિર તું થાય,
સન્નિશ્ચયસમ છે નહિ, બીજો શ્રેષ્ઠ ઉપાય,
તે સજી સુખી નિજને કરજે રે, ઈપ્સિત૦

કાર્ય સહજ નિશ્ચયવિના, પણુ નવ સિદ્ધ કરાય,
ગુરુઈશ્વર તો શી રીતે, નિશ્ચયવિણુ વરાય,
આત્મતત્ત્વ નિશ્ચયવિના, કેવી રીતે ભળાય,
સજી નિશ્ચય ઈપ્સિત વરજે રે, ઈપ્સિત૦

જો હિત ઇચ્છે તારૂં તો, શંકાદિ સઉ ત્યાગ,
સન્નિશ્ચયમાં સ્થિર થઇ, કર ગુરુપદ અનુરાગ,
દહી અજ્ઞાન સકલ દુઃખદ, આત્મપદે તું જાગ,
પછી યથેચ્છ તું વિચરજે રે, ઈપ્સિત૦



## માનસ વ્યાધિ.

ઘણા મનુષ્યો શરીરનો કોઇ વ્યાધિ ન થાય તેને માટે ઘણી જ સાવધાનતા રાખે છે. તેઓ સારી રીતે સાબુ ચોળીને સ્નાન કરે છે, સ્વચ્છ કપડાં પહેરે છે, ખાવાપીવામાં પણ અનેક પ્રકારની સાવધાનતા રાખે છે.દાદો કોઇ પદાર્થ તે ખાતા નથી તથા જેથી શરીરમાં કોઇ અવ્યવસ્થા થવાનો સંભવ હોય તેવો પદાર્થ ખાવાથી દૂર રહેવાની સાવધાનતા તે રાખે છે. કોઇ પણ દિવસ વધારે ન ખાઇ બેસાય તેની કાળજી તેઓ હંમેશાં રાખે છે.અને આ પ્રમાણે અનેક રીતે તેઓ સાવધાન રહે છે. આ પ્રમાણે સાવધાન રહેવાથી તેમનું આરોગ્ય સચવાય છે, અને તે શરીરે સુખી રહે છે. આ મનુષ્યો સુખને ભોગવવાની ઇચ્છાવાળા હોય છે. જો કે પ્રત્યેક મનુષ્યની જ તેવી ઇચ્છા હોય છે, પણ સર્વ અંશમાં તેમને જે સુખ મળવું જોઇએ તે મળતું નથી. આવા મનુષ્યો કઇ સર્વ અંશમાં સુખી છે એમ કહી શકાતું નથી, કે તે પ્રમાણે તેઓ સર્વ અંશમાં સુખી હોય, એમ પણ જોવામાં આવતું નથી. તેથી આથી અધિક સુખી થવાને માટે મનુષ્યોએ કંઇક અધિક જાણવાની જરૂર છે, તથા બીજા નિયમોનું પાલન કરવાની જરૂર છે. આ નિયમો તે મનના નિયમો છે. જો મનુષ્ય માત્ર એકલા શરીરના જ નિયમો પાળે છે અને મનના નિયમોને તદ્દન વિસારી મૂકે છે, તો તેને જે અધિક અંશમાં સુખ મળવું જોઇએ તે મળતું નથી. તેમ જ મનના નિયમોને નહિ પાળનાર શરીરે સર્વ અંશમાં નીરોગ જ રહે છે એમ પણ બનતું નથી. કારણ કે શરીરને અને મનને નિકટનો સંબંધ છે, મનના નિયમોનો ભંગ કરવાથી શરીરની પણ તેના ઉપર અસર થાય છે, અને તેથી કોઇ કોઇ વ્યાધિ થઇ આવે છે ઘણા શ્રીમાન્ મનુષ્યો શરીરના નિયમોનું મોટે ભાગે પાલન કરે છે, છતાં તે વિવિધ વ્યાધિવાળા હોય છે, તેનું કારણ એ છે કે તે મનના નિયમોનો ભંગ કરે છે. અને તેનો પરિણામ વિવિધ વ્યાધિમાં આવે છે. વ્યાધિને કોઇ કોઇ મનુષ્યો એકલા શરીરના જ નિયમોના ભંગથી પ્રકટતી સ્થિતિતરીકે સ્વીકારે છે, પણ તેવું છેક નથી. જેમ શરીરના નિયમોનો ભંગ થવાથી વ્યાધિ થાય છે, તેમ મનના નિયમોનો ભંગ કરવાથી પણ વ્યાધિ થાય છે. કારણ કે ઉપર જણાવી ગયા તે પ્રમાણે શરીરને અને મનને અત્યંત નિકટનો સંબંધ છે.

શરીરના કોઇ વ્યાધિવાળાને જેમ સુખનું ભાન થતું નથી તેમ મનના વ્યાધિવાળાને પણ સુખનું ભાન થતું નથી. શરીરના વ્યાધિવાળા જેમ અનેક મનુષ્યો જગતમાં જોવામાં આવે છે, તેમ મનના વ્યાધિવાળા મનુષ્યો પણ અનેક આ જગતમાં છે, અથવા તો શરીરના વ્યાધિવાળા મનુષ્યો કરતાં મનના વ્યાધિવાળા મનુષ્યોની સંખ્યા વિશેષ છે. મોટાં મહાલયોમાં અનેક પ્રકારની સંપત્તિની અનુકૂલતામાં રહેનાર મનુષ્યોને જોઇને આપણે એ અનુ-

# नियमितपणे तथा व्यवस्थाथी काम करो अने करावो.

ઘણા મનુષ્યો કે જેમને પોતાને નિયમિત કે વ્યવસ્થાથી કામ કરવાની ટેવ હોતી નથી તેવા મનુષ્યો પોતાના હાથ નીચેનાં મનુષ્યો પાસેથી પણ **નિયમિત કે વ્યવસ્થાથી** કામ લેઈ શકતા નથી. જે મનુષ્યોને નિયમિત કે વ્યવસ્થાથી કામ કરવાની ટેવ હોય છે તે જ નિયમિતપણાની કે વ્યવસ્થાની કિંમત સમજે છે તથા તે જ નિયમિતપણે તથા વ્યવસ્થાથી પોતાના તાબાના માણસોપાસેથી કેમ કામ લેવું તે જાણી શકે છે.

ઘણા મનુષ્યો ઘરમાં ચાકર પુંજો વાળતો હોય છે અને તે કામ તેણે પૂરૂં કર્યું હોતું નથી તેટલામાં તો તેને કહે છે, જા આ બે લુગડાં હમણાને હમણા જ ધોઇ લાવ. તે ધોઇને આવે છે, એટલે તેને કહેવામાં આવે છે, જા આ ટપાલ દોડતો જઇને નાખી આવ તે નાખીને આવે છે, એટલે તેને કહેવામાં આવે છે, જો પેલાં ચાહાનાં વાસણો પડેલાં છે તે પહેલાં સાફ કરી નાખ. તે કરી નાંખે છે, એટલામાં તેને કહેવામાં આવે છે, કે જો, અમુક ઓરડામાં અમુક વસ્તુઓ પડેલી છે તે અમુક ઠેકાણે બધી લેઇ જા. તેમાં તે રોકાય છે અને તે કામ અર્ધું કર્યું નથી હોતું એટલામાં તો તેને બીજું કામ બતાવવામાં આવે છે. પુંજો કાઢવાનો તેને ઠેકાણે રહે છે. લુગડાં ધોવાનો તેને જે વખત હોય છે તે વીતી જાય છે અને કદાચ તે રહી જાય છે. ખાવાનો તેનો વખત પણ વીતી જાય છે, જેથી તે મોડો ઘેર ખાવા જાય છે અને તેથી તે તેનો લાભ લેઇને મોડો આવે છે. થોડા જ દિવસમાં તે અનિયમિત થઇ જાય છે તથા વ્યવસ્થા વગર કામ કરે છે, જેનો પરિણામ એ આવે છે, કે તે એક પણ કામ સારી રીતે કરતો નથી. તેણે એક કામ હાથમાં લીધું હોય છે, અને તેને બીજું કામ બતાવવામાં આવે છે તો તે તેને ઠેકાણે જ રહે છે. અને બીજું કામ ત્રીજું કામ બતાવતાં તેને ઠેકાણે રહે છે. આ પ્રમાણે તેના કામમાં કંઇ જ ઢંગધડો રહેતો નથી. થોડા દિવસમાં તેને માટે શેઠ અભિપ્રાય બાંધે છે, કે તે ચાકર નાલાયક છે અને હાડકાંનો હરામ છે. જ્યારે આ મનુષ્યને લાવવામાં આવ્યો હતો ત્યારે તે ઘણો જ હુશિયાર હતો, પણ આજે તેની હુશિયારી ક્યાંએ ચાલી ગઇ છે અને તે નાલાયક ઠર્યો છે. આનું કારણ તેના શેઠની કેળવણી જ છે. તે શેઠનું કામ તો બગડે છે, પણ તે મનુષ્યનું બીચારાનું જીવન પણ ખરાબ થાય છે. એનો એ જ નોકર બીજા શેઠને ત્યાં જતાં ઘણો હુશિયાર ગણાય છે અને કામ કરવામાં ચોકસ તથા કાળજીવાળો લેખાય છે. કારણ એ છે, કે તેની પાસે કેમ કામ લેવું તે આ શેઠને સારી રીતે આવડે છે. તેને તે શેઠ અમુક અમુક કામ કરવાનાં છે તે પ્રથમ જણાવે છે તથા તે કયા સમયે કરવાનાં છે તે પણ જણાવે છે. તે કેટલું કામ કરી શકે તેમ છે તે પણ પોતાના મનમાં નક્કી કરે છે, અને તેટલું જ કામનું પ્રમાણ તેને સોંપે છે. તે એક કામ કરતો હોય છે ત્યારે બીજું કામ તેને બતાવવામાં આવતું નથી. તેના કામમાં કદી પણ ડખલ કરવામાં આવતું નથી. તે સ્વતંત્રતાથી અને પ્રસન્નતાથી પોતાનું કામ કરે છે અને તેથી શેઠને સંતોષ ઉપજે છે. ન છુટકે જ, કોઇ પ્રસંગે તેને વચમાં બીજું કામ બતાવવામાં આવે છે. આ પ્રમાણે

હોવાથી તે તેનું કામ બરાબર નિયમિતપણે વ્યવસ્થાથી કર્યે જાય છે અને તેને સંતોષ રહે છે તથા તેના શેઠને પણ સંતોષ ઉપજે છે.

ઘરમાં સ્ત્રીની સાથે પણ મનુષ્યો આ જ પ્રમાણે વર્તે છે. એક પણ કામ તેને સ્વતંત્રતાથી કે વ્યવસ્થાથી કરવા દેતા નથી. એક કામમાં બીજું અને બીજામાં ત્રીજું કામ તેને બતાવે છે, જેનો પરિણામ એ આવે છે, કે તે બીચારી કંટાળી જાય છે અને એક પણ કામ સારી રીતે કરી શકતી નથી.

ઘણા અમલદારો પણ પોતાના હાથ તળેના માણસોની આવી જ દુર્દશા કરે છે. તેમને એક કામ કરવા આપે છે. તે પૂરું કર્યું નથી હોતું એટલામાં તો બીજું બતાવવામાં આવે છે. બીજું પુરું નથી કર્યું એટલામાંતો ત્રીજું બતાવે છે. ત્રીજું કામ તે કરતો હોય છે, એટલામાં તેણે પડેલું કામ પૂરું કર્યું કે નહિ, તે પૂછવામાં આવે છે. તેણે તે કામ અધુરું જ રાખ્યું હોય છે, અને તેવો જવાબ આપતાં તેને ઠપકો આપવામાં આવે છે, કે 'તું બેવકૂફ છે, ગધેડો છે, મૂર્ખ છે, તને કામની કંઇ જ આવડ નથી. આળસુ છે.' વગેરે શબ્દોથી તેને સારી રીતે ઠપકો દેવામાં આવે છે. તે બીચારો કંટાળી જાય છે. તેનું ચાલતું હોય તો તે નોકરી મૂકી દેવાને પણ તૈયાર થઇ જાય છે. પણ નિર્વાહનું કોઇ સાધન નહિ હોવાથી તેને ઇચ્છા ન છતાં પણ તેને સ્વીકારવી પડે છે. પણ આ મનુષ્યનું જીવન ખરાબ થાય છે. તેનો ઘણો સમય અશાંતિ અને પરિતાપમાં જ જાય છે, પણ આ પ્રમાણે થવામાં તેના ઉપરી અમલદાર જ કારણભૂત છે.

તમારા હાથતળે એક કે એકથી અધિક મનુષ્યો કામ કરનાર હોય તો પ્રથમ તે કેટલું કામ કરી શકે તેમ છે તેનો નિર્ણય કરો. તે આઠ કલાક કામ કરી શકે તેમ હોય તો તેમને છ કલાકનું કામ સોંપો. છ કલાકનું કામ કરી શકે તેમ હોયતો ચાર કલાકનું કામ આપો. આ પ્રમાણે કરવાથી તે તેનું કામ ઉત્તમપણે કરી શકશે. તેને વ્યવસ્થાથી કામ કરવા દો પ્રત્યેક મનુષ્ય કામ કરવાની પોતાની એક શ્રેણી બાંધે છે. અને આ શ્રેણી તેની જ્યારે તોડી નાખવામાં આવે છે, ત્યારે તેને ઘણું જ ખરાબ લાગે છે. તેનો ઉત્સાહ ભંગ થઇ જાય છે તથા તે ગ્લાનિને વશ થાય છે. અને આ પ્રમાણે જો વારંવાર તેની કાર્યશ્રેણીમાં વિઘ્ન કરવામાં આવે છે, તો તે એટલો ખિન્ન થાય છે, કે તેને પછી કંઇ જ કામ કરવું રુચતું નથી તે નિરાશ થઇ જાય છે. તેના કામમાંથી ઉત્તમત્તામાત્ર નાશ પામે છે. તેણે પોતાનું કામ ઉત્તમ કરીને બતાવવું, એવું ધાર્યું હોય છે, પણ જ્યારે તેને વારંવાર ડખલ કરવામાં આવે છે ત્યારે તેનો તે નિશ્ચય ડગી જાય છે, જે પછી ભાગ્યે જ જાગ્રત થાય છે, કે સધાય છે. તે પછી માથાઉતાર ઉપરથી બતાવવાપુરતું જ કામ કરે છે. પણ આ તેના કામમાં હવે અંતઃકરણ જોડાતું નથી. અંતઃકરણને કે મનને તેમાં જોડવું જોઇએ તે પ્રમાણે જોડ્યાવિના જ તે તેનું કાર્ય કરે છે, અને તેથી જે જેવું સારું થવું જોઇએ તે તેવું સારું નથી જ થતું. તેથી તેના કામમાં વારંવાર ડખલ કરો નહિ, પણ શાંતિથી તેને પોતાને તેનું કામ કરવા દો. તેનું કામ જેટલા સમયમાં તેણે કરવું જોઇએ, તેટલો સમય થતાં તેની પાસે તે કામ પૂરું થએલું જોવાને તમને કોઇ ના કહેતું નથી. પણ નાહક વચમાં તેને ત્રાસ આપો નહિ. કોઇ અગત્યનું કામ હોય તો તેને તે પડેલું કરવાને ભલે કહો, પણ પછી તરત જ તેને એવો ઠપકો દો નહિ, કે તેં અમુક કામ હજી કેમ નથી કર્યું ! ઘણા અમલદારો કે જેમને કામની

ઓછી આવડત હોય છે, તે વારંવાર પોતાના હાથતળેના મનુષ્યોને ધમકાવ ધમકાવ કરે છે. પણ જે કુશળ અમલદારો છે, તે ઘડીએ ઘડીએ હાથ નીચેના માણસોને કંઇ જ કહેતા નથી. તે યોગ્ય સમયે જ તેમણે શું કામ કર્યું તે જોવાને ઇચ્છે છે.

ઘણા મનુષ્યો દશ મનુષ્યોનું કામ ત્રણ મનુષ્યો પાસે લેવા ઇચ્છે છે, પણ તેનો પરિણામ તે કામ ઢંગધડા વગરનું થાય છે, તેમાં આવે છે. એક માણસ તે પોતે જેટલું કામ કરી શકતો હોય તેટલુંજ કરી શકે, વધારે શા રીતે કરી શકે? અથવા કદાચ કરી શકે તો કોઇ દિવસ કરી શકે પણ નિત્ય શા રીતે કરી શકે? તેથી કામ વધારે હોય તો વધારે મનુષ્યોને યોજો, અથવા તો કામ ઓછું કરો. નહિ તો મનુષ્યો કામ વધારે છે, કામ વધારે છે, કહીને તેમણે જેટલું કરવું જોઇએ તેટલું પણ કરતા નથી. તેથી હંમેશાં સુખપૂર્વક મનુષ્યો જેટલું કામ કરી શકે તેટલું જ કામ તેમને આપો. અને આ પ્રમાણે તેમના ગજાસર કામ આપીને પછી તે કામ તેમની પાસે નિયમિતપણે કરાવો તથા ઉત્તમ કરાવો, તો તે બન્ને થઇ શકશે. તમે જાતે નિયમિતપણે તથા વ્યવસ્થાથી કામ ન કરી શકતા હો તો, ભલે તમારા જીવનને તેવું રહેવા દેવું તમને યોગ્ય જણાતું હોય તો તેવું રહેવા દો, પણ બીજાના જીવનને તો નિયમવાળું તથા વ્યવસ્થાવાળું થવા દો. તેમના નિયમિતપણાનો તથા તેમના કામની વ્યવસ્થાનો ભંગ કરશો નહિ.

આપણે જાતે પણ જો વ્યવસ્થાવિનાના હોઇએ છીએ તો આપણા હાથતળેના માણસોને પછી કામ કરવું કઠિન પડે છે. ધારો, કે આપણે એક દિવસ છ વાગે ઉઠીએ છીએ, બીજે દિવસે આઠ વાગે ઉઠીએ છીએ, ત્રીજે દિવસે ગમે ત્યારે ઉઠીએ છીએ, એક દિવસ દશ વાગે જમીએ છીએ, બીજે દિવસે બાર વાગે અને ત્રીજે દિવસે ચાર વાગે જમીએ છીએ, એક દિવસ નવ વાગે સૂઇએ છીએ, બીજે દિવસે અગીઆર વાગે અને ત્રીજે દિવસે આઠ વાગે સૂઇએ છીએ. હવે આપણા હાથતળે કામ કરનાર મનુષ્યને આપણા સંબંધનું જે જે કામ હોય તે કરતાં શી રીતે ફાવી શકવાનું ? તેથી આપણે જાતે પણ નિયમિત તથા વ્યવસ્થાવાળા જીવનવાળા થવું ઘટે છે. જેના જીવનમાં નિયમિતપણું કે વ્યવસ્થા નથી, તેનું જીવન જીવન જ નથી. નિયમિતપણું તથા વ્યવસ્થાવિનાના જીવનમાં યથાર્થ સુખ, યથાર્થ શાંતિ તથા વૃત્તિની યથાર્થ સ્વસ્થતા હોતી જ નથી. તેથી યથાર્થ સુખ, શાંતિ તથા સ્વાસ્થ્યનો અનુભવ કરવો હોય તો નિયમિત તથા વ્યવસ્થાવાળા જીવનવાળા થાઓ અને બીજાને તેવા કરો.



# अभिन्नरूपे अनुभव करावबा इष्टप्रति प्रार्थना.

પદ. (જસોદાના જાયા, ડાહ્યા સુભદ્રાના વીરા રે, એ લય.)

સંગે રંગે મારી હું એ, મારું મારા વહાલા રે,
અળગા નહિ થાશો ઘડીએ, છેલ છોગાળા રે.
યૌવનરૂપે થઇ રહો, મુજ તનુના અણુમાંહ,
તે રૂપમાં મુજથી કદી, ચસશો નહિ જગરાય;—

સઇઓ (Needles) વાપરવાની હોય છે. એક સઇ વાપરતાં એક ગાયન વાગે છે, બીજી સઇ વાપરતાં બીજું ગાયન વાગે છે, અને ત્રીજી સઇ વાપરતાં ત્રીજું ગાયન વાગે છે. આ પ્રમાણે એક જ થાળીમાં છ ગાયન વાગે છે. આ પ્રકારની રેકર્ડો–થાળીઓ આપણા દેશમાં આવી પણ ગઇ છે અને તે દરેક માત્ર બે રૂપિયાની જ કિંમતમાં મળી શકે છે.

---

## આ નિયમને ભૂલી જતા નહિ.

જેવું આપણે ચિંતન કરીએ છીએ તે આપણને મળે છે, એ એક વિશ્વનો નિયમ છે. આપણે જે સ્થિતિનું ચિંતન કરીએ છીએ તે સ્થિતિ આપણને પ્રાપ્ત થાય છે. આપણે સુખનું ચિંતન કરીએ છીએ તો સુખ મળે છે, દુઃખનું ચિંતન કરીએ છીએ તો દુઃખ મળે છે, શ્રીમંતાઇનું ચિંતન કરીએ છીએ તો તે અને નિર્ધનતાનું ચિંતન કરીએ છીએ તો તે મળે છે. આરોગ્યનું ચિંતન કરીએ છીએ તો તે અને રોગનું ચિંતન કરીએ છીએ તો તે મળે છે. આ પ્રમાણે જેવું ચિંતન આપણે કરીએ છીએ તે જ આપણને મળે છે.

આપણે આરોગ્યનું ચિંતન કરીએ અને આપણને રોગ આવે, સુખનું ચિંતન કરીએ અને આપણને દુઃખ આવે, એમ બનતું નથી. જે મનુષ્યને જે સ્થિતિ પ્રાપ્ત હોય છે, તે મનુષ્યનું ચિંતન તદનુકૂલ હોય છે જ. આ એક નિયમ અબાધિતપણે વિશ્વમાં પ્રવર્તે છે. જગતમાં અવલોકન કરીને જોઇશું તો જણાશે, કે મનુષ્યોને જે જે કંઇ પ્રાપ્ત થાય છે તે સર્વ તેમના ચિંતનવડે જ પ્રાપ્ત થાય છે, એમ આપણને જણાયાવિના નહિ જ રહે.

કોઇ કોઇ મનુષ્યો વિવિધ સ્થિતિ પ્રાપ્ત થવામાં પ્રારબ્ધને, કોઇ યોગ ( Chance ) ને, અને કોઇ ઇશ્વરના અનુગ્રહને કારણ ગણે છે, પણ આ સર્વનો ચિંતનમાં સમાવેશ થઇ જાય છે. પ્રારબ્ધ કહો, યોગ કહો કે ઇશ્વરનો અનુગ્રહ કહો, પણ તે સર્વને ઉપજાવનાર આ એક ચિંતન જ છે. જો મનુષ્ય આ એક જ નિયમનું યથાર્થ રીતે પાલન કરે છે તો તેને જે જોઇએ છીએ તે પ્રાપ્ત થાય છે અને તેનો ઉન્નતિરથ અત્યંત વેગથી આગળ વધે છે.

પણ મનુષ્યો આ નિયમને ભૂલી જાય છે. પૂર્વકાળના દીર્ઘ અભ્યાસને લીધે આ નિયમનું તે વિસ્મરણ કરી દે છે. મનુષ્યોને જોઇએ છીએ કંઇ અને તે ચિંતન કરે છે કંઇ. આ પ્રમાણે તેમના ઈપ્સિત પદાર્થોની અને ચિંતનની દિશા એક નથી હોતી પણ જૂદી હોય છે. કોઇ આરોગ્ય ઇચ્છે છે, કોઇ દ્રવ્ય ઇચ્છે છે, કોઇ શાંતિ ઇચ્છે છે, છતાં તે આરોગ્ય, દ્રવ્ય અને શાંતિનું જ ચિંતન કરતા નથી, પણ રોગ, નિર્ધનતા અને વિકળતાનું જ ચિંતન કરે છે. અને આ પ્રમાણે હોવાથી તેમને જે જોઇએ છીએ તે નથી મળતું.

અમુક વસ્તુ જો આપણે પ્રાપ્ત કરવી છે તો પછી તેનું જ ચિંતન કરવું જોઇએ. તે વસ્તુથી અતિરિક્ત વસ્તુનું ચિંતન કરવાની કશી જ અગત્ય નથી. અને આ પ્રમાણે જો થાય છે તો તે વસ્તુ આપણને પ્રાપ્ત થયાવિના નથી જ રહેતી. પણ આ પ્રમાણે મનુષ્યો કરતાં નથી અને તેથી તેમને ઈપ્સિત વસ્તુ પ્રાપ્ત થતી નથી, વિઘ્નો પ્રાપ્ત થાય છે, અથવા તો જેની આપણને જરૂર નથી તેવી વસ્તુ પ્રાપ્ત થાય છે.

એક મનુષ્ય આરોગ્યને ઇચ્છે છે, પણ તે પોતાના વ્યાધિનું જ વારંવાર ચિંતન

કર્યા કરે છે. આ વ્યાધિ વધ્યો, હવે તે નહી મટી શકે, હવે શું થશે, એવા જ તે વિચાર કર્યા કરે છે. અમુક દવાથી મારો વ્યાધિ મટશે કે કેમ, એવી તે શંકા કરે છે, અને આ પ્રમાણે અનેક રીતે તે વ્યાધિનું જ ચિંતન કરે છે અને તે ચિંતનવડે તેને જ પોષે છે. આ પ્રમાણે હોવાથી તેનો વ્યાધિ મટતો નથી પણ તે વૃદ્ધિને પામે છે. તેને જો આરોગ્ય જોઇએ છીએ તો તેણે તેનું જ, કેવલ આરોગ્યનું જ ચિંતન સર્વ સમયમાં કરવું જોઇએ. ભલે તેને કોઇ દવા કરનાર હોય કે ન હોય, ભલે તેનો વ્યાધિ વધતો જણાતો હોય, કે ભલે તે વ્યાધિ અસાધ્ય જણાતો હોય, પણ તે જો, કેવલ આરોગ્યનું જ ચિંતન કરે છે તો તે વ્યાધિ નિર્મૂળ થયાવિના નથી જ રહેતો. તમે ગમે તે વ્યાધિથી પીડાતા હો, અને તે મટવાનો એક પણ સંભવ તમને જણાતો ન હોય, તોપણ જો તમે કેવળ આરોગ્યનું જ ચિંતન કરશો તો.તમારો તે વ્યાધિ મટ્યાવિના નહિ જ રહે. જેની આપણને જરૂર છે તેનું જ આપણે ચિંતન કરવું જોઇએ. એ નિયમનું આપણે કદી પણ વિસ્મરણ કરવું જોઇએ નહિ. આરોગ્યનું ચિંતન, એ જ સાચી દવા છે, અને એ જ કુશલમાં કુશલ વૈદ્ય છે.

ચિંતનમાં, વિચારમાં કેટલું બળ રહેલું છે, તેની મનુષ્યને કંઇ જ ખબર નથી. તે મોટામાં મોટું બળ જગત્‌માં છે. અને આવું મોટામાં મોટું બળ મનુષ્યને જે જોઇએ છીએ તે મેળવી આપ્યાવિના નથી જ રહેતું.

તમારી પાસે પૈસો ન હોય, તમે એક ભીખારીની અવસ્થામાં હો, તમને પૈસો મળવાનો કોઇ પણ યોગ તમારી દૃષ્ટિએ ન આવતો હોય, અને તમારે તેની જરૂર હોય તો તમારે એ એક જ કરવાનું છે, કે તમારે તેનું જ ચિંતન કરવું. પ્રતિકૂળતાના એક પણ વિચારને ઉઠવા દેવો નહિ, ઉઠે તો તેને ચિંતનવડે પોષવો નહિ. અને આ પ્રમાણે જો તમે તૈલધારાવત્ અનુકૂલ ચિંતન સેવશો તો તમને તે મળ્યાવિના નહિ જ રહે. સ્મરણમાં રાખજો કે તમારે જેની જરૂર છે, તેનું જ ચિંતન કરજો. આ નિયમને કદી પણ વિસરી જતા નહિ.

તમારે શાંતિ, અંતઃકરણની અવિચલ સ્થિતિ જોઇએ છીએ તો પછી અશાંતિ કે વિકલતાના એક પણ વિચારને સેવતા નહિ. ગમે તેવી પ્રતિકૂળ સ્થિતિમાં તમે મૂકાઓ, ગમે તેટલી હાનિ તમને થાય, તોપણ તમારા અંતઃકરણમાંથી શાંતિ અને અવિકલતાના ચિંતનને દૂર થવા દેશો નહિ. આ અભ્યાસ તમને સિદ્ધ થતાં તમે એવી સ્થિતિમાં સ્થપાશો, કે તમારા શાંતિ સહજ નિરંતર જળવાઇ રહેશે.

કોઇ પણ વસ્તુ સિદ્ધ કરવાને માટે મનુષ્યે થોડો કાળ આગ્રહ રાખવાની અગત્ય છે; અને આ પ્રમાણે આગ્રહ રાખીને પ્રવૃત્તિ કરવામાં આવે છે, તો પછી જે આપણે ઇચ્છીએ છીએ તે સિદ્ધ થઇ રહે છે.

જેની આપણને જરૂર છે તેનું જ માત્ર ચિંતન કરવું, એ આરંભમાં અભ્યાસકને કઠિન જણાય છે, પણ જો તે આગ્રહ રાખીને આ પ્રકારે ચિંતનની એક ધારા ચલાવ્યા કરે છે તો પછી આન્તરતુ તેને સ્વાભાવસિદ્ધ થઇ જાય છે, અને તેને તેમાં કઠિનતાજેવું કંઇ જ જણાતું નથી.

આપણે જેની જરૂર છે તેનું જ, કેવળ તેનુંજ જો આપણે ચિંતન કરીએ છીએ તો બ્રહ્મા પણ આપણુને તે વસ્તુ પ્રાપ્ત થતી અટકાવવાને સમર્થ નથી. આપણું ચિંતન એ જ આપણા બ્રહ્મા છે. તે આપણે માટે તે વસ્તુ અદૃષ્ટમાંથી રચે છે જ. તેથી અખંડ સાવધાનતાપૂર્વક ઈપ્સિત વસ્તુનું ચિંતન કરવું, એ તેને પ્રાપ્ત કરાવનાર અમોઘ ઉપાય છે. માત્ર આ નિયમનું આપણે અનેક પ્રસંગે વિસ્મરણ કરી દઇએ છીએ, તે ન થવા દેવું જોઇએ, એટલી જ આપણે આપણા જીવનમાં સાવધાનતા રાખવાની અગત્ય છે.

---

**વિજળીનો ઉપાહારગૃહમાં આશ્ચર્યકર ઉપયોગઃ—**પારીસમાં મોન્સ જી. નો કરીને એક ઇંજીનીયરે પોતાના ઉપાહારગૃહમાં એવી વ્યવસ્થા કરી છે, કે વિજળીવડે જ સર્વ વસ્તુઓ પીરસાય છે. તેમાં કોઇ નોકરની જરૂર પડતી નથી તથા ટેબલ ઉપરથી મનુષ્યોને ઉઠવું પણ પડતું નથી. નીચેથી મેડાઉપર જે જાતની રકાબી જોઇતી હોય તે જાતની રકાબી વીજળીવડે ઉપર જાય છે, અને તેની જરૂર ન જણાતાં વિજળીવડે તે પાછી નીચે લેઇ જવાય છે. ટેબલઉપર જમવા બેસનારે માત્ર એટલુંજ કરવાનું હોય છે, કે જેની જરૂર હોય તે ટેબલ પાસેના 'ટેલીફોનમાં 'બોલવું પડે છે. તે શબ્દ નીચે પહોંચતાં ત્યાંથી રકાબી વીજળીવડે ઉપર મોકલવામાં આવે છે. નીચે એક 'પેરીસ્કોપ' (Periscope) નામનું યંત્ર રાખેલું હોય છે, જેવડે રકાબીની ટેબલઉપર જરૂર છે કે કેમ તે પણ જોઇ શકાય છે, અને જરૂર ન જણાતાં તેને નીચે મંગાવી લેવામાં આવે છે. વિજળીનો વિવિધ શાખામાં આજે કેવી કેવી રીતે ઉપયોગ થાય છે, તેનો વિજળીની શોધ કરનારને ચિતાર નહિ જ હોય !

---

# अर्वाचीन मानसशास्त्रानुसार बालशिक्षण.

## પ્રકરણ ૧ લું.

### પહેલું પગથીઉં.

બાલકોનો જન્મ થયા પછી તેમને કેવા પ્રકારનું શિક્ષણ આપવું, તેમને કેવી રીતે કેળવવાં કે જેથી વિવિધ શાખામાં તેમની ઉન્નતિ થાય, તેમનું શરીર તથા મન સુધરે, દોષોને ત્યજીને તે સદ્ગુણને ધારણ કરે, તેમનું જીવન અતિ ઉન્નત થાય, સુખી થાય તથા તેની સાથે માતાપિતા તથા જેમના જેમના સંબંધમાં આવે તેમને પણ તેમનાવડે સુખશાંતિ ઉપજે, એ વગેરે આ વિષયમાં ઉત્તમ પ્રકારે પ્રતિપાદન કરવામાં આવશે. આ વિષયમાં જે જણાવવાનું છે તે આ વિષયના નામથી જ વાચકને સ્પષ્ટ થતું હોવાથી, તથા આ સંબંધમાં જે જાણવાની જરૂર છે તેની મહત્તા પ્રાતઃકાલના ગ્રાહકોને સુવિદિત હોવાથી અધિક પંક્તિઓ ઉપોદ્ઘાતમાં ન લખતાં, આટલું જ સ્વલ્પમાં વિદિત કરી પ્રસ્તુત વિષયને જ આપણે પ્રતિપાદન કરીએ છીએ

એક વિદ્વાન્ માતા પોતાને પુત્રી આવ્યા પછી પોતાના જીવનનું નીચેપ્રમાણે વર્ણન કરે છે. પોતાની પુત્રીને સુધારવામાટે કયા કયા ઉપાયો યોજ્યા, તથા તેનામાં કઈ કઈ કુટેવો હતી, તેને કેવી રીતે દૂર કરી એ વગેરે આ વર્ણનમાં તે સ્પષ્ટ કરે છે. આ માતાએ પોતાની પુત્રીને વિવિધ બાબતમાં સુધારવામાટે લીધેલો માર્ગ સર્વને ઉપયોગી હોવાથી આપણે તેના જ શબ્દોમાં નીચે ટાંકીએ છીએ.

આ વિદ્વાન્ તથા અનુભવી માતા લખે છે, કેઃ—

"જ્યારે મને પ્રથમ આ પુત્રીનો પ્રસવ થયો, ત્યારે જ મને ભાન થયું, કે મારે માથે કેટલી જવાબદારી રહેલી છે. જ્યાંસુધી મને આ બાળકીનો જન્મ થયો ન હતો ત્યાંસુધી હું માતાપિતાની કેટલી જવાબદારી છે, માતાપિતાએ બાળકને જન્મ આપતા પૂર્વે શું શું જ્ઞાન પ્રાપ્ત કરવાની અગત્ય છે, તથા પોતાને પ્રથમ કેટલી કેટલી બાબતોમાં સુધારવાની અગત્ય છે, એ વગેરે મારા જાણવામાં કંઇ જ ન હતું. ખરું કહું તો, મેં આ સંબંધમાં જાણવાયોગ્ય જાણવાની કશી જ કાળજી કરી ન હોતી. હા, મને માતા થવાની તો ઇચ્છા હતી, પણ માતાના ધર્મને જાણવાની મેં ઇચ્છા કરી ન હતી. અને આ પ્રમાણે હોવાથી મને પુત્રીનો પ્રસવ થતાં મારે માથે મોટી જવાબદારી આવી પડી હોય, એમ મને જણાયું. જે દિવસે આ પુત્રીનો મને જન્મ થયો તે દિવસે જાણે મારી સર્વ સ્વતંત્રતાનો નાશ થયો હોય એમ મને જણાયું. મને પદે પદે અડચણ પડવા લાગી. તોપણ હું વિચારપૂર્વક આ અડચણને દૂર કરતી ચાલી અને અંતે વિજયને વરી. મારી પુત્રી જન્મી ત્યારે તે શરીરે ઘણી જ પાતળી હતી. તેના ઉપર સર્વ અત્યંત સ્નેહ દર્શાવતાં હતાં, તથા તેનું લાલનપાલન હદઉપરાંત સર્વ કરતાં હતાં, તેથી તેના મનમાં એ દૃઢ થતું ચાલ્યું, કે તે એક ઘરમાં અત્યંત અગત્યની તથા મહત્વની વ્યક્તિ છે. તેને સઉ કોઇ રમાડતાં, થાબડતાં, તથા પારકિનાનાં ખોટાં લાડ લડાવતાં.

"તે શરીરે પાતળી હતી તેથી તેને જાડી બનાવવાને માટે મેં તેને સર્વની સલાહથી બાલામૃત, કેમીકલ ફુડ, મેલીન્સફુડ જેવી અનેક વસ્તુઓ આપવા માંડી. કોઇ પ્રસંગે આ વસ્તુઓ તેના શરીરમાં પચતી નહિ, અને તેથી ઉલટી થઇ જતી, કે પ્રસંગે ઝાડા થઇ જતા. તેને આવી આવી અલાબલા આપવાથી તેનું જઠર મંદ પડવા માંડ્યું અને તે ખોરાકને નહિ પચાવી શકતું હોવાથી તે અનેક પ્રકારનો ખોરાક આપવા છતાં ભુખે મરવા લાગ્યું. પ્રસંગે આ બાળકી આ વસ્તુઓ આપવાથી રડતી કે પ્રસંગે તે તેને લેવાને ના પાડતી તો પણ અમે તેને બળાત્કારે પણ તે પાતાં. પ્રસંગે સ્વાદને લીધે તે તેનો સ્વીકાર પણ કરતી. પણ તેના શરીરમાં આથી વિષનો સંચય થાય છે, એની તેને કશી જ ખબર નહોતી. તો પણ ઇશ્વરકૃપાએ અને પ્રારબ્ધયોગે તે માંદી સાજી રહેતાં રહેતાં પણ ઉછરવા માંડી. જેમ જેમ તે મોટી થવા માંડી તેમ તેમ તેના અધિક સહવાસને લીધે મને તેના ઉપર પ્રેમ વધતો ગયો. અને જેમ જેમ મારો પ્રેમ તેના ઉપર વધતો ચાલ્યો તેમ તેમ તેની સત્તા પણ મારા ઉપર વધારે જામતી ચાલી. પરિણામ એ આવ્યો કે, એક ક્ષણ પણ જો તેને વિસારી દેવામાં આવતી, તો તે એકદમ મોટો ઘાંટો કાઢીને રડી ઉઠતી અને અમારા સર્વનું ધ્યાન ખેંચતી. હું તરત તેની પાસે દોડી જતી, અને તેના ઉપર અંત્યત સ્નેહ દર્શાવી તેને છાની રાખવા

પ્રયત્ન કરતી. પણ આનો પરિણામ એ આવ્યો કે હું તેના ગુલામજેવી થઇ રહી. તે જરા રડે કે મારે તેની પાસે દોડી જવું જોઇએ. તે પોતાની મેળે એકલી જરા પણ રહી શકતી નહિ, કે રમી શકતી નહિ. તે પોતાની મેળે ઘોડીઆમાં ઉંઘી જતી નહિ, પણ કેટલો સમય જ્યારે તેને હીંચોળવામાં આવે ત્યારે તે ઉંઘતી. કોઇ પ્રસંગે તે જાગી ઉઠે, અને જો તરત તેને ન લેવામાં આવે તો તે ખુબ રડતી અને કેમે કરી છાની રહેતી નહિ. આવા પ્રસંગે તેને છાની રાખવાને ઘણો પ્રયત્ન કરવો પડતો. મારી સર્વ સ્વતંત્રતાનો હવે નાશ થઇ રહ્યો હતો, તે જાણે મારો રાજા કેમ ન હોય, એ પ્રમાણે વર્તતી. હું ગમે તેવા કામમાં હોઉં કે નિવૃત્તિમાં હોઉં, પણ તેની ઇચ્છા થતાં મારે મારા કામને અને નિવૃત્તિને બાજુએ જ મૂકવાં જોઇએ. મને મારી આ પરતંત્રતાનું ભાન સત્વર થયું. આટલા નાના બાળકે મારા જેવી મોટી ઉમરની સ્ત્રીઉપર પણ કેટલી સત્તા જમાવી દીધી હતી તેનું ભાન મને થયાવિના ન જ રહ્યું. પણ વિચાર કરતાં મને સ્પષ્ટ થયું કે આ પ્રમાણે થવામાં દોષ મારો જ છે. તેથી આ દોષને મારે હવે સુધારવો જોઇએ. જો આ દોષને હું નહિ સુધારૂં તો, મારી તેમ જ આ બાળકી બેનાં દુર્દશા થશે. મારૂં જીવન આ બાળકી પાછળ પરતંત્રતામાં જશે અને તે વિલક્ષણ સ્વભાવવાળી થતાં તેનું જીવન પણ ખરાબ જ થશે, તેથી ઉભયના જીવનને ખરાબ કરનાર મારા દોષને જેમ બને તેમ સત્વર દૂર કરવાનો મેં નિશ્ચય કર્યો. આ પ્રમાણે કરવા જતાં શું બને છે, તેનું બારીકીથી અવલોકન કરવાનું પણ મેં વિચાર્યું, કે જેથી મારા એક પ્રકારના દુરાગ્રહથી કોઇ ખરાબ પરિણામ આવે નહિ. આજથી મેં આ બાળકને હીંચકો નાંખવાનું બીલકુલ બંધ કર્યું, તથા ખાસ જરૂરના પ્રસંગોવિના તેની પાસે બેસવાનું, તેને લેવાનું કે તેનાપ્રતિ ધ્યાન આપવાનું પણ બંધ કર્યું. આજનો દિવસ મારા અને તેના જીવનમાં મોટો ફેરફાર કરનાર હતો એમ કહું તો તે યોગ્ય જ છે.

"મૂળથી જ મારો સ્વભાવ એવો હતો કે બાળક જરા રડે તો મારાથી સહન થઇ શકતું નહિ. તેથી આ પ્રસંગે મને પહેલી મુશ્કેલી આ જ નડવા લાગી. મને તેના રડવાથી તીવ્ર લાગણી અંતઃકરણમાં થતી. તોપણ મેં આ લાગણીને જીતવાનો નિશ્ચય કર્યો. તેનો પ્રત્યેક રડવાનો સ્વર મારા અંતઃકરણના કોમલ પડઉપર અથડાતો અને તે ત્યાં ભારે ક્ષોભ ઉપજાવતો. પણ મારે મારા અંતઃકરણને હવે કઠિન કર્યાવિના છુટકો જ નહોતો. રડવાથી તેને જે દુઃખ થતું તેના કરતાં મારૂં દુઃખ મને પ્રસંગે પ્રસંગે અધિક જણાતું. હું જેમ જેમ તેના રડવાપ્રતિ અલક્ષ કરતી તેમ તેમ તે વધારે અને વધારે રડતી. જો આવા પ્રસંગે યોગજોગે મને તે જોતી તો તેના રડવાનો પાર રહેતો નહિ. મને જોઇને તે આવા પ્રસંગે અધિક રડતી, અને હું તેને તરત જ લેઇશ એવી તે ઇચ્છા રાખતી. પણ તેને ખબર નહોતી, કે હું જે પૂર્વે હતી તે હવે રહી ન હતી, પણ પલટાઇ ગઇ હતી. બે ચાર દિવસ આ પ્રમાણે મેં ચાલવા દીધું. રડી રડીને તેનો ઘાંટો બેસી ગયો, પણ તેની આ કુટેવ મને કંઇ ઓછી થએલી જણાઇ નહિ. મને તેના ઉપર દયા આવી, તથા હવે મારે શું કરવું તેનો મોટો વિચાર પડ્યો. મારે મારા આ નિશ્ચયને છોડી દેવો, કે સ્થિર રાખવો, તેની ભારે મુંઝવણ મને આવી પડી. મેં સ્થિરતાથી વિચાર કરીને આ પ્રમાણે વળી બે ત્રણ દિવસ વધારે અજમાવી જોવાનો નિશ્ચય કર્યો. હવે તેના રડવાપ્રતિ હું લક્ષ આપનાર નથી, એનો તે બાળકને હવે પૂરો અનુભવ

થયો. હવે તેનું રડવું ઓછું થતું ચાલ્યું. તે થોડીવાર રડીને એની મેળે છાની રહી જવા લાગી. તે જ્યારે રડીને છાની રહેતી ત્યારે હું તેની પાસે જતી અને પ્રેમથી તેને લેતી. એક અઠવાડીયામાં તેનું રડવું ઘણું ઓછું થઇ ગએલું મારા અનુભવમાં આવ્યું. અને હવે મારી ખાત્રી થઇ કે જે માર્ગ મેં લીધો છે તે ખોટો નથી, પણ ખરો છે. આ માર્ગે મને હવે વિજય મળશે અને મારી પરતંત્રતા દૂર થશે, એવું અનુમાન હવે હું કરી શકી.

"જ્યારે આ બાળકીની પૂરી ખાત્રી થઇ કે તેના રડવાનો પોકાર કોઇ જ સાંભળે તેવું નથી, ત્યારે તેણે તેના સ્વભાવને બદલવા માંડ્યો. તે થોડો વખત રડે ન રડે, અને પોતાની નાની આંગળીઓને જોવા લાગે, અને તેની સાથે જાણે તે રમતી હોય એમ કરે. આવા પ્રસંગે તે મને જોતી તો હું તેને લઉં એવી તે ઇચ્છા દર્શાવતી હોય, એવો ભાવ તેના મુખઉપર જણાતો. મનમાં જાણે તે કંઇ બોલતી હોય, એમ પણ જણાતું. મને તેની આવી દયાજનક મુખમુદ્રા જોઇને તેને લેઇને રમાડવાનું મન થઇ જતું, પણ હું મારા આ મનોભાવને તેના હિતને માટે આગ્રહવડે દબાવતી. માતાતરીકેની પ્રેમની લાગણીથી હું આવા પ્રસંગે ઉશ્કેરાઇ જતી, અને તેને લેઇને છાતીસાથે ચાંપુ તથા તેને ચુંબન કરૂં, એમ થઇ જતું; પણ હજી આ પ્રમાણે કરવાની જરૂર નથી, એ વિચાર આવતાં હું મારા આ પ્રેમને પરાણે દબાવી દેતી. મને આ પ્રસંગે જે કષ્ટ થતું તે હું વર્ણન કરી શકું તેમ નથી. વાચકમાંથી કોઈ જો માતાને ઠેકાણે હશો તો તમને મને કેવી લાગણી થતી હશે, તેનો ચિતાર તરત જ આવશે. અન્યને આ ચિતાર આવવો કઠિન છે. હું કોઇ કોઇ પ્રસંગે આ લાગણીને દબાવવાને મને પોતાને અસમર્થ જોતી, અને તેથી તે લાગણીની પ્રેરી તેની પાસે જવાને હું ચાલતી, પણ વળી મારો કરેલો નિશ્ચય મને સ્મરણમાં આવતાં હું પાછી હઠતી, અને તેની પાસે જવાનું બંધ રાખતી. તે બીચારી રડીને થાકતી, અને અંતે રમીને કે રમ્યાવગર જ્યાં હોય ત્યાં જ સૂઈ જતી, અને ઉંઘી જતી.

"ઘણાં માતાપિતાને મારી આ નીતિ દયાવિનાની લાગશે, પણ વસ્તુતઃ તેવું તેમાં કશું જ નથી, એ મને મારા પાછળના અનુભવથી સારી રીતે સ્પષ્ટ થયું છે. ઘણાં માતાપિતા મારા પૂર્વના વર્તનપ્રમાણે બાળકપ્રતિ જેની જરૂર નથી એવો તથા જેથી બાળકોને હાનિ થાય છે એવો પ્રેમ કે એવો મમત્વભાવ રાખીને બાળકને બગાડી મૂકે છે, તથા પોતાની સ્વતંત્રતાને પોતાને હાથે જ ખુએ છે. આરંભથી જ જે નીતિ મેં પાછળથી સ્વીકારી હતી તે નીતિનો માતા સ્વીકાર કરે તો પાછળથી મારી પેઠે તેમને આવી પ્રવૃત્તિ સેવવાનો પ્રસંગ નહિ જ આવે.

"જ્યારે આ બાળકી એકલી પડતી ત્યારે પોતાની મેળે કેવી રીતે આનંદી રહેવું તે તે શોધી કાઢતી. દિવસે દિવસે નવી નવી રીતો તે ખોળી કાઢતી અને પોતાની મેળે આનંદમાં રહેતી. તે આજથી જ હવે પોતાના આધારઉપર રહેવા લાગી. પૂર્વે તે મને સર્વ સમયમાં પોતાના સુખનો આધાર માનતી, તેને ઠેકાણે હવે કોઈ કોઇ ખાસ જરૂરના પ્રસંગવિના તે પોતાને જ પોતાનો આધાર માનતી. આટલું લક્ષણ પણ જો બાળકમાં સિદ્ધ થાય તોપણ તેને તે ઓછું લાભ કરનાર નથી, તથા માતાપિતાની ઓછી પરતંત્રતાને દૂર કરનાર નથી. તેને સ્નાન કરાવવું હોય, તેને ધરાવવી હોય, કે તેને કપડાં પહેરાવવાં હોય, એવા અગત્યના

પ્રસંગે જ હું તેને મદદ કરતી. એ વિનાના સર્વ સમયમાં તેને એકલી જ હું રહેવા દેતી. પ્રથમ તેને ઉંઘાડવી હોય ત્યારે મારો ઘણો સમય તેની પાછળ જતો, તેને હીંચોળી હીંચોળીને મારા હાથ રહી જતા ત્યારે તે ઉંઘતી. વચમાં વળી તે જાગી જતી, તો પાછું તેને હીંચોળવા મારે બેસવું જોઇએ. ત્યારે પણ કેટલેક વખત હું હીંચોળું ત્યારે તે ઉંઘતી. પણ હવે તો મેં નિશ્ચય કર્યો હતો કે તેને ઉંઘવું હોય તો ઉંઘે કે ગમે તે કરે. પણ મારે તેને હીંચકો તો નાખવો જ નથી. તે ઘણુંએ રડતી, પણ હું તે તરફ તદ્દન અલક્ષ કરતી. તે રડાય તેટલું રડતી, અને અંતે થાકીને ઉંઘી જતી. આ પ્રમાણે કેટલાએક દિવસ તો તેણે રડ્યા કર્યું, પણ જ્યારે તેની ખાત્રી થઇ, કે હવે તેના રડવાપ્રતિ કોઈ જ લક્ષ આપતું નથી, ત્યારે તેણે રડવાનું ઓછું કર્યું. જેમ જેમ દિવસો જતા તેમ તેમ તેનું રડવું ઓછું થતું ગયું. પછી તેને સુવાનો વખત થાય એટલે હું તેને પારણામાં કે પથારીમાં સુવાડતી. તેને તરત ન ઉંઘવું હોય તો તે રમ્યા કરતી, અને જ્યારે ઉંઘ આવે ત્યારે તે ઉંઘી જતી. ઉંઘમાંથી કદાચ તે જાગે તોપણ તે રડતી નહિ, પણ પોતાની મેળે રમ્યા કરતી. મારે તેને ધવરાવવાની જરૂર હોય તો હું તેને લેતી, ધવરાવતી અને પુનઃ સુવાડી દેતી કે તેને છુટી મૂકી દેતી.

" મારે આ પ્રસંગે કોઈપણ પુસ્તકનો આધાર નહોતો, કે હું તેનો આશ્રય લેઇને મારે શું કરવું, તે હું જાણી શકું. મારા વિચારવડે જ મારે શું કરવું, તે ખોળી કાઢવાનું હતું. પણ મને થોડા જ દિવસમાં મારી ધારણા સફળ થએલી જોઈ અધિક આનંદ થયો, અને મને દ્વિગુણ ઉત્સાહ પ્રકટ્યો. હું હવે કંઈપણ આ સંબંધમાં કરી શકીશ, તથા આ માર્ગમાં હું કંઈપણ પ્રયાણ કરી શકીશ, એવી મારી હવે ખાત્રી થઈ. તોપણ મારે જણાવવું જોઇએ, કે હું ગમે તેમ વર્તતી નહિ, પણ કલાકોના કલાકો પ્રસંગે આ સંબંધમાં વિચાર કરીને પછી જ જે આચારમાં મૂકવાનું મને યોગ્ય જણાય તેને આચારમાં મૂકતી. તેમ જ મારા આ એકલા જ બાળકનું હું અવલોકન કરતી નહિ, પણ અનેક બાળકોના વર્તનનું તથા તેમના સ્વભાવનું હું સૂક્ષ્મપણે અવલોકન કરતી. તેમનાં માતાપિતા તેમની સાથે કેવી રીતે વર્તે છે, તેનો વિચાર કરતી, તથા તેમના આ વર્તનથી શો પરિણામ આવે છે તે જોતી, અને આ પ્રમાણે અનેક રીતે અવલોકન કરીને તથા મારી મતિપ્રમાણે બની શકે તેટલો વિચાર કરીને જ મારે મારા બાળકને સુધારવાને શું કરવું, તેનો હું નિર્ણય કરતી. "

## મોટરમાં બેસવાથી થતા લાભઃ—

પૂર્વે જ્યારે મહાકાલમાં આવો જ એક ઉલ્લેખ કરવામાં આવ્યો હતો ત્યારે કોઇ કોઇ મનુષ્યો તેને વાંચીને હસ્યા હતા. મોટરમાંથી જે ધૂણી પાછળના ભાગમાંથી પ્રસંગે નીકળે છે, તેથી હવાની શુદ્ધિ થાય છે, એ વાંચીને તો કોઇ કોઇને અટ્ટહાસ્ય પણ થયું હતું. આવી ખરાબ વાસનાળી ધૂણીથી તે હવા સુધરતી હશે, કે બગડતી હશે, એમ તેમનું આશ્ચર્યપૂર્વક કહેવું થયું હતું. અમુક પ્રકારની વાસ ધૂણીની હોય, તે ઉપરથી તે હવાની શુદ્ધિ નથી કરી શકતી એમ ઠરતું નથી. ફીનાઇલની વાસ કયાં સારી છે, છતાં તે ખરાબ જગોને સ્વચ્છ કરે છે, એમ મનાય છે જ. ફીનાઇલની ગોળીઓની કયાં અત્તર જેવી સુવાસ છે, કે મનુષ્યો તેને પાસે રાખે છે ? પણ તેની ખરાબ વાસ છતાં પણ તેમાં હાનિકારક જંતુઓને મારી નાખવાનો ગુણ છે એ જાણીને મનુષ્યો તેની ખરાબ વાસ છતાં પાસે રાખે છે. તે જ પ્રમાણે મોટરની ધૂણીમાં ખરાબ વાસ હોય તેથી તે હવાને શુદ્ધ નથી કરતી, એમ ઠરી શકતું નથી. અને આવો અભિપ્રાય લેખકે કંઇ પોતાના ઘરનો આપ્યો ન હતો, પણ પાશ્ચાત્ય વિદ્વાન દાકતરો કે વિદ્યાભિજ્ઞાનોના અભિપ્રાયના આધારે આપ્યો હતો. કોઇ વસ્તુમાંથી બની શકે તેટલા લાભ કેમ મેળવવા, તથા તેમાંથી હાનિકારક ભાગ હોય તેને કેમ દૂર કરવો, એ પાશ્ચાત્ય સ્વભાવ છે, જ્યારે ઉપરથી દેખાતી હાનિ જોઇને કે તેમાં કોઇ ખરાબ અંશ હોય તો તે જોઇને તેનો ત્યાગ કરી દેવો એ પૂર્વીય સ્વભાવ છે. આવા સ્વભાવવડે જ પશ્ચિમ નિરંતર આગળ અને આગળ વધતું જાય છે, જ્યારે પૂર્વ પાછળ પડતું જાય છે. કોઇ એક પણ વસ્તુનો સર્વ શાખામાં અને સર્વ દેશમાં ઉપયોગ થાય, તેવી તેને કરવી, એ પાશ્ચાત્ય મનુષ્યોનું એક પ્રશસ્ય લક્ષણ જણાય છે. આ પ્રમાણે કરતાં જ્યાં જ્યાં હાનિ જણાય તે તે ઠેકાણે તે તે હાનિને કેવી રીતે દૂર કરવી, તદર્થ પરિશ્રમ કરવો, એમાં જેવો ઉત્સાહ પાશ્ચમ રાખે છે, તેમાંનો સ્વલ્પ અંશમાં પણ ઉત્સાહ આ દેશમાં જોવામાં આવતો નથી. વિજળીની શોધ થયા પછી, આ પ્રકારના સ્વભાવવાળા મનુષ્યોએ, તેનો ઉપયોગ કારખાનાં ચલાવવામાં, રેલ્વે ચલાવવામાં, દીવા કરવામાં, ખાવાનું કરવામાં, કપડાં પીંવામાં, રોગ મટાડવામાં, અને આ પ્રકારે અનેક શાખામાં આજે કર્યો છે. જ્યાં જ્યાં વિઘ્ન આવ્યું ત્યાં ત્યાં વિચાર તથા પ્રયોગ કરીને તે વિઘ્નને દૂર કર્યું છે, અને તેના પરિણામમાં આજે વિજળીને અનેક રીતે મનુષ્યની સેવા કરતી કરી દીધી છે. આપણે મોટરના જ્યારે કોઇ કોઈ ગેરલાભ જોઇએ છીએ ત્યારે આ મનુષ્યો તે તે દોષોને કેવી રીતે લાભમાં પરિણામ પમાડવા તેનો જ વિચાર કરે છે. આ દોષો કયા ઠેકાણે લાભ કરનાર થઇ પડે તેમ છે તથા તેને કેવી રીતે ગુણમાં પલટી શકાય છે, તેનો વિચાર કરીને આ મનુષ્યો તેને ગુણમાં જ પરિણામ પમાડવાનો પ્રયત્ન કરે છે.

ફ્રાન્સમાં મોટરમાં બેસાડીને અનેક દરદીઓને આજે સાજા કરવામાં આવે છે. મનુષ્યના શરીરમાંથી જ્યારે લોહીના લાલ અણુઓ ઓછા થઇ જાય છે, અને Anaemia રુધિરક્ષીણતા થાય છે ત્યારે ડો. મોનેચરટ કહે છે કે મોટરમાં બેસીને ફરવાથી સારો લાભ થાય છે. ઘણા જ ઓછા સમયમાં આ લાલ અણુઓ વધી જાય છે, એમ આ દાક્તર અનુભવપૂર્વક કહે છે. ડો. હી. જીન્ડે કહે છે, કે મેં મોટરમાં બેસાડીને લાંબા વખતથી બંધકોશથી

પીડાતા દરદીઓને સાજા કર્યા છે. મોટારમાં બેસીને ફરવાનો એક ડોઝ ( dose ) લેવાથી નાડીની ગતીમાં થોડી વૃદ્ધિ થાય છે, ધોરી નસો તંગ થાય છે, શરીરની ઉષ્ણતા વધે છે, નાઇટ્રોજન બહાર નીકળે છે અને ઉંઘ સહજ આવી જાય છે. મોટારમાં બેસીને ફરવાથી હવામાં રહેલું 'ઓઝોન' નામનું તત્ત્વ પણ શરીરમાં અધિક પ્રમાણમાં જાય છે, જેથી પણ લાભ થાય છે.

ડૉ. એલ લીમાઉ કહે છે, કે મોટારમાં બેસીને ફરવાથી રુધિરક્ષીણતા, અજીર્ણ, ક્ષુધિતા, તથા મગજની નિર્બળતા વગેરે દૂર થાય છે. શ્વાસનું જેમને દરદ હોય છે, તે પણ જો થોડે થોડે મોટારમાં ફરવાનો અભ્યાસ પાડે છે તો તેમને પણ લાભ થાય છે. આ વિના શ્વાસજેવા બીજા વ્યાધિવાળા પણ ધીમે ધીમે મોટારમાં બેસીને ફરે છે તો તેમને પણ લાભ થાય છે, પણ તેમણે જાતે તે મોટાર હાંકવી જોઇએ નહિ.

ક્ષયમાં જો દરદીને તાવ નથી આવતો હોતો તથા તે પ્રથમ ભૂમિકામાં જ હોય છે તો મોટારથી લાભ થાય છે. મૂત્રાશયના દરદવાળા મનુષ્યને પણ આ નિયમ લાગુ પડે છે. નેત્રના દરદવાળાને પણ મોટારથી લાભ થાય છે, પણ તેમણે જાતે તે હાંકવી જોઇએ નહિ.

આ પ્રમાણે અનેક દાકતરો મોટારથી કયા દરદમાં કેવો લાભ થાય છે, તે જાણવાનો પ્રયત્ન કરવા મચી પડ્યા છે. અત્યારસુધીમાં સર્વનો એક સામાન્ય અનુભવ થયો છે, કે દરદીએ અત્યંત વેગથી મોટાર ચલાવવી નહિ, પણ સામાન્ય વેગથી જ ચલાવવી.

---

## માંસાહાર તથા વનસ્પતિઆહાર.

થોડા વખતઉપર અમેરિકામાં બે મનુષ્યો કે જેમાંનો એક માંસાહારી તથા બીજો વનસ્પત્યાહારી હતો, તેમણે કોણ વધારે ચાલી શકે છે તેની સરત કરી હતી. આ બે મનુષ્યો બોસ્ટનથી ચાલતા નીકળીને લોસ એન્જેલીસ ગયા હતા. જ્યારે તેઓ લોસ એન્જેલીસમાં પહોંચ્યા ત્યારે જે મનુષ્ય વનસ્પત્યાહારી હતો તેના શરીરમાં ૮ શેર વજન વધ્યું હતું જ્યારે માંસાહારીનું માત્ર ત્રણ શેર જ વધ્યું હતું. તેમની મુસાફરીમાં તેઓ કદી ઘરમાં સુતા નહતા, પણ ખુલ્લામાં જ સુઇ રહેતા હતા. તેમની મુસાફરીના એક બે દિવસ પૂર્વે તેઓ સાન બર્નોરડીનોના પર્વતોમાં ૬૦ કલાક ગુમ થઇ ગયા હતા. ૨૪ કલાક ખાવાનું ન મળતાં માંસાહારી ભાઈ તદન હારી ગયા હતા જ્યારે બીજો સશક્ત જણાતો હતો. આ ઉપરથી કોઈ કોઈ વિદ્વાનો એ નિશ્ચય કરે છે કે વનસ્પતિઆહાર એ આરોગ્યપ્રદ આહાર છે તથા શારીરિક બળને માંસાહારકરતાં પ્રમાણમાં વધારનાર છે.






पुस्तक १०    संवत् १९६८ माघ कृष्णपक्ष १४    अंक ४

॥ ॐ श्रीँ ॥

# सद्गुणपुष्पनी उत्तमता अने तेने धारण करनार वृत्तिनां वचन.

પદ. ( બગીયા બસાઇ રે, એ લય. )

માલન હું આઇ રે, મેંય ફુલ બેચન કારન,
બિછાઇ છાબ મેંય, ક્યા ખુશબો છવાઇ રે;    મેંય
તાપહરન, મદસરન, પરિમલઝરન, સજ્જન ! હય ફુલ,
દુઃખદહન, સુખકરન, ફુલનકા, ક્યા કહેના જી મૂલ રે હાં—
મેરે ફુલ સુંઘે તો જાવે, જનનમરણકા શૂલ,
સબ દેવી સંપત્તિયોં હે, મેરે ફુલપેં ઝૂલ રે, હાં;—
મેરે ફુલકા ઔર નિશા હે, જો લા સકત ન ચંડૂલ,
સુંઘતે અજ્ઞાન દબત—જાતી,—વિવેકવૃત્તિ ખુલ રે હાં;—
પલટ જાત સુંઘતે હિ એક કલિ, સબ વૃત્તિ પ્રતિકૂલ,
દુજી કલિ સુંઘત તો કબહુ, રહે ના, મન વ્યાકુલ રે હાં;—
ત્રિવિધ ભાતિ કે ફુલ હય મેરા, જાઇ ચંબેલી બકુલ,
બર્ણન કરૂં કયસે ગુન ઉનકા, સબસેં અતિ અમૂલ રે હાં;—

દયા, ક્ષમા, સંતોષ, સત્ય, શીલ, આર્જવ આદિક ગુલ,
એક દફે સુંઘે પુરન તો, હોવે જીવન વસુલ રે હાં;—
મિલત નહિ યહ ફુલ ચાહ્ય ઢુંઢો, જાકે ગોકુલ,
સૂક્ષ્મ દેશમેં આઈ નિહારો, છાંડી કે સબ સ્થૂલ રે હાં;—
મેરે ફુલકી જાને મઝા સો, રહેવે ઈસમેં મશગુલ,
મેરા ફુલકું આ કર સુંઘત, કોઇ સજ્જન બુલબુલ રે હાં;—



# निराश शामाटे थाओ छो ?

કોઇ આરોગ્યને ઇચ્છે છે, કોઇ દ્રવ્યને ઇચ્છે છે, કોઇ સ્વતંત્રતાને ઇચ્છે છે, કોઇ વિવિધ પ્રકારનાં દુઃખોને અને વિવિધ પ્રકારની વિપત્તિને દૂર કરવા ઇચ્છે છે, પણ તેમની ઇચ્છાપ્રમાણે થએલું ન જોઇ તે નિરાશ થઇ જાય છે, નિરુત્સાહ બની રહે છે, હાથ પગ ઢીલા કરી મસ્તકે હાથ મૂકી બેસી જાય છે, હારી જાય છે, નેત્રમાં પરાજય થવાથી અશ્રુ આવી જાય છે, અને પોતાના અસામર્થ્યનો અનુભવ કરતાં દીન બની રહે છે.

પણ પ્રિયભાઇ ! આ પ્રમાણે હારી જઇને દીન બની જવાની તમારે લેશ પણ અગત્ય નથી. તમે આ ક્ષણે તમને પોતાને તમે જેવા દીન અને અસમર્થ ધારો છો, તેવા દીન અને અસમર્થ નથી જ. આ તમારું ઉપર ઉપરનું જ સ્વરૂપ છે. તમારું વાસ્તવ સ્વરૂપ ભારેલા અગ્નિની પેઠે ગુપ્ત રહેલું છે. તમારા વાસ્તવ સ્વરૂપસામર્થ્યરૂપ અગ્નિનો ચમકારો તમે જોયો નથી, કે અનુભવ્યો નથી તેથી જ તમે આમ દીનસરખા થઇ રહ્યા છો. આ સ્વરૂપાગ્નિની સહજ પણ ઝાંખી થતાં તમે, હનુમાન જન્મ થતાં જેમ સૂર્યને ફળ ધારીને લેવાને કૂદ્યા હતા તેમ એકદમ અત્યંત બળસાથે કૂદો તેમ છે, અને ધારેલો અર્થ સિદ્ધ કરો તેમ છે.

તમે શામાટે નિરાશ થાઓ છો ? તમે તમારી આજુબાજુના પરિવર્તનથી નિરાશ થતા હો, તમારા સંજોગોથી તમે નિરાશ થતા હો, તમને કોઇ સહાય્ય કરનાર નથી તેથી તમે નિરાશ થતા હો, તમને અવિજય મળ્યો હોય તેથી નિરાશ થતા હો, તો આ સર્વને જોવાનું તમે પરિત્યજો, અને માત્ર તમારા આત્મસ્વરૂપને જ જુઓ. આ આત્મસ્વરૂપમાં જે જોઇએ તે રહેલું છે. તમારે સારૂં પરિવર્તન જોઇએ તો તે તેમાં છે, તમારે ઉત્તમ સહાય્ય જોઇએ તો તે તેમાં છે, વિજય અપાવનાર જે જે સામગ્રી તમારે જોઇએ તે સર્વ તેમાં છે. બાહ્ય દૃષ્ટિને બંધ કરો અને અંતર્દૃષ્ટિ કરો. અંતર્દૃષ્ટિ કરતાં, તમારા સ્વરૂપપ્રતિ દૃષ્ટિ માંડતાં તમને પોતાને તમે કોઇ નૂતન રૂપમાં જ જોશો. તમને તમારૂં સ્વરૂપ જોઇને હસવું આવ્યાવિના નહિ રહે, કે અહો ! આ શો બાલકજેવો સ્વભાવ તમે પ્રકટાવ્યો ! ક્યાં તમારૂં વાસ્તવ સામર્થ્ય અને ક્યાં તમારૂં પૂર્વનું માનવું !

ઉઠો, નિરાશા, નિરુત્સાહ આદિ સર્વને તિલાંજલિ આપો. નિરાશ થઇ જવાની, નિરુત્સાહ સેવવાની, દીન થવાની, માથે હાથ મૂકીને બેસવાની અને એવાં એવાં કાપુરુષને શોભે તેવાં ચિહ્નનો ધારણ કરવાની તમારે લેશ પણ અગત્ય નથી.

દુઃખ, વિપત્તિ, દીનતા આદિવડે તમે છુંદાઇ જવાને પાત્ર નથી, પણ શ્રીકૃષ્ણે જેમ કાલીનાગના માથાઉપર નૃત્ય કર્યું હતું તેમ આ સર્પના માથાઉપર નૃત્ય કરવાને તમે સમર્થ છે. તમે તમારા સ્વરૂપસામર્થ્યને પ્રકટ કર્યું નથી, ત્યાંસુધી જ આ સર્પ તમારા ઉપર સત્તા ભોગવે છે. વાદળાં ગમેતેટલાં ચડીને આવ્યાં હોય, પણ સૂર્ય ભગવાન્ જ્યાં પોતાના પ્રખર પ્રકાશને પ્રેરવા માંડે છે, કે તે સત્વર વિલાઇ જાય છે. તેમ તમારા સ્વરૂપસામર્થ્ય-રૂપી પ્રકાશનાં કિરણોને જ્યાં પ્રેરવા માંડશો ત્યાં દુઃખ, વિપત્તિ આદિ વાદળાં સહજ વિખરાઇ જશે. તમે સૂર્ય છતાં વાદળાંના આવરણવડે શામાટે ઢંકાઇ રહો છો, અને શામાટે વાદળાંની સત્તાને તમારા કરતાં અધિક માનો છો ? તમારીસત્તા આગળ આ વાદળાં કંઈ જ નથી. તમે તમારા સામર્થ્યને પ્રકટ નથી કર્યું, એટલો જ માત્ર આ વાદળાંને વિલાવામાં વિલંબ છે. તો આ પ્રમાણે સ્વેચ્છાથી વિલંબ કરી વ્યર્થ પરતંત્રતાને વશ રહો નહિ, પણ આત્મસ્વરૂપના ઝળકારાવડે આ જગતને પ્રકાશમાન કરતા સ્વતંત્ર બનો.

તમારા અંતરમાંથી દુઃખને ટાળવાની, વિપત્તિને દૂર કરવાની અને તમારે જે જોઇએ તે મેળવવાની ઇચ્છા ઉઠે છે, એ જ સિદ્ધ કરે છે, કે તમારો તેને માટે અધિકાર છે, તથા તે તમને મળવી જ જોઇએ. તમે અવલોકન કરીને જોશો તો જણાશે, કે તમારા અંતઃકરણમાં જે ઇચ્છાઓ ઉઠે છે તે ઇચ્છાઓ બીજાના અંતઃકરણમાં નથી પણ ઉઠતી અથવા તો એક પશુ કે પક્ષીના અંતઃકરણમાં જે ઇચ્છા ઉઠે છે, તે તમારા અંતઃકરણમાં નથી પણ ઉઠતી. તેથી એ સહજ સિદ્ધ થાય છે, કે જે ઇચ્છા તમારા અંતરમાં ઉઠે છે, તે સિદ્ધ કરવાનો અધિકાર છે જ.

તમને એમ લાગે છે, કે તમે પ્રયત્ન કરશો તો તમારી ઇચ્છા સિદ્ધ થશે ? જો તેમ લાગતું હોય તો પ્રયત્નના પંથે પળવા માંડો. એક કલાક કે બે કલાક પ્રયત્ન કરો નહિ, પણ અખંડ પ્રયત્ન કરો. પ્રયત્ન કરો તે પણ સામાન્ય પ્રયત્ન કરો નહિ, પણ ભગીરથ પ્રયત્ન કરો. અર્થ સધાય કે દેહ પડે, એ સંનિશ્ચયને ધારણ કરો. પ્રયત્નવડે ફળને પ્રત્યક્ષ કરો ત્યારે જ પ્રયત્નથી નિવૃત્ત થાઓ. પ્રયત્ન કરતાં શ્રમ ન જુઓ, દિવસ કે રાત્રિ ન જુઓ, અને કંઇ પણ ન જુઓ, પણ કેવલ પ્રયત્નને જ જુઓ. અને આવા ઉગ્ર પ્રયત્નવડે તમે ઈપ્સિતાર્થને સિદ્ધ કર્યાવિના નહિ જ રહો.

શું તમને એમ લાગે છે, કે ઇશ્વરની સ્તુતિ તમે કરશો તો તમારા ઈપ્સિતાર્થ સિદ્ધ થશે ? તેમ હોય તો ઇશ્વિરસ્તવન કરો. ઇશ્વિરસ્તવન સાંજ સવાર પા પા કલાક કરો નહિ, પણ સવાર, બપોર, સાંજ, મધ્યરાત્રિ અને સર્વ સમયમાં કરો. અંતઃકરણના સાચા ભાવથી ઈશ્વરને સ્તવો. નેત્રમાં અશ્રુસાથે ઇશ્વરને સ્તવો. તમારી સ્તુતિનો ભાવ તમારા રોમેરોમમાં જાગ્રત્ કરો અને આખા શરીરવડે ઇશ્વરને સ્તવો. સાચા પ્રેમથી ઈશ્વરની સ્તુતિ કરો. ગદ્ગદ્ કંઠે ઇશ્વરની સ્તુતિ કરો. કલાકોના કલાકો ઇશ્વરને પ્રાર્થો. ઈશ્વરસ્તવનમાં ખાવાનું ભૂલો, પીવાનું ભૂલો, ઉંઘવાનું ભૂલો અને એક ઇશ્વિરસ્તવનવિના સર્વ ભૂલો, અને જુઓ તમારો સ્વર ઈશ્વર સાંભળે છે કે નહિ. સાંભળશે જ, તરત જ સાંભળશે, અને તમારા અર્થ સાધશે.

શું તમને એમ લાગે છે, કે તમે ઇશ્વિરનું ધ્યાન કરશો, કે ઇશ્વરના જપ કરશો તો તમારા અર્થ સિદ્ધ થશે ? તેમ હોય તો ઇશ્વરના જપ કરવા માંડો. એક કલાક કે બે કલાક જપ કરો નહિ, પણ સવારે, બપોરે, સાંજે અને રાત્રે એમ સર્વ સમયમાં ઇશ્વરના જપ

કરો. ઉંઘમાં પણ તમારો જપ ચાલે, એવી તીવ્ર લાગણીપૂર્વક જપ કરો. જપમાં જ તમારી વૃત્તિને લીન કરો, જપની જ લગની લગાવો. ખાતાં, પીતાં, હરતાં, ફરતાં, બેસતાં, ઉઠતાં અને આ પ્રમાણે સર્વ સમયમાં અને સર્વ ક્રિયામાં જપને જ કરો. તૈલધારાવત્ જપના પ્રવાહને ચલાવો. તમારૂં મન, બુદ્ધિઆદિ સર્વને જપમય કરો. જપના જ પ્રવાહમાં આ સર્વ કરણોને વહેતાં કરો. અને આ પ્રકારના જપના પરિણામમાં તમારી ઇચ્છા સિદ્ધ થએલી તમે જોશો જ.

ઈશ્વરનું ધ્યાન કરવા તમે ઇચ્છતા હો અને તે દ્વારા તમારા મનોરથ તમે પૂર્ણ કરવા ઇચ્છતા હો, તો તેમ કરો. ધ્યાનમાં કલાકોના કલાકો ગાળો. ખાવાનું ભૂલી જાઓ, પીવાનું ભૂલી જાઓ અને ધ્યાનઆગળ સર્વસ્વ ભૂલો. ધ્રુવે જેમ અચલ ધ્યાન કર્યું હતું તેમ તમે પણ અચલ ધ્યાનને સેવો, અને ધ્યેયનો સાક્ષાત્ કરો ત્યારે જ ધ્યાનથી નિવૃત્ત થાઓ. યથાર્થ ધ્યાન થતાં ધ્યેય પ્રત્યક્ષ થાય છે જ, તે નિયમે તમને પણ તે પ્રત્યક્ષ થશે અને તમારા મનોરથ પૂરશે.

આ વિના કોઇપણ માર્ગ તમારા અર્થ સિદ્ધ થવાનો તમને જણાતો હોય તો તે માર્ગને અનુસરો અને તમારા અર્થ સિદ્ધ થયાવિના નહિ જ રહે. નિરાશા, નિરુત્સાહ આદિ સર્વને પરિત્યજો, કારણ કે તે સર્વ નકામાં છે. તમે ઈશ્વરના અંશરૂપ છો અને પરિણામે ઈશ્વરરૂપ, પરમાત્મરૂપ થવાની યોગ્યતાવાળા છો, જેથી આવાં સામાન્ય કાર્યો તમારાથી નહિ સિદ્ધ થાય, એ વાર્તાનો સ્વપ્નમાં પણ સ્વીકાર કરો નહિ; પણ સર્વ સમયમાં સર્વ કાર્યો સિદ્ધ કરવાની યોગ્યતાવાળા જ તમને પોતાને જુઓ. તમે દીન નથી પણ સમર્થમાં સમર્થ છો, તમે નિર્ધન નથી પણ અનર્ગળ સંપત્તિના સ્વામી છો. સ્વલ્પમાં કહીએ તો તમારી મહત્તાને અને તમારા વસ્તવ સ્વરૂપને દર્શાવવાને વાણી અને શબ્દો અસમર્થ જ છે તમારી મહત્તાનું મૂલ્ય જગતમાં કોઇ જ આંકી શકે તેમ નથી, એટલા તમે શ્રેષ્ઠ છો અને એટલા તમે મહાન્ છો. તેથી વ્યર્થ દીન, પરતંત્ર, તથા દુઃખી બનો નહિ, પણ દીનતા, પરતંત્રતા, દુઃખ, વિપત્તિ આદિ સર્વનો જય કરીને તમારા વાસ્તવ પદે શોભો.



**તોફાની દરિયાથી રક્ષણ થઇ શકે તેવી એક શોધઃ—**

જ્યારે દરિયો તોફાની હોય છે ત્યારે તેનાં મોટાં મોટાં મોજાં વહાણ કે આગબોટ સાથે અથડાય છે અને તેને ભાગી નાખે છે. હમણા એક શોધકે એવું શોધી કાઢ્યું છે, કે આવા પ્રસંગે જો દરિયામાં થોડું થોડું તેલ રેડવામાં આવે છે તો તેમાં મોજાંનું બળ તુટી જાય છે. આ તેલ એની મેળે ચકલી ખુલ્લી મૂકતાં પડ્યા કરે એવું (Automatic Wave subduer) યંત્ર પણ બનાવવામાં આવ્યું છે. આ તેલ પણ હલકી જાતનું હોય છે અને તેનું ખરચ એક ગેલને ફકત રૂ. ૧-૨-૦ (દોઢ શીલીંગ) જેટલું જ આવે છે. બળવાન્ મોજાં-માં આ તેલ થોડા પ્રમાણમાં પણ ભળતાં તેનું જોર ઓછું થઇ જાય છે અને તેનાથી પછી વહાણ કે આગબોટને હાનિ થઇ શકતી નથી.

# सुख कोने माटे छे ?

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૧૮૨ થી. )

ઇપ્સિત પદાર્થોને જે પ્રદેશમાં શોધવા જોઇએ તે પ્રદેશમાં મનુષ્યો શોધતા નથી અને તેથી તેમને નિરાશ થવાનો પ્રસંગ આવે છે. આ પ્રદેશ તે કારણપ્રદેશ છે. આ પ્રદેશમાં સર્વ વસ્તુઓ રહેલી છે. આ જગત્ અને સર્વ તેમાંથી જ પ્રકટયું છે. આ પ્રદેશમાં જો મનુષ્ય પોતાને જેની જરૂર છે તેની શોધ કરે છે, તો તેને જે જોઇએ છીએ તે મળે છે જ. આ પ્રદેશપ્રતિ દ્દષ્ટિ વાળનારને કદાપિ નિરાશ થવાનો પ્રસંગ આવતો નથી. મનુષ્યે એ દૃઢ કરીને જાણવું જોઇએ, કે એક કારણપ્રદેશ રહેલો છે, જેમાં સર્વ રહેલું છે. આ પ્રદેશમાંથી પોતાને જે જોઇએ તે ઉપજાવવાને તે સમર્થ છે, એ પણ તેણે દૃઢ કરીને માનવું જોઇએ. આ પ્રમાણે માનનાર કોઈ પણ સંભવ ન જણાતો હોય છતાં, જે જોઇએ તે આ કારણપ્રદેશમાંથી ઉપજાવી શકે છે. બીજકમાં જેમ વૃક્ષ રહેલું છે. તેમ આ કારણપ્રદેશમાં સર્વ રહેલું છે. કારણપ્રદેશ તે વસ્તુમાત્રના બીજકરૂપ છે. આ પ્રદેશમાંથી જે જોઇએ તે ઉપજાવવાનો પ્રત્યેક મનુષ્યનો હક છે. આ પ્રદેશઉપર એકનું સ્વામિત્વ છે, અને અન્યનું નથી, એમ નથી. વળી તેમાં સર્વ એટલા પ્રમાણમાં ભરેલું છે, કે અનંતકાલપર્યંત તેનો ઉપયોગ કરવા છતાં તેમાં ન્યૂનતા થતી નથી. આથી મનુષ્યે કોઈ પણ રીતે નિરાશ થવાનું પ્રયોજન નથી. આ સૂક્ષ્મ કારણપ્રદેશ તે આ સ્થૂલ જગતની પાછળ રહેલો પ્રદેશ છે. આ દૃશ્ય જગત્ તેમાંથી જ પ્રકટયું છે અને તેથી મનુષ્ય જે જોઇએ તે તેમાંથી પોતાને માટે પ્રકટાવી શકે છે. આ કારણપ્રદેશનું અજ્ઞાન એ જ મનુષ્યને નિર્ધન રાખે છે. આ પ્રદેશમાં ઐશ્વર્ય, જ્ઞાન, સંપત્તિ, આરોગ્ય, આયુષ્ આદિ સર્વ રહેલું છે, અને તેનાઉપર પ્રત્યેક મનુષ્યનો હક્ક છે. પોતાને દીન અને અસમર્થ માનનાર મનુષ્યો ! તમારી સંકુચિત દૃષ્ટિને આ કારણપ્રદેશપ્રતિવાળો અને તેને અસંકુચિત કરો. જુઓ, નેત્ર પ્રસારી જુઓ કે તેમાં કેટલા વિપુલ પ્રમાણમાં તમારે જે જોઇએ તે ભરેલું છે. ઉઠો, આનંદ પામો અને ઈશ્વરનો ઉપકાર માનો અને દીનત્વને નિરંતરને માટે દૂર કરો. જે જે જેટલા પ્રમાણમાં જોઇએ તે તે તેટલા પ્રમાણમાં ઇચ્છો, અને તે તમને મળશે જ. એક પાશ્ચાત્ય લેખક લખે છે, કે Ask and ye shall be given–માગો અને તે તમને મળશે જ; Knock and the door will open—દ્વાર ઠોકો અને તે ઉઘડશે જ. તે પ્રમાણે તમારે જે જોઇએ તે આ કારણપ્રદેશમાંથી ઇચ્છો અને તે તમને મળ્યાવિના નહિ જ રહે; આ કારણપ્રદેશનાં દ્વાર ઠોકો અને તે ઉઘડ્યાવિના નહિ જ રહે. અને આ દ્વાર ઉઘડતાં હંમેશને માટે જે જોઇએ તે તમને મળ્યા જ કરશે.' તમે આ દિશા નહિ લેતાં બીજી દિશા લીધી છે, એ જ તમને દીન રાખનાર કારણ છે. પણ હવે જો આ દિશાપ્રતિ વળો છો અને તમારી દીનતા હંમેશને માટે દૂર થઈ રહે છે.

પણ આ કારણપ્રદેશમાં વિપુલતા અથવા પુષ્કળતા રહેલી છે, એટલું જાણવા માત્રથી જ તે પ્રાપ્ત થઇ જતી નથી, એમ વાચકને શંકા થયાવિના નહિ જ રહે. સત્ય છે. આવી શંકા થવી ઉચિત છે. આ કારણપ્રદેશમાં રહેલી વિપુલતા અથવા પુષ્કળતા મેળવવાનો માર્ગ જાણવાની પણ જરૂર છે જ. આ પ્રદેશમાં દ્રવ્યની, સંપત્તિની, ઐશ્વર્યની, આરોગ્યની,

આયુષ્યની, જ્ઞાનની, તથા સર્વની વિપુલતા અનંત પ્રમાણમાં રહેલી છે. અને આ વિપુલતાને પ્રાપ્ત થવાનો માર્ગ જો મનુષ્ય જાણે છે તો તેનો ઉણભાવ હંમેશને માટે દૂર થઇ રહે છે.

આ પ્રદેશગત વિપુલતાને અનુભવવાનો કે તેને પ્રાપ્ત કરવાનો પ્રથમ ઉપાય **પ્રસન્નતા**, અખંડ પ્રસન્નતા છે. અખંડ પ્રસન્નતા સેવનારને આ વિપુલતાનો અનુભવ થાય છે અથવા તો તે તેને પ્રાપ્ત થાય છે. પણ અત્ર એ શંકા સ્વાભાવિક રીતે જ થશે, કે આવી અખંડ પ્રસન્નતા શી રીતે રાખવી ? અનેક પ્રતિકૂલતાના પ્રસંગો, શોકના, ગ્લાનિના, ભયના, અને ચિંતા આદિના પ્રસંગો પ્રાપ્ત થતાં હોય અને તેવે પ્રસંગે પ્રસન્નતા શી રીતે રહી શકે ? શરીરમાં વિવિધ વ્યાધિ વિદ્યમાન હોય તો પ્રસન્નતા કેવી રીતે રહી શકે ? વિપત્તિઉપર વિપત્તિ આવતી હોય તો પ્રસન્નતા શી રીતે રહી શકે ? અને આ જ પ્રમાણે અનેક પ્રતિકૂલ પ્રસંગો કે જે પ્રસન્નતાને દૂર કરનાર હોય તે સર્વ પ્રસંગોમાં પ્રસન્નતા કેવી રીતે રહી શકે ? પ્રસન્નતાનો બોધ કરવો સહેલો છે, પણ તેનું પાલન કરવું કઠિન છે.

સત્ય છે, આ પ્રમાણે શંકા કરનારનું કહેવું પણ યોગ્ય છે. પ્રસન્નતા રાખવી અને તે પણ અખંડ પ્રસન્નતા રાખવી, એ સરળ નથી જ. ઘણા મનુષ્યો પ્રસન્ન રહેજો, પ્રસન્નતા રાખશો, વગેરે લખે છે, તથા કહે છે, પણ તે પ્રમાણે વર્તવું સહજ નથી. પ્રસન્નતા રહેવાને માટે, અખંડ પ્રસન્ન રહેવાને માટે વિશેષ જાણવાની જરૂર છે તથા તે જાણેલાને આગ્રહપૂર્વક આચારમાં ઉતારવાની જરૂર છે. પ્રસન્ન રહેવાને માટે, અખંડ પ્રસન્ન રહેવાને માટે શું જાણવાની જરૂર છે, તે અત્ર આપણે સ્પષ્ટ કરીશું, કે જેથી અખંડ પ્રસન્ન રહેવા ઇચ્છનારને તેનો માર્ગ અધિક સરળ થઇ શકે.

પ્રસન્ન રહેવાનો, અખંડ પ્રસન્ન રહેવાનો એક જ માર્ગ છે, અને તે માર્ગ તત્ત્વવિચારનો છે. આ માર્ગમાં મનુષ્યો વળેલા નથી હોતા તો તે અખંડ પ્રસન્નતાને રાખી શકતા નથી. આ તત્ત્વવિચારમાં આપણી મતિ સ્થિર નથી થયેલી હોતી તો અખંડ પ્રસન્નતાને ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં પણ આપણે રાખી શકતા નથી. ઘણા મનુષ્યો બીજાને પ્રસન્ન રહેવાનો બોધ કરે છે, પણ તે જાતે જ નીરંતર પ્રસન્ન રહી શકતા નથી તો અન્ય મનુષ્યો તેમના બોધવડે અખંડ પ્રસન્ન રહી શકે તેમ બનવું દુર્લભ જ છે. પોપટની પેઠે આ મનુષ્યો માત્ર મોઢેથી જ બોલી જાય છે, કે પ્રસન્ન રહેવું, પણ તે પ્રમાણે પ્રસન્ન રહેવાને માટે કેટલા સદ્વિચારની કે તત્ત્વવિચારની જરૂર છે, તેની તેમને ખબર હોતી નથી. અખંડ પ્રસન્ન રહેવાને પ્રયત્ન કરનારને કયાં કયાં વિઘ્ન આવે છે તથા તે કેવી રીતે તત્ત્વવિચારવડે દૂર કરી શકાય છે, એ આપણે સ્વલ્પમાં જણાવીશું, કે જેથી આ દિશામાં પ્રયાણ કરનારનો માર્ગ અધિક સરળ થઇ રહે. એક મનુષ્ય અખંડ પ્રસન્ન રહેવાનો નિશ્ચય કરે છે. અલ્પસમયમાં તેના ઘરમાં ઘરના કોઇ મનુષ્યવડે કોઇ વસ્તુ ભાગીતુટી જાય છે. તેને આ જોતાં તરત જ વૃત્તિમાં ખેદ ઉપજે છે, અને તેનો પ્રસન્ન રહેવાનો નિશ્ચય બાજુએ રહી જાય છે. આ પ્રસંગે આ મનુષ્ય જો એવો વિચાર કરે છે, કે તેથી તેના સ્વરૂપમાં કોઇ વાસ્તવ હાનિ થઇ નથી, તેનું પોતાનું સ્વરૂપ તો અવિકારી છે, અને આ વિચારને પોષીને તે તેમાં સ્થિર થાય છે, તો પેલી વસ્તુ ભાગવાથી જે ખેદ તેને થવો જોઇએ તે થતો નથી, અને તેની પ્રસન્નતા બની રહે છે. પોતાની કોઇ વસ્તુ ચોરાય જાય છે અને તેને પ્રસંગે પણ સ્વરૂપમાંથી [illegible]

વસ્તુતઃ લાભ હાનિ નથી, એ વિચારને તે કાયમ રાખે છે તો તેનાથી જે ક્લેશ વગેરે ભાવ વૃત્તિમાં ઉપજતા જોઇએ તે ઉપજતા નથી અને પ્રસન્નતા જળવાઇ રહે છે. કોઇ પ્રસંગે કોઇ મનુષ્ય કોઇના પૈસા ચાલી બેસે છે, તેવે પ્રસંગે પ્રસન્ન રહેવાને જેણે નિશ્ચય કર્યો હોય છે તે નિશ્ચય ટકી શકતો નથી, અને સહજ ખેદ થઇ આવે છે. પ્રમાણિકપણે શ્રમથી મેળવેલો પૈસો અન્ય મનુષ્ય જ્યારે અન્યાયથી લઇ લે છે, તેવે પ્રસંગે વૃત્તિમાં ખેદ, શોકાદિનું ભાન થાય છે જ. છતાં જો આવા પ્રસંગે પણ આ મનુષ્ય તત્ત્વવિચારવડે પોતાના સ્વરૂપમાં કંઇ જ હાનિ થઇ નથી, તેની સ્વરૂપસંપત્તિમાંથી કંઇજ કોઇ લેઇ શકે તેમ નથી, એ વગેરે સદ્-વિચારવડે મનને સમાધાનમાં સ્થાપે છે તો તેની પ્રસન્નતાનો નાશ થવાનો પ્રસંગ આવતો નથી. આ પ્રમાણે પ્રસન્ન રહેવાને પ્રયત્ન કરનાર આરંભમાં સર્વ સમયમાં પોતાની પ્રસન્નતાને જો કે રાખી શકતો નથી, તોપણ અભ્યાસવડે તે કાળે કરીને અખંડ પ્રસન્નતાને રાખી શકવાને સમર્થ થઇ રહે છે.

કોઇ મનુષ્ય કદાચ દ્રવ્યાદિની હાનિના પ્રસંગે પ્રસન્તાને રાખી શકે છે, પણ તે જ્યારે માંદા પડે છે ત્યારે પ્રસન્નતાને રાખી શકતા નથી. તેમનો વ્યાધિ તેમના ચિત્તમાં અત્યંત વિક્ષેપ ઉપજાવી મૂકે છે અને આ પ્રસંગે તે પ્રસન્નતાને ધારણ કરી શકવાને અસમર્થ થઇ રહે છે. તોપણ આ પ્રસંગે પણ જો આ મનુષ્યો તત્ત્વવિચારનો આશ્રય લે છે તો તે પ્રસન્નતાને પ્રકટાવવાને સમર્થ થઇ રહે છે. પોતાનું આત્મસ્વરૂપ કેવળ નિરામય છે, તેમાં વ્યાધિનો અવકાશ નથી, એ વગેરે સદ્વિચારવડે જો આ મનુષ્ય વ્યાધિપ્રતિ દૃષ્ટિ ન માંડતાં આત્મતત્ત્વપ્રતિ જ દૃષ્ટિને સ્થાપવાને પ્રયત્ન કરે છે અને તે દ્વારા વૃત્તિમાં પ્રસન્નતા પ્રકટાવવા ઇચ્છે છે તો તે પ્રસન્નતાને ઉપજાવી શકે છે.

કહેવાનું તાત્પર્ય, કે મનુષ્યો પ્રસન્ન રહેવું, પ્રસન્ન રહેજો, વગેરે બોલે છે તથા કહે છે છે, પણ ઉપર જણાવી ગયા તે પ્રમાણે જો તત્ત્વવિચાર કે સદ્વિચારને તે ધારણ કરતા નથીતો તેમની પ્રસન્નતા રહી શકતી નથી. પ્રસન્ન રહેવામાં, અખંડ પ્રસન્ન રહેવામાં સામાન્ય સદ્-વિચારની જરૂર પડે છે એમ નથી, તથા સામાન્ય આંતરબળની જરૂર પડે છે, એમ નથી. જો કોઇ પણ પ્રકારના સદ્વિચારવિના કે કોઇપણ પ્રકારના આંતરબળવિના અખંડ પ્રસન્ન રહી શકાતું હોય, તો જગતનું કોઇ પણ મનુષ્ય તે પ્રમાણે રહી શકે; પણ જગતનું અવલોકન કરતાં જણાય છે, કે કોઇ વિરલ મનુષ્ય જ અખંડ પ્રસન્નતાને રાખી શકે છે. એ જ દર્શાવે છે, કે નિરંતર પ્રસન્નતાને રહી રહેવામાં સદ્વિચારની કે તત્ત્વવિચારની તથા આંતરબળની જરૂર રહેલી છે.

પ્રત્યેક મનુષ્યની વૃત્તિનું સ્વરૂપ જુદા પ્રકારનું હોય છે, તેમ જ પ્રત્યેક મનુષ્યના સંજોગો તથા પરિવર્તનાદિમાં પણ ભેદ હોય છે, તેથી અમુક મનુષ્યે અમુક રીતે પ્રસન્નતાને ધારણ કરી રાખવાને માટે પ્રયત્ન કરવો એમ આપણે સ્પષ્ટ કરી શકીએ તેમ નથી. પરંતુ ઉપર જણાવી ગયા તે પ્રમાણે કોઇ એક સામાન્ય માર્ગનું આપણે સ્વરૂપમાં નિર્દેશન કરાવી શકીએ તેમ છે. અને તેથી બુદ્ધિમાને તે ઉપરથી પોતાનો માર્ગ શોધી લેવાની જરૂર છે. પોતે અખંડ પ્રસન્ન રહેવાને માટે શું કરવું, એ વિચાર પ્રત્યેક વ્યક્તિએ પોતાની મેળે જ

જ્યારે ત્યારે પણ મનુષ્યે પોતાની ઉન્નતિનો માર્ગ પોતે જાતે જ ખોળી કાઢવાની જરૂર છે. જ્યાંસુધી મનુષ્ય આ પ્રમાણે પોતાની ઉન્નતિનો માર્ગ પોતે જ નિશ્ચય નથી કરતો ત્યાંસુધી તેની વાસ્તવ ઉન્નતિ થતી નથી. મનુષ્યની ઉન્નતિનો રથ ત્યારે જ યથાર્થ વેગથી ચાલે છે, કે જ્યારે તે તેનો માર્ગ નિર્ણય કરીને તે માર્ગે વહેવા માંડે છે. બીજાનાં ઉપર જ્યાંસુધી તે આધાર રાખી રહે છે, ત્યાંસુધી તેનો ઉન્નતિરથ અત્યંત મંદવેગથી ગતિ કરે છે, અથવા તો તે જ્યાં હોય છે ત્યાં જ સ્થિતિ કરી રહે છે.

પ્રસન્ન રહેવાના, અખંડ પ્રસન્ન રહેવાના લાભ એટલા બધા છે, કે જેનું અનુમાન આપણે ભાગ્યે જ કરી શકીએ છીએ. જે મનુષ્ય અખંડ પ્રસન્ન રહેવાને પ્રયત્ન કરે છે, તે જ સમજી શકે છે, કે તેના કેવા અપૂર્વ લાભો છે. ઉન્નતિના આ જગતમાં જેમ અનેક માર્ગો છે, તેમાંનો અખંડ પ્રસન્ન રહેવું, એ પણ એક ઉત્તમ માર્ગ છે. અખંડ પ્રસન્ન રહેવાનો પ્રયત્ન કરનાર પોતાની ઉન્નતિ અત્યંત વેગથી કરી શકે છે. જેમ જેમ મનુષ્ય પ્રસન્ન રહેવાનો પ્રયત્ન કરતો જાય છે તેમ તેમ તેની પ્રસન્નતાનું પ્રમાણ વધતું જાય છે. અને તેમ તેમ તેના અંતઃકરણની સ્થિતિ ઉચ્ચ ઉચ્ચ થતી જાય છે. તે જેમ જેમ પોતાની પ્રસન્નતા વધારતો જાય છે તેમ તેમ તે મનુષ્યના આનંદને, દેવના આનંદને, ઈશના આનંદને અને એવા એવા ઉચ્ચ ઉચ્ચ આનંદને તે અનુભવતો જાય છે. ઉચ્ચ ઉચ્ચ આનંદને અનુભવવો એનો અર્થ એ, કે તે ઉચ્ચ ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થવું. અંતઃકરણ એક દેવની સ્થિતિમાં આવે છે તો જ આપણને દેવનો આનંદ મળી શકે છે. અને આ પ્રમાણે હોવાથી પ્રસન્નતાને અખંડ સેવનાર મનુષ્ય, દેવ, ઈશ, આદિના આનંદને પ્રાપ્ત થાય છે તથા પરિણામે બ્રહ્માનંદને પ્રાપ્ત થઈ રહે છે. બ્રહ્માનંદને પ્રાપ્ત થવું, એનો અર્થ એ, કે બ્રહ્મીભૂત થવું. જેમ જેમ મનુષ્ય પોતાની પ્રસન્નતા વધારતો જાય છે તેમ તેમ તે પોતાનો અધિકાર વધારતો જાય છે. તેથી અખંડ પ્રસન્નતા સેવવી, એ એક ઉન્નતિનો સર્વોત્તમ માર્ગ છે.

જેમ જેમ મનુષ્ય પ્રસન્નતામાં વૃદ્ધિ કરતો જાય છે તેમ તેમ, તેના અધિકારમાં વૃદ્ધિ થતી જાય છે, અને તેની બાહ્ય સ્થિતિ પણ બદલાતી જાય છે. તે રોગી હોય છે તો નીરોગ થાય છે, નિર્ધન હોય છે તો શ્રીમાન્ થાય છે, દીન હોય છે તો ઐશ્વર્યસંપન્ન થાય છે, અને મૂર્ખ હોય છે તો જ્ઞાની થાય છે. આ પ્રમાણે હોવાથી અખંડ પ્રસન્નતા સેવનારને જે જોઇએ તે સુખ, આરોગ્ય, સર્વ સુખો સહજ પ્રાપ્ત થાય છે. આરોગ્ય, ઐશ્વર્ય, સંપત્તિ, જ્ઞાન આદિ અખંડ પ્રસન્ન રહેનારને કેવી રીતે પ્રાપ્ત થાય છે તેનો આપણે હવે વિચાર કરીશું, જેથી તે તે પદાર્થો ઇચ્છનારને પણ પ્રસન્ન રહેવાનો દ્વિગુણ ઉત્સાહ પ્રાપ્ત થાય.

( અપૂર્ણ. )

# प्रसंगानुरूपम्.

——આજ ઘણા મહિનાથી પ્રાતઃકાલ ઘણું જ અનિયમિત થયું છે. આવા અનિયમિતપણાને માટે અનેક ગ્રાહકોનાં ઠપકાભરેલાં પત્રો પણ આવ્યાં છે. કોઇ કોઇને અમે ઉત્તર લખીને સ્વલ્પમાં વિલંબ થવાનું કારણ જણાવ્યું છે, પણ ઘણા મનુષ્યોને અમે ઉત્તર લખી શક્યા નથી, જેને માટે તેમની પુનઃ પુનઃ ક્ષમા ઇચ્છીએ છીએ.

——મહાકાલના તંત્રી શ્રીમન્ **માસ્તર સાહેબ**ની પ્રકૃતિ જ્યારથી અધિક અસ્વસ્થ ચાલતી હતી ત્યારથી વિશેષે કરીને પ્રાતઃકાલ અધિક અનિયમિત થયું છે કારણ કે મુખ્ય લેખકોનો કેટલોક સમય તેમની પરિશુશ્રૂષામાં ગયો હતો. ત્યાર પછીથી શ્રીઇષ્ટસંકેતાનુસાર તેમના સ્થૂલ તનુનું તિરોધાન થવાથી અમારા ચિત્તમાં ભારે ક્ષોભ થયો હતો. આ પ્રસંગથી અમારૂં ચિત્ત અત્યંત અવ્યવસ્થિત બન્યું હતું, તથા અમે કિંકર્તવ્યમૂઢ થઇ રહ્યા હતા. અને તેથી પ્રાતઃકાલના ઘણા અંકો ચઢી ગયા છતાં અમે તે પ્રતિ ધ્યાન દઇ શક્યા નહતા. તદુપરાંત તેઓશ્રીનિમિત્તના સંમેલનાદિ કાર્યમાં પણ લેખકોનું રોકાણ થવાથી પણ વિલંબમાં અધિક વૃદ્ધિ થઇ હતી.

——ઘણા સજ્જન ગ્રાહકોએ તો આટલો વિલંબ થવા છતાં પણ કેવલ મૌન સેવ્યું છે તથા ધૈર્યથી જ્યારે અંકો પ્રકટ થાય ત્યારે મોકલવા જણાવ્યું છે. આવા સજ્જન ગ્રાહકોની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. કોઇ કોઇ ગ્રાહકોએ અધીરા થઇ પ્રાતઃકાલને બંધ પણ કર્યું છે તે કે આ પ્રમાણે કરવામાં અમે તેમનો સ્વલ્પ પણ દોષ જોતા નથી, પણ અમે અમારો જ દોષ જોઇએ છીએ. પણ આવો દોષ થવામાં અમે નિરુપાય હતા, એ ઉપર જણાવ્યું છે જ.

——પણ હવે ઇશ્વરકૃપાથી આ સર્વ અવ્યવસ્થા દૂર થવાનો સુયોગ આવ્યો છે. હવે પ્રાતઃકાલના અંકો જેમ બનશે તેમ નિયમિત કાઢવામાં આવશે જ. પાછલા ચઢી ગયેલા અંકોને બે બે અંક સાથે કાઢીને આ વર્ષમાં સત્વર પ્રસિદ્ધ કરવામાં આવશે, અને ત્યાર પછી નવા અંકો નિયમિત રીતે ગ્રાહકોને મળ્યા કરે તેવી વ્યવસ્થા રહેશે જ.

——કોઇ કોઇ મનુષ્યોએ તો મહાકાલના તંત્રીશ્રીના અભાવે હવે સર્વ પડી ભાગશે, હવે આ સંસ્થામાં કંઇ જ રહ્યું નથી, એમ જાણીને પણ મહાકાલ, પ્રાતઃકાલને બંધ કરી દેવાને પત્રો લખી દીધાં છે. પણ આ પ્રમાણે કરવામાં તેમણે ભૂલ જ કરી છે.

——વિદ્વદ્વર્ય, અસાધારણ બુદ્ધિસંપન્ન શ્રીયુત જેઠીસનદાસભાઇ ( કણીઆ ) ના શબ્દોમાં કહીએ તો આજપર્યંત આ વર્ગની ઉન્નતિ 'બાઇસીકલ'ના વેગથી થતી હતી પણ હવે સર્વ રીતે અત્યંત સમર્થ અને આચાર્યપદને ધારણ કરવામાં તથા તેનું સર્વોત્તમ પ્રકારે નિર્વહણ કરવામાં અત્યંત યોગ્ય તથા કુશલ એવા આચાર્યમુકુટમણિ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના તંત્રીપણાનીચે 'મોટરસાઇકલ' ( એક પૈડાની ગાડી ) ના વેગથી થવાની છે. અને આ વાતની ખાત્રી જેઓ શ્રદ્ધાભક્તિથી તેમના પરિચયમાં આવ્યા છે, તેમને સંપૂર્ણ રીતે થઇ છે જ.

——વળી અનેક દૈવીવિદ્યાનિપુણ સ્વરૂપસ્થ શ્રીમન્ માસ્તર સાહેબ તમના પરિચયમાં રહેનાર કોઇ કોઇ યોગ્ય વ્યક્તિઓની અંતઃકરણભૂમિકામાં જે જે અમૂલ્ય બીજકો રોપવાની કૃપા કરી છે તે બીજકો જેમ જેમ વૃદ્ધિને પામતાં જશે તેમ તેમ તે પોતાના પ્રભાવને પ્રકટ કરતાં જશે જ. અને આ બીજકો જ્યારે વૃદ્ધિને પામશે ત્યારે જ ઇતર મનુષ્યો જોઇ શકશે, કે તેઓશ્રીએ જનકલ્યાણાર્થે શું શું કર્યું છે. આ વગેરે અનેક કારણો આ સંસ્થાનો ઉત્તમ પ્રકારે નિર્વાહ થવામાં વિદ્યમાન છે.

——એક બાજુથી જ્યારે કોઇ કોઇ ગ્રાહકો બંધ થતાં જાય છે ત્યારે બીજી બાજુથી ઇષ્ટકૃપાથી નવાં ગ્રાહકો થતાં જાય છે. સુરતમાં સાધકબંધુ શ્રીયુત પ્રભુશંકરભાઇ એકલાએ જ પ્રાતઃકાલનાં લગભગ સો ગ્રાહકો કરવાજેટલો અતિ પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે. બીજા સાધકબંધુઓ કોઇ કોઇ સ્થળે યથાવકાશ પ્રાતઃકાલનાં ગ્રાહક વધારવા પ્રયત્ન કરે છે. તેથી કોઇ એમ ધારતું હોય, કે મારા બંધ થવાથી આખું પ્રાતઃકાલ બંધ થઇ જશે. તો તે માત્ર હાસ્યાસ્પદ જ છે. એવા એક બંધ થતાં બીજા બે નવા ગ્રાહક થતા જોવામાં આવે છે. કોઇ કોઇના બંધ થવાથી જો પ્રાતઃકાલ બંધ થઇ જતું હોત તો આજે તે ક્યારનુંએ બંધ થઇ ગયું હોત, કારણ કે તેવા કોઇ કોઇ સજ્જનો દર વર્ષે બંધ થતા જાય છે. પણ તેની સાથે દરેક વર્ષે બીજા નવાં ગ્રાહકો થતાં રહે છે, જેથી ઉત્તમ પ્રકારે ઇશ્વરકૃપાથી પ્રાતઃકાલનું નિર્વહણ થશે જ.

——પ્રિય વાચક ! આટલું વર્ષ જુઓ, કે પ્રાતઃકાલના અંકો નિયમિત નીકળે છે, કે કેમ તથા તેમાં તમને ઉપયોગી થાય તથા રસ વડે તેવા લેખો આવે છે કે કેમ. તે પ્રમાણે પ્રાતઃકાલ તમને આ વર્ષમાં ઉપયોગી જણાય તથા તમને તેમાં રસ પડે તો ભાવિમાં તેના સંબંધને તમે સેવજો તથા તમારા પરિચયમાં આવનાર સજ્જનોને પણ તેનો સંબંધ સેવવા સચવશો. પરંતુ આ પ્રમાણે કોઇ રીતે પ્રાતઃકાલ તમને ઉપયોગી ન જણાય તો તેનો સંબંધ છોડવાને તમે સ્વતંત્ર છો જ.

——તમારા કોઇ મિત્રને કે પરિચિત જનને પ્રાતઃકાલ તમારે નમુનાતરિકે મોકલવું હોય તો તે પ્રમાણે જણાવતાં તેમને વિનામૂલ્યે અત્રથી અંક મોકલવામાં આવશે.

——વિવિધ પ્રકારની ઉન્નતિઅર્થે તથા વિવિધ પ્રકારનાં સુખઅર્થે જે જાણવાની જરૂર છે તે પ્રાતઃકાલ જણાવે છે અને જણાવશે. પરંતુ આ ઉન્નતિ અને સુખના માર્ગને જાણવામાત્રથી અર્થ સધાતો નથી પણ તે જાણેલાને આચારમાં ઉતારવામાં આવે છે, ત્યારે જ અર્થ સધાય છે, તે નિયમે સુજ્ઞ વાચકવર્ગ ! આ ઉન્નતિના તથા સુખના માર્ગને જાણીને તેને આચારમાં ઉતારશો તથા ઉન્નતિ અને સુખને પ્રાપ્ત કરી ઇતર મનુષ્યોને પણ કૃપાદૃષ્ટિથી અને ઉદાર વૃત્તિથી તેનો લાભ આપશો.



# अर्वाचीन मानस शास्त्रानुसार बालशिक्षण.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ. ૭૦ થી. )

" ઉપર જણાવી ગયાપ્રમાણે હું બીજી માતાઓનું અને બીજાં બાળકોનું નિરિક્ષણ કરતી તો મને જણાતું, કે બાળકો રમતાં હોય ત્યારે પણ તે માતા તેમની કાળજી રાખતી. જો, કે ખરી રીતે આ પ્રમાણે જ્યારે સ્વતંત્ર રીતે બાળકો રમતાં હોય ત્યારે તેમનાપ્રતિ ધ્યાન આપવાની કશી જ અગત્ય નથી, તોપણ ઘણી માતાઓ તેમનાપ્રતિ અકારણ ધ્યાન આપ આપ કરે છે. જેનો પરિણામ એ આવે છે, કે પછી બાળકો વારંવાર પોતાનાપ્રતિ તેમની માતા ધ્યાન આપે એવી અપેક્ષા રાખે છે. આ પ્રમાણે થવાથી માતા ગમે તે કામમાં હોય તોપણ તેણે તે પડતું મુકવું જોઇએ અને બાળકોપ્રતિ ધ્યાન આપવું જોઇએ. આ પ્રમાણે થતાં પછી માતાને ગમે તે કામમાં હોય તોપણ તેને બાજુએ મૂકવું પડે છે અને બાળકોપ્રતિ લક્ષ આપવું પડે છે, અને આવા પ્રસંગે પછી માતા બાળકોનો જ દોષ કાઢે છે, પણ તે ભુલ તેમની જ છે. તેમણે જ બાળકોને આવા સ્વભાવાળાં કરી મૂકયાં છે. તે રમતાં હોય અને સહજ પડે આખડે કે બીજી કંઇ સહજ અવ્યવસ્થા થાય તો તેટલામાં માતાએ તેનાપ્રતિ ધ્યાન આપવાની શી અગત્ય છે? તેણે પોતાની મેળે જ અવ્યવસ્થાને દૂર કરવી જોઇએ. અને માતા જો તેનાપ્રતિ આવા પ્રસંગે ધ્યાન નથી આપતી તો બાળક પડે આખડે કે બીજી કોઇ સહજ પ્રતિકૂલતા આવે તો તેવે પ્રસંગે તેનો નીવેડો પોતાની મેળે જ કરી લે છે. સહજ સહજ બાબતમાં બાળકોપ્રતિ ધ્યાન આપનાર અને સહજ સહજમાં તેમને મદદ કરનાર માતા પોતાના બાળકને પરતંત્ર કરી મૂકે છે એટલું જ નહિ, પણ તેની શક્તિઓને કુંઠિત કરી મૂકે છે. આવાં બાળકો મોટાં થતાં પણ કોઇ મહત્વનું કાર્ય કરી શકતાં નથી. સહજ સહજ બાબતમાં તે બીજાનાં ઉપર આધાર રાખતાં થઇ જાય છે અને તેથી સ્વતંત્રપણે પોતાના કાર્યનો ઉકેલ લાવી શકતાં નથી. પરંતુ માતાઓને ખબર નથી હોતી, કે આટલી ક્ષુદ્ર બાબતથી બાળકોને આવી મોટી હાનિ થતી હશે.

" બીજી માતાઓની આ સ્થિતિ જોઇને મેં મારી પુત્રી પ્રતિ સહજ સહજમાં લક્ષ આપવાનું છોડી દીધું. હું તેનાપ્રતિ વારંવાર ધ્યાન આપું એમ તે ઇચ્છતી, પણ હું કેવલ અલક્ષ કરતી અને તેથી તેને પોતાના પ્રશ્નનું નિરાકરણ પોતાની મેળે જ કરી લેવાની જરૂર પડતી. જે પ્રશ્નનું નિરાકરણ તેનાથી ન થઇ શકે તેમાં જ હું માત્ર તેને મદદ કરતી. તે પડે આખડે કે રડે કરે તોપણ હું તેનાપ્રતિ લેશ પણ ધ્યાન આપતી નહિ. તે મારૂં ધ્યાન પોતાનાપ્રતિ ખેંચવાને ઘણોએ પ્રયત્ન કરતી પણ હું જાણે કંઈ જ જાણતી નથી એમ વર્તતી. પોતાનાપ્રતિ મારૂં ધ્યાન ખેંચાયલું નહિ જોઇને વળી તે મારૂં ધ્યાન ખેંચવાની નવી યુક્તિઓ કાઢતી, છતાં પણ હું તેપ્રતિ કેવલ અલક્ષ કરતી. પરિણામે તે જાણતી કે હું તેનાપ્રતિ ધ્યાન આપું તેમ નથી, અને તેથી તે થાકીને પોતાની અડચણ પોતાની મેળે દૂર કરવાનો પ્રયત્ન કરતી. તેને આ પ્રમાણે કરતી જોતી ત્યારે હું તેને ધન્યવાદ આપવાને માટે તેની પાસે જતી અને થાબડતી. આથી તેના અંતરમાં એવી છાપ પડતી, કે-

તે સ્વતંત્રતાથી અમુક અડચણો દૂર કરી શકે તેમ છે તથા તે પ્રમાણે કરવામાં તેણે ઘણું ઉત્તમ કામ કર્યું છે એમ તેને લાગતું. તેને શાબાશી આપવાથી તેનામાં આત્મશ્રદ્ધા અધિક દૃઢ થતી તથા તેનો આત્મા અસંત પ્રસન્ન થએલો જણાતો.

"તેનાં રમવાનાં સાધનો જેવાં, કે ઢીંગલી, પુતળી કે એવી બીજી કોઈ વસ્તુ ભાગી જતી ત્યારે તેને ઠીક કરવામાં હું તેને પૂરી મદદ કરતી. તેની બાલવિનાની પણ તેને રસ પડતી બાબતોમાં પણ હું પૂરેપૂરો પ્રસંગે ભાગ લેતી અને તેથી તેને ઘણો જ આનંદ થતો.

"બાળકોને તેમના સ્વભાવપ્રમાણે જેમાં આનંદ પડે છે તેની બાબતોમાં માતા કે પિતા ઘણે પ્રસંગે અલક્ષ કરે છે, અને તે જાણે કંઈ જ અગત્યની નથી, એમ ગણી તેની ઉપેક્ષા કરે છે પણ આ તેમની ભૂલ છે. તેમના સ્વભાવપ્રમાણે તેમને જેમાં આનંદ પડે તેની બાબતોમાં પણ માતાપિતાએ રસપૂર્વક ભાગ લેવો જોઇએ. આથી કરીને તેમને અધિક આનંદ થાય છે અને પરસ્પર અધિક પ્રેમ બંધાય છે, તેમ જ તેમને ઉત્તરોત્તર ઉંચા ઉંચા પ્રકારનો આનંદ કેવી રીતે મેળવવો તે તેમને આપણે શીખવી શકીએ છીએ

"બાલકોને સુધારવાં હોય તો તેમની ભૂમિકાઉપર આવીને તેમની સાથે હળી-મળીને તેમને સુધારવાં જોઇએ. આ પ્રમાણે કરવામાં આવે છે તો જ સુધરે છે. તેમને બોધ દીધાથી કે તેમની પ્રવૃત્તિ કેવલ બાલિશ છે, એમ જણાવવાથી કે તેમને તેમ કહેવાથી તે સુધરતાં નથી.

"હવે જ્યારે મારી આ પુત્રી કે જેનું નામ **શાંતા** હતું તે પડી જતી તો રડતી નહિ કે મને બૂમો પાડીને બોલાવતી નહિ, પણ પોતાની મેળે ધૈર્યથી ઉઠીને બેઠી થતી. તે જ્યારે ઉઠે ત્યારે હું તેની પાસે જતી અને તેને શાબાશ કહીને થાબડતી. આથી તેનું સર્વ દુઃખ જતું રહેતું અને પુનઃ તે પ્રસન્નતાને ધારણ કરતી.

"મારા આ વર્તનનું તે પોતાના જીવનમાં અનુકરણ પણ કરતી. તેની ઢીંગલી કોઈ પ્રસંગે પડી જતી તો તેને લેઇને તે થાબડતી તથા તેને બચ્ચી કરતી અને જાણે તેને આશ્વાસન આપતી હોય તેમ કરતી. બાળકોનો સ્વભાવ અનુકરણ કરવામાં વાનરના જેવો હોય છે તથા કોમલતામાં મીણકરતાં પણ નરમ હોય છે, એનો મને આ પુત્રીના સંબંધથી અનુભવ થયો હતો.

"હું તેને જેમ પ્રસંગે મદદ કરતી તેમ તે પણ મને મારા કામમાં પ્રસંગે મદદ કરવાનો તેની શક્તિપ્રમાણે પ્રયત્ન કરતી. હું આથી રાજી થતી અને તેનાં વખાણ કરતી. જો, કે ખરી રીતે તે મને કંઈ જ મદદ કરી શકતી નહતી તોપણ જાણે તેનાથી મને મોટી મદદ મળતી હોય એવો ભાવ હું દર્શાવતી.

"આ ઠેકાણે મારે એટલું જણાવવું જોઇએ, કે ઘણાં માતાપિતા પોતાનાં બાળકોની તદન ઉપેક્ષા કરે છે, અર્થાત્ તેમનાપ્રતિ ધ્યાન આપવું જોઇએ તે આપતાં નથી. મેં જે ઉપર કહ્યું છે તેનો ભાવ એવો નથી, કે કલાકોના કલાકો બાળકોને વિસારી દેવાં. કોઇ કોઇ માતાપિતાને કંઇ બહાર જવું હોય છે ત્યારે તેમને ઘેર સુવાડી મૂકે છે અને તે પણ કલાકોના કલાક તેમને વિસારી મૂકે છે. આ પ્રમાણે કરવાથી તો તેમને ત્રાસ થાય છે તથા તેમની અનેક શક્તિઓ કુંઠિત થઇ જાય છે. આવાં બાળકોનો વિકાસ ઘણો જ ઓછો

અપલક્ષણો તેનામાં જોવામાં આવ્યાં. આ જોઇને હું સ્તબ્ધ થઇ ગઇ. આ અપલક્ષણો દૂર કરવાને માટે મારે વળી નવા વિચાર અને નવી યુકિતઓ શોધી કાઢવાની ફરજ પડી બાળકોમાં પૂર્વ જન્મના કંઇ કંઇ સંસ્કારો રહેલા હોય છે. પરિવર્તન, તથા બીજાં બાળકોનો સંગ વગેરેની પણ તેમને અસર થાય છે, તેથી તેમને સુધારવાં એ સરળ કાર્ય નથી. તોપણ ગમે તેમ થાય તોપણ મેં મારી પુત્રીને સુધારવાનો દઢ નિશ્ચય કર્યો હતો. અને નિશ્ચયનું પાલન કરવાઅર્થે મેં જે જે સદ્‌વિચાર કરવા ઘટે તે કર્યા, જે જે યુકિતઓ શોધી કાઢવી ઘટે તે અંતઃકરણને ડોળી નાંખીને શોધી કાઢી અને તેને સુધારવામાં હું વિજયી થઇ. મારી પુત્રીને સુધારવામાં હું વિજયી થઇ એટલું જ નહિ, પણ જે માર્ગ મેં શોધી કાઢ્યો તે હજારો માતાપિતાને ઉપયોગી થાય તેવો નીવડ્યો અને તેથી મારા શ્રમને હું હું અત્યંત સાર્થક સમજું છું. મારી પુત્રી મોટી થતાં તેનામાં કયાં કયાં અપલક્ષણો મને જણાયાં ગયાં, તેને દૂર કરવાને માટે મેં કેવો માર્ગ લીધો, તથા તેનામાં જે જે સુલક્ષણો જણાતાં ગયાં તેનો અધિક વિકસ કરવાને મેં શું શું કર્યું તે હવે હું જણાવીશ. મારો આ અનુભવ જેમ જેમ તમે સાંભળતા જશો તેમ તેમ તમને તેમાં અધિક રસ પડતો જશે તથા તે તમને અધિક હિતકર તથા ઉપયોગી જણાતો જશે.

(અપૂર્ણ.)



# पुष्कळतानो अनुभव करनार वृत्तिना उद्‌गार.

૫૬ (અહા આ અતુલ શું બળ ઉભરાય, એ લય.)

અહા ! આ પુષ્કળતા શી ભળાય,
અનર્ગલતા જેની ન કળાય;—
દેવી નિરામયતા આ મુજને, અદ્‌ભુત કોઇ જણાય;—
લૌકિક અલૌકિક સંપત્તિનો, મહાનદ આ રેલાય;—
અપૂર્વ સુખશાંતિનો આજે, અનુભવ ઉરમાં થાય;—
જે જોઇએ તે મુજમાં દેખું, ઇચ્છા આપે શમાય;—
નિજ ઘર છોડી, બહિર્ હું ભટકયો, હસી એ જોતાં જવાય;—
'આશ્ચર્યથી હું મુજને ન્યાળું', આશ્ચર્ય મુજ ન કથાય;—
પ્રાપ્ત જ્યાં સઘળું ત્યાં સહુ હાવે, પ્રાપ્તવ્યો છુટી જાય;—
ગુરુઅનુગ્રહથી નિજપદ પામી, તાણી સોડ સુવાય;—

# मनुष्योनी परीक्षा क्यारे अने शेमां थाय छे ?

કેટલાક એવું માને છે કે પશુ, પક્ષી આદિની પરીક્ષા કરવી અત્યંત કઠિન છે. કારણ કે તેમને વાણી નથી. વાણી નહિ હોવાથી એ બોલી શકતાં નથી અને વળી એમના તરફથી ક્રિયા થાય છે તે, તે તે જાતિમાં સમાન જ હોય છે. તેથી એમની પરીક્ષા કરવી કઠિન છે. એના કરતાં મનુષ્યોની પરીક્ષા કરવી સરળ છે. કારણ કે મનુષ્ય એ સામાજિક પ્રાણી છે, એનાથી એકલા રહેવાતું નથી અને તેથી અન્યનો સહવાસ એને પ્રિય છે. સહવાસ થતાં એની વાણી પ્રવૃત્ત થાય છે અને નાનાવિધ ક્રિયા એ કરે છે તેથી એ ઉપરથી મનુષ્યની પરીક્ષા સહેલાઈથી થઈ શકે છે. આ કથન કંઈક અંશે સાચું છે તેમ કંઈક અંશે અસત્ય છે. મનુષ્યોની પરીક્ષા થઈ શકે છે અને થાય છે એ સાચી વાત છે. એને વાણી છે અને એ નાનાવિધ કૃતિઓ કરે છે એ પણ સાચું છે. પણ તે સાથે પશુ આદિના કરતાં એક નવી શક્તિ મનુષ્યમાં રહેલી છે અને તે એ કે અંતરમાં એક છતાં બહારથી નાનારૂપે મનુષ્ય પ્રવૃત્ત થઈ શકે છે. પશુ આદિમાં છેતરવાની શક્તિ નથી અને મનુષ્યમાં એ શક્તિ છે. ઉપરથી ડાહી ડાહી વાતો કરનાર અને અસીમ દયાના સાગરરૂપ પ્રતીત થનાર મનુષ્યો ઘણીવાર અંતરથી ક્રૂર હોઈ શકે છે. પશુ આદિમાં જેવું તે પ્રાણી હોય છે તેવી જ તેની કૃતિ થઈ રહે છે. એનામાં હિંસ્ર સ્વભાવ હોય છે અથવા પ્રકટ થાય છે ત્યારે એ હિંસા કરવા દોડે છે. મનુષ્યમાં તેમ નથી. મનુષ્યમાં નિર્દયતા હોય છતાં બહારથી દયાના હાવભાવ પ્રકટ કરી શકે છે. શું તમે જોતા નથી કે નાટકમાં પુરુષ સ્ત્રીના જેવી કૃતિ કરી બતાવે છે, સાફ અજ્ઞાન મનુષ્ય પણ વિદ્વાનને હંફાવે એવી છટાથી ભાષણ કરી બતાવે છે ? આ શક્તિને લીધે મનુષ્યોની પરીક્ષા કરવી, જેવું ધારવામાં આવે છે તેવું, સહેલું કાર્ય નથી. છતાં સુજ્ઞ મનુષ્યો અન્યની પરીક્ષા કરી શકે છે એ નિર્વિવાદ છે. એ પરીક્ષા શાથી અને ક્યારે થઈ શકે છે !

અમંગલને દૂર કરવા દાન કરે છે, વગેરે. તો જ્યારે આમ વિવિધ આશયવડે દાનરૂપ કૃતિ થાય છે ત્યારે અમુક મનુષ્યે દાન કર્યું એટલું નિર્વિવાદ છતાં, એ કૃતિ ઉપરથી એ મનુષ્ય કેવો છે એ નિર્ણય કેવી રીતે થઇ શકે. સદ્‌ગુણી, દુર્ગુણી, સકામ વૃત્તિવાળો, નિષ્કામ વૃત્તિવાળો, લાલચુ, કપટી, દંભી, પરમ કારુણિક અને દાતા આદિ સર્વ દાન કરી શકે છે. તેથી દાનરૂપ કૃતિ ઉપરથી એ મનુષ્ય કઈ પંક્તિનો છે તે કઈ રીતે નિર્ણય થઇ શકે ! વ્યાયામ કરવારૂપ અન્ય ક્રિયા લઇએ તો ત્યાં રોગી મનુષ્ય એ ક્રિયાને રોગની નિવૃત્તિ માટે સેવે છે, નિરામય પ્રતીત થતો પુરુષ રોગને ન થાય તે માટે વ્યાયામ કરે છે, તાલબાજ અન્યપર જય મેળવવા અને પોતાનામાં શરીરબળ અતિપ્રમાણ છે એ પ્રખ્યાન કરવાના હેતુથી એ ક્રિયા કરે છે, પરમાર્થ સાધક પરમાર્થના અંગરૂપ શરીર છે, માટે શરીરનું આરોગ્ય અપેક્ષિત છે એમ ગણી વ્યાયામને સેવે છે, ભિન્ન ભિન્ન ઉપાસકો તે ઉપાસ્યની શુશ્રૂષા માટે શરીરની દૃઢતા સાધવા વ્યાયામ સેવે છે. તો વ્યાયામ ક્રિયા એક છે, પણ એટલા ઉપરથી તેને સેવનાર કેવો છે તે નિર્ણય કેવી રીતે થઇ શકે ? આ જ પ્રમાણે વિશ્વમાં થતી અસંખ્ય ક્રિયાઓ જોવામાં આવશે તો ત્યાં એકની એક જ ક્રિયા ભિન્ન ભિન્ન નાનાવિધ આશયોથી કરી શકાય છે, અને તેથી કૃતિ ઉપરથી મનુષ્યની સાચી પરીક્ષા સદા થઇ શકતી નથી. પશુ જ્યારે આહાર ગ્રહણ કરે છે ત્યારે તે ક્ષુધાતુર છે એમ અનુમાન થઇ શકે છે, પણ મનુષ્યમાં એ પણ નથી. મનુષ્ય ક્ષુધાતુર નહિ હોય છતાં અન્યની પ્રસન્નતા માટે આહાર ગ્રહણ કરે છે, પોતે ગૃહસ્થ છે એવું જણાવવા પ્રસંગે આહાર ગ્રહણ કરે છે અને ઘણા પ્રસંગે સ્વાદેન્દ્રિયને વશ થઇ આહાર ગ્રહણ કરે છે. તેથી આવી સ્વાભાવિક ક્રિયાઓ પશુની સ્થિતિનું અનુમાન કરાવી શકે છે, પણ મનુષ્યોમાં તો એ પણ સાચું અનુમાન કરાવી શકતી નથી. તેવી કૃતિ કંઇક અંશે મનુષ્યોની પરીક્ષામાં ઉપયોગી થઇ પડે છે પણ એના ઉપરથી મનુષ્યોની સારી પરીક્ષા થઇ શકતી નથી.

કૃતિ એ બાહ્ય ક્રિયા છે અને કૃતિવડે જો પરીક્ષા નહિ થાય, તો વિચાર એ આંતર ક્રિયા છે અને એનાથી મનુષ્યની પરીક્ષા થઇ શકે છે. જે મનુષ્યના જેવા વિચાર બંધાય છે તેવો તે હોય છે અથવા જેવો જે મનુષ્ય હોય છે તેવા તેના વિચાર થાય છે. તેથી વિચાર ઉપરથી મનુષ્યની પરીક્ષા થઇ શકે છે. આમ કેટલાક માને તો સ્વાભાવિક છે. પણ એ માનવું પણ ઉપરના કરતાં વધારે સાચું નથી. એ માનવું કેટલાક અંશમાં સાચું છે, પણ સર્વાંશે સાચું નથી. પ્રથમ તો અમુક મનુષ્યના કયા વિચાર છે, તે શું શું વિચારે છે તે જાણવાનું ઇતર મનુષ્યને શું સાધન છે. જેમ કૃતિ બાહ્ય ઇન્દ્રિયવડે જણાય છે તેમ વિચાર એ બાહ્ય ઇન્દ્રિયવડે જણાય એવી વસ્તુ નથી. તેથી કોઇ મનુષ્યના કેવા વિચાર છે તે ઇતર મનુષ્યને તો અનુમાન કરવાનું જ રહે છે. એ અનુમાન કેવી રીતે થાય છે ? તે મનુષ્ય પોતાની વાણીવડે જે વિચાર દર્શાવે છે તે પ્રદર્શિત વિચારવડે. તેથી અહિં પણ વાણી ઉપરથી અનુમાન કરવાનું હોવાથી એ સદા સાચું થતું નથી. કયા મનુષ્યો કયા વિચાર દર્શાવવા અને કયા વિચાર ન દર્શાવવા એ તેની ઇચ્છાઉપર રહે છે. દંભી પુરુષ હોય છતાં તે નિરભિમાનપણાનું છટાદાર ભાષણ કરી શકે છે. નાસ્તિક મનુષ્ય પણ ધર્માત્માના અથવા આસ્તિકનાં વખાણો સારી રીતે કરી શકે છે. કૃપણ મનુષ્ય દાનવીરની સ્તુતિ ગાઇ શકે છે. કાયર મનુષ્ય વીરત્વ દર્શાવનાર

પરીક્ષા મનુષ્યના બુદ્ધિપૂર્વક કરાતા આચાર તથા તોલ કરીને નિરાંતે જણાવેલા—પ્રદર્શિત કરેલા વિચારોને બાજુપર મુકો ત્યારે થાય છે. આમાં શું કહ્યું! આમાં એ કહ્યું કે મનુષ્યનું ખરૂં સ્વરૂપ તેનું આંતર મન છે અને બાહ્ય મન નથી. તમે બાહ્ય મનપ્રતિ વિચારોમાં જોયું છે, બાહ્ય મનવડે કરાતી કૃતિપ્રતિ જોયું છે અને તેથી સારી પરીક્ષાની કુંચી તમારા લક્ષની બહાર જતી રહી છે. મનુષ્ય જ્યારે બાહ્ય મનના અંકુશમાંથી મુક્ત રહે છે ત્યારે તેના આંતર મનનો વિલાસ ખરો થાય છે અને ત્યારે જેવો તે છે તેવું તેનું સ્વરૂપ પ્રકટ થાય છે, અને ત્યારે તેની સાચી પરીક્ષા થઇ શકે છે. બાહ્ય મનના અંકુશમાંથી મનુષ્ય જ્યારે મુક્ત થાય છે ત્યારે તે મનુષ્ય અસાવધ થઇ રહે છે. તેથી મનુષ્યની પરીક્ષા **તેની અસાવધ દશામાં** થાય છે. મનુષ્યનું આંતર મન તેનું સ્વરૂપ બહાર પ્રકટાવે છે, જેવું તે છે તેવી જ ક્રિયા બહાર કરાવે છે. પણ બાહ્ય મન આંતર મનને તેમ કરવા દેતું નથી. બાહ્ય મન પદે પદે આંતર મનને પોતાના વિલાસમાં રોકે છે અને તેનાવડે કરાતી ક્રિયાને રૂપાન્તરને પમાડે છે. પશુ પક્ષી આદિમાં બાહ્ય મનનો વિકાસ મનુષ્યની માફક થયેલો નથી અને તેથી તેમની ક્રિયા આંતર મનની સ્થિતિની સૂચક થઇ રહે છે. મનુષ્યોમાં બાહ્ય મન વિકાસને પામેલું છે તેથી આંતર મનની જેવું તે છે તેવી પ્રતિમા બીજામાં પાડવા દેતું નથી પણ પોતે વચ્ચે આવી, જેવું તે ધારે છે તેવી પ્રતિમા સામાના અંતરમાં પાડી જાય છે. આ ભેદને લીધે પશુઆદિની પરીક્ષા કરતાં મનુષ્યની પરીક્ષા કરવી કઠિન થઇ રહે, પણ એ જ હેતુથી મનુષ્ય જ્યારે અસાવધ હોય છે ત્યારે તેની પરીક્ષા સાચી અને સહેલથી થાય છે.

આ નિયમનું અવલોકન કરતાં હવે સમજાયું હશે કે મનુષ્યની પરીક્ષા તેની કૃતિ તથા તેના વિચારોથી થઇ શકે છે, પણ બધી કૃતિ તથા વિચારોથી થતી નથી, પણ જે કૃતિ આંતર મનની શુદ્ધ પ્રતિમારૂપ છે, જે વિચારો આંતર મનના પ્રતિબિંબરૂપ છે તે કૃતિ તથા તે વિચારોઉપરથી જ મનુષ્યનો ખરો સ્વભાવ સમજાય છે, તે કૃતિ તથા વિચારો ઉપરથી તેની પરીક્ષા થાય છે. બાહ્ય મનરૂપ દર્પણ સર્વ કૃતિ તથા સર્વ વિચારોને વિરૂપ કરતું નથી; એવી કૃતિ તથા એવા વિચારો પણ હોય છે કે જેમાં એ વિરૂપપણાની અસર થયેલી નથી હોતી. બાહ્ય મન તથા આંતર મનના સ્વભાવમાં આ એક મહાન્ ભેદ છે કે આંતર મન અષ્ટ પ્રહર વ્યાપારયુક્ત રહે છે ત્યારે બાહ્ય મન એટલો વ્યાપાર કરી શકતું નથી. થોડો વ્યાપાર કરવામાં આવે છે એટલે બાહ્ય મનને વિશ્રાન્તિની જરૂર પડે છે. થોડો વ્યાપાર કર્યા પછી બાહ્ય મન શ્રમિત થઇ જાય છે અને તેથી વ્યાપારવિનાનું થાય છે. આથી જે સમયે એના વ્યાપાર શિથિલ થયા હોય છે તે સમયે જે કૃતિ તથા વિચારો થાય છે તે મનુષ્યના સાચા-સ્વભાવના પ્રતિબિંબરૂપ થઇ શકે છે.

મનુષ્યનું બાહ્ય મન શ્રાન્ત થઇ જવાના સ્વભાવવાળું હોવાથી, મનુષ્યમાત્ર સ્વભાવથી સર્વ વ્યવહારોપ્રતિ સરખો લક્ષ આપતા નથી. કેટલાક વ્યવહારોપ્રતિ પૂર્ણ લક્ષ આપવામાં આવે છે ત્યારે કેટલાક વ્યવહાર ખાસ લક્ષવિના જ થાય છે. જે જે મોટા મોટા વ્યવહારો છે, મોટાં મોટાં કૃત્યો છે તે સર્વમાં મનુષ્ય લક્ષ આપે છે, તે કરતાં એ બરાબર સાવધ રહે છે અને જે નાનાં કૃત્યો છે તેમાં શ્રમિત થઇ ન જવાય એટલા માટે સ્વભાવથી જ જાણે મનુષ્ય અસાવધ થઇ રહે છે. તેથી જે નાની નાની કૃતિ છે તે પરીક્ષા કરવાનું મુખ્ય સ્થાન છે એ સ્પષ્ટ થાય છે.

મોટું જ્ઞાતિભોજન કરવું હોય છે ત્યારે તેમાં કયા કયા પદાર્થો કરવા, તેમાં મરી મસાલા વગેરે કેટલા પ્રમાણમાં વાપરવા, તેને કેવા નિયમોથી શણગારવા, કયા નિયમથી વ્યવસ્થાસર પીરસાવવા એ આદિ સર્વ બાબતોમાં પૂર્ણ લક્ષ આપવામાં આવે છે. આવાં કાર્ય કરવામાં કુશળ મનુષ્યોને ઘેર આપણે ભોજન કરવા જવાનો સમય આવે છે ત્યારે ઘણી વાર આ જ્ઞાતિની સફાઈ બધી જ જતી રહેલી હોય છે. તેમના ઘરના મનુષ્યોને પદાર્થો તૈયાર કરતાં પણ આવડતા નથી, તેમ પીરસતાં પણ આવડતા નથી, છતાં મોટું જ્ઞાતિભોજન કરનાર, એમાં નિષ્ણાત એ મનુષ્ય એ અન્નને સ્વાદસહિત આરોગી જાય છે; એથી વધારે, એ ભાઈને સ્વતંત્રપણે ભોજન કરતાં જોવામાં આવે છે તો ત્યાં અવ્યવસ્થાનો પાર જ હોતો નથી. તેથી જ્ઞાતિભોજનરૂપ મોટા કાર્યમાં કરેલી વ્યવસ્થાથી, તે કરનાર મનુષ્ય એ વિદ્યામાં નિષ્ણાત છે, એની સ્વાદેન્દ્રિય એટલી વિકાસને પામેલી છે કે એને આ રસ સ્વભાવસિદ્ધ થઈ ગયો છે ઇત્યાદિ અનુમાનો કરવામાં આવે તો તે સર્વ અસત્ય થઈ રહે છે અને એમની સ્વતંત્રપણે કરવામાં આવતી ભોજનક્રિયાથી જે અનુમાન આ વિષયના સંબંધમાં કરાય તે ઘણે અંશે સાચું ઠરે છે.

બ્રશ મારેલો કોટ, સ્વચ્છ પાટલુન અથવા ધોતીયું, નેકટાઈ અને સુંદર ટોપી પહેરી બહાર નીકળનાર ઘણા ગૃહસ્થોને તેમને ઘેર તપાસવામાં આવશે તો મેલાં ગંધાતાં વસ્ત્રો જ તેમના શરીરને શોભાવતાં જણાશે. તેથી બહારના પોષાકથી આ મનુષ્ય અતિ સ્વચ્છ રહેનાર છે એવું અનુમાન કરવામાં આવે તે ભૂલભરેલું છે ત્યારે એમના ઘરના સાચા સુશોભિત પોષાકથી એમના ગંદા સ્વભાવનું કરવામાં આવતું અનુમાન સાચું છે. લગ્નાદિ પ્રસંગે સ્વચ્છ, તરતની ધોયેલી જગન્નાથીનો મંડપ નહિ થાય તો મંડપ તૈયાર કરનાર સાથે લઢી પડનાર અને તેની પાસે વધારે વ્યય કરી પણ તેવો મંડપ ઉભો કરાવનાર મનુષ્યોના ઘરમાં પાથરવાની ચાદરનો બે માસે પણ ધોવાનો વારો આવતો નહિ જણાય ત્યારે બહારના મંડપ ઉપરથી સુઘડતાનું કરેલું અનુમાન તે આ સુવાસિત ચાદર જેવી અલ્પ અને તુચ્છ વસ્તુથી કરાતા અનુમાન આગળ પોતાનું મુખ સંતાડી દે છે.

આ જ પ્રમાણે બાહ્ય મોટાં મોટાં વ્યાખ્યાન આપનારા, સમાજને વ્યાખ્યાનમાં તલ્લીન કરી મુકનારા, ધર્મકાર્યમાટે રોમાંચ ખડા કરાવી દેવાની છટાવાળા મનુષ્યોના ખાનગી વિચારો સાંભળવામાં આવે છે ત્યારે શ્રવણ કરનારને બેનો અંતર જોઈ કમકમાટ થયાવિના પ્રસંગે રહેતો નથી. ઉત્તમ ગ્રંથકર્તાની ખાનગી વર્તણુક તપાસીએ તો ત્યાં આવો જ મોટો અંતર બંને ક્રિયામાં પ્રતીત થાય છે. તેથી જે મનુષ્યની સાચી પરીક્ષા કરવી હોય તેની આવા મોટા પ્રસંગથી પરીક્ષા થઇ શકતી નથી. થાય છે તો તે સદા સાચી હોતી નથી. પણ એ જ મનુષ્ય જ્યારે અસાવધ હોય છે ત્યારે તેનાવડે કરાતી ક્રિયાઓ અને પ્રવર્તાવાતા વિચારોઉપરથી એનો સાચો સ્વભાવ સમજાય છે, માટે સુજ્ઞ વિવેકીએ મનુષ્યની નાની કૃતિની ઉપેક્ષા કરવી ઘટતી નથી, પણ એ જ ખરી પરીક્ષાનું સ્થાન છે એમ સમજવું ઘટે છે. અને એથી પણ અધિક વિવેકી સુજ્ઞે પોતે જે નાના વ્યવહારો કરે છે તેના પર બરાબર ધ્યાન આપી તેને વ્યવસ્થામાં ગોઠવવાની અને યથાર્થરૂપે કરવાની અગત્ય રહે છે, અને પછી ક્રમે ક્રમે અભ્યાસ પડતાં એ વ્યવહારો સુવ્યવસ્થિત સિદ્ધ થઇ

જાય ત્યારે જ તેનાપ્રતિ અસાવધતા ધરવી ઘટે છે. જ્યારે નાના વ્યવહારો સુધરે છે ત્યારે જ સાચો આંતર સુધારો થએલો ગણાય તેમ છે.



## પોસ્ટની ટીકીટો નીકળી જશે—

ઘણા મનુષ્યો આટલું મથાળું વાંચીને રાજી થઇ જશે અને કહેશે, કે જ્યારે પોસ્ટની ટીકીટો નીકળી જશે ત્યારે બહુ આનંદ પડશે. પછી જેટલા કાગળ આપણે લખવા હશે તે લખાશે. પણ ' પોસ્ટની ટીકીટો નીકળી જશે ' કહીને કહેવાનો શું ભાવ છે તે નીચેની હકીકત ઉપરથી સ્પષ્ટ થશે.

લંડનની જનરલ પોસ્ટ ઓફીસમાં એક યંત્ર હમણા મૂકવામાં આવ્યું છે. યંત્ર ઉપર એક ' પેની ' મૂકતાં કાગળ ઉપર " Postage Paid " એ પ્રમાણે છાપ પડે છે.

મી. એ. રીએક જણાવે છે, કે ૧૯૦૪ માં " ધી ઓટોમેટીક સ્ટેમ્પીંગ કું—લીમીટેડ " ને ન્યુઝીલેન્ડના પોસ્ટમાસ્ટર જનરલ તરફથી આવી જાતનાં ૫૦ યંત્રો જૂદે જૂદે ઠેકાણે મૂકવાનો હુકમ મળ્યો હતો. ૧૯૦૭ માં આ માર્ગ અધિક અનુકૂલતાવાળો જણાતાં ૫૦ ને બદલે ૧૦૦ તેવાં યંત્રો વધારવાનો હુકમ આ કંપનીને આપવામાં આવ્યો હતો. આ યંત્રમાં અર્ધો પેની, એક પેન્સ, ત્રણ પેન્સ, છ પેન્સ, અને એક શીલીંગ, એવી એવી જૂદી જૂદી છાપો પડી શકે છે. જે છાપ પડે છે તેમાં આ શબ્દો આવી જાય છે. આ યંત્રોમાં જે શાહીવડે છપાય છે તે પણ અમુક પ્રકારની બનાવવામાં આવી છે અને તેવિના બીજી સાહીથી કોઇ ખાનગી રીતે ચોરીથી તેવી છાપ પાડી લાવે છે તો તે પકડાઇ જાય છે. આ પ્રમાણે ચોરીથી છાપ પાડનારને ૧૫૦૦) રૂ. નો દંડ અથવા એક વર્ષની કેદની શીક્ષા કરવામાં આવે છે.

જેમને ઘણા કાગળો લખવાના હોય છે તેવી મોટી મોટી ઓફીસોમાં આવાં યંત્રો મૂકવામાં આવે છે. પ્રથમ આ યંત્રોમાં એક જાતના સોનાના સીક્કા કાઢવામાં આવ્યા હતા જેની કિંમત ૧૫) રૂ. જેટલી રાખવામાં આવી હતી. આ પ્રકારનો એક સીક્કો અંદર નાંખવાથી કોઇ પણ મનુષ્ય આ યંત્રવડે તેટલી કિંમતના પોસ્ટેજ સ્ટાંપજેટલી છાપ પોતાના કાગળોઉપર પાડી શકે, એવી વ્યવસ્થા રાખવામાં આવી હતી. પણ આ પ્રમાણે કરવાથી જ્યારે તેવા સોનાના ઘણા સીક્કાઓ અંદર એકઠા થતા ત્યારે કોઇ કોઇ ચોર તેમાંથી તે કાઢી જતા. આથી આ આ યંત્રમાં એવો સુધારો કરવામાં આવ્યો, કે પૈસા કે કંઇ જ અંદર નાખવું નહિ, પણ જેટલા સ્ટાંપ તેના વડે પાડી લેવામાં આવે તેની નોંધ રહે. આપણા ઘરમાં પાણીનો નળ હોય છે, કે વિજળી કે ગેસના દીવા હોય છે તો એની મેળે જેમ ' મીટર ' વડે આપણે કેટલું પાણી વાપરીએ છીએ તેની તથા વિજળી કે કેટલો ગેસ વાપરીએ છીએ તેની નોંધ રહે છે તેમ, આ યંત્રમાં પણ કેટલી કિંમતની છાપો પાડી લેવામાં આવે છે તેની 'મીટર'વડે નોંધ રહે છે. પછી પોસ્ટ ઓફીસનો કોઇ નોકર જઇને આ 'મીટર'વડે દેખાયલી નોંધનું માપ લેઇને તે પ્રમાણે પૈસા પેલી ઓફીસમાંથી લેઇ લે છે. આ

મશીનમાં ૨૦ પાઉન્ડ એટલે ૩૦૦ રૂપીયાની કિંમતની છાપો પડે ત્યાંસુધીની વ્યવસ્થા રાખવામાં આવી હોય છે. તેટલી છાપો પડી ગયા પછી પાછી નવે નામે છાપો પાડવાનું તે યંત્ર શરૂ કરે છે, જેથી તે પૂર્વે પોસ્ટ ઓફીસે તેની નોંધ લેઇ લેવી જોઇએ.

સાર્વજનિક ઉપયોગમાટે મૂકવામાં આવતાં યંત્રોમાં પા આનો, અર્ધો આનો અને એક આનો, એવી છાપો કાગળઉપર તેમાં તેટલી કિંમતના પૈસા નાખીને પાડી શકાય છે.

આ યંત્રોને દુનિઆના તમામ ભાગમાં દાખલ કરી દેવાની ભલામણ કરવામાં આવે છે. આ પ્રમાણે કરવાથી, પોસ્ટની ટીકીટો બનાવવાનું જે હજારો રૂપૈયાનું ખરચ પોસ્ટ ઓફીસને થાય છે તે બચી જાય છે. વળી લોકો જે ખાનગી રીતે ચોરીથી જે પોસ્ટની ટીકીટો બનાવે છે, તે પણ બંધ થઇ જાય છે. પોતાના ચાર કાગળો છાપવા માટે કોઇ મોટું મશીન બનાવવાની ખટપટ પછી કરતું નથી. વળી કેઇ કોઇ પ્રસંગે આ ટીકીટો પોસ્ટ ઓફીસમાંથી ચોરાઇ જાય છે, તેમ ચોરાઇ જવાનો પછી ભય નીકળી જાય છે. તેના હિસાબ માટે તથા વેચવા માટે માણસો રાખવાં પડે છે, તેમાંનું પણ કેટલુંક ખરચ ઓછું થઇ જાય છે. આ વગેરે અનેક લાભ આ શોધથી પોસ્ટ ઓફીસોને થાય તેમ છે. અમદાવાદ વગેરે સ્થળે સ્ટેશન ઉપર, પ્લેટફોર્મ ટીકીટ મનુષ્ય પોતાની મેળે બે પૈસા નાખીને લેઇ શકે તેવાં યંત્રો ગોઠવવામાં આવ્યાં છે તે પ્રમાણે થોડા વખત પછી ઉપર કહી ગયા તેવાં યંત્રો પણ પોસ્ટ ઓફીસમારફતે ઠેકાણે ઠેકાણે મૂકવામાં આવશે.



# કુટેવ કેવી રીતે પડે છે અને તે કેવી રીતે દૂર કરી શકાય છે.

એક સ્ત્રીને એવી ટેવ હતી, કે તે દર્પણની સામે બેસીને ચીપીઓ લેઇને જે કોઇ વાળ તેના મુખઉપર જણાય તેને ચુંટી નાંખતી. આ પ્રમાણે પા કે અર્ધો કલાક કરતી નહિ, પણ કલાકોના કલાકો કરતી અને પ્રસંગે તો આખી રાત્રિ પણ તેમ કરવામાં ગાળી દેતી. વળી તેના મુખઉપર એટલા બધા વાળ પણ નહોતા કે તેને આ પ્રમાણે કરવાની જરૂર પડે.

બીજી એક સ્ત્રીને એવી ટેવ હતી, કે તે પોતાની પાંપણો તથા ભ્રમરોને જ તોડી નાખતી, તે એટલે સુધી કે એક પણ વાળ તે રહેવા દેતી નહિ આ પ્રમાણે વાળ તોડી નાખ્યા પછી તેને સમજાતું, કે તેણે ખોટું કર્યું છે, પણ તે પોતાને તેને માટે ઘણા પ્રસંગે નિરુપાય જોતી. તે કહેતી કે 'હું જાણું છું કે આ ટેવ ખરાબ છે તોપણ મારાથી તે પ્રમાણે થઇ જાય છે. જ્યારે હું આ પ્રમાણે વાળ ચુંટતી હોઉં છું તે પ્રસંગે પણ મને એમ ભાન થાય છે, કે આ ટેવ સારી નથી, છતાં કોણ જાણે હું તેમાંથી નિવૃત્ત થઇ શકતી નથી. કોઇ કોઇ પ્રસંગે તો સ્વાભાવિક રીતે જ મારાથી આ પ્રમાણે થઇ જાય છે, એનું ભાન મને પાછળથી જ આવે છે.' આ સ્ત્રીને આ ટેવ તે સાત વર્ષની હતી ત્યારથી પડી હતી, અને તે ૨૧ વર્ષની થઇ હતી તોપણ આ ટેવ તેનામાં વિદ્યમાન હતી જ.

આપણને તેવી જ ક્રિયા બીજી વખત કરવાને પ્રેરે છે. આપણે તેના પ્રેર્યા તેવી જ ક્રિયા આપણે પુનઃ કરીએ છીએ. પુનઃ તેવી ક્રિયા કરતાં પેલો માર્ગ કે સંસ્કાર અધિક બળવાન થાય છે, અને પુનઃ તે આપણને તેની તે જ ક્રિયા કરવા પ્રેરે છે. આ પ્રમાણે અનેકવાર તેની તે ક્રિયા કરતાં આપણા મગજમાં આ માર્ગ એટલો ઉંડો કોતરાઇ રહે છે, કે પછી આપણે તેના દાસ થઇ રહીએ છીએ, અને તે ક્રિયા કર્યાવિના આપણને ચાલતું જ નથી. આપણે પછી જાણીએ છીએ, કે તે પ્રમાણે કરવું ખોટું છે, તોપણ આપણાથી તે નિયમનું પાલન થઇ શકતું નથી, અને આપણે તેની તે ક્રિયા કર્યા જ કરીએ છીએ, અને પ્રકૃતિ અને પ્રાણ સાથે જાય, એ કહેવતપ્રમાણે જીવનપર્યંત તે ક્રિયા આપણે કરતા રહીએ છીએ.

તમાકુ સુંઘનાર, તમાકુ પીનાર, ચાહા, ભાંગ, ગાંજો કે દારુ વગેરે પીનારના મગજમાં ઉપર જણાવી ગયા તેવી જ એક પગથી પડેલી હોય છે, જે તેમને પુનઃ પુનઃ તે જ ક્રિયા કરવાને પ્રેરે છે. આ મનુષ્યો આ પગથી કે સંસ્કારના દાસ થઇ રહેલા હોય છે, અને તેથી તેને તે છુટી શકતા નથી. બીજી ઉપર કહી તેવી ક્ષુદ્ર ક્રિયાઓ કરનારના મગજમાં પણ તેવી જ રીતે ક્ષોભ થઇને તેવી જ સ્થિતિ થઇ રહે છે, જેથી તેમને પણ તેની તે ક્રિયા કરવાની વારંવાર ફરજ પડે છે

આ જ પ્રમાણે ક્રોધ કરનાર, શોક કરનાર, તથા એવા એવા મનોવિકારને વશ વર્તનાર મનુષ્યોની પણ તેવી જ સ્થિતિ હોય છે. તેમના મગજમાં પણ તેમની એ- ક્રિયાઓ- વડે ક્ષોભ થઇને એવી સ્થિતિ થઇ રહેલી હોય છે, કે જેથી તેમને પણ તેની તે જ ક્રિયા કરવાનું મન થાય છે, કે જરૂર પડે છે.

આ પ્રમાણે હોવાથી આપણને સ્પષ્ટ થાય છે જ, કે આવી કુટેવો આપણને શી રીતે પડે છે. તેથી કોઈ નવી કુટેવ આપણને ન પડે તેની સાવધાનતા રાખવાની આપણને કેટલી અગત્ય છે, તે પણ સ્પષ્ટ થાય છે કોઈ પણ ક્રિયા કરતાં આરંભમાં અત્યંત સાવધ રહો. જો તમે સાવધ રહ્યાવિના તેવી કોઇ ક્રિયા કરશો તો, પછી તેવી કુટેવ તમને પડી જશે, અને પછી તેને દૂર કરવાને તમે અસમર્થ થઇ રહેશો.

મૂછોઉપર હાથ ફેરવવાનું મન થાય તો વિચાર કરજો કે તે ક્રિયા કોઇ અર્થસાધક છે કે કેમ, અને તે પ્રમાણે અર્થસાધક તે ક્રિયા ન જણાય તો તેને કરતા અટકો અને આ જ પ્રમાણે બીજી અનેક ઉપર કહી ગયા તેવી ક્ષુદ્ર ક્રિયાઓ કરતાં આરંભમાં જ સાવધ રહો. તમને કોઇ ક્રિયા કરવી અત્યંત ક્ષુદ્ર જણાતી હોય, કે કોઇ ક્રિયાથી કોઇ હાનિ તમને ન જણાતી હોય, તોપણ તેવી ક્રિયા તમે કરતા નહિ, એક વખત પણ જો તેવી ક્રિયા તમે કરી તો પછી, તેનો એક સંસ્કાર તમારા મગજમાં પડવાનો, અને એક આછી પગથી તમારા મગજમાં પડવાની, જે તમને બીજીવાર તે જ ક્રિયા કરવાને પ્રેરણા કરશે. તેમ છતાં કદાચ કોઇ તેવી ક્રિયા તમારાથી થઇ જાય તો પુનઃ સાવધ રહીને તેવી ક્રિયા કરતાં અવશ્ય અટકી જજો. જો તમે આરંભમાં સાવધાનતા નહિ રાખો તો પછી તમને અનેક નિરર્થક ક્રિયા કરવાની ટેવ પડી જશે, અને તમે તેના દાસ થઇ રહેશો.

જે ક્રિયા આપણે વારંવાર કરીએ છીએ તે ક્રિયાથી આપણા મગજમાં ઉપર જણાવી ગયા તે પ્રમાણે સંસ્કાર, કે પગથી પડે છે, જે આપણને તે જ ક્રિયા કરવાને પુનઃ પુનઃ પ્રેરે છે. હવે પડેલી કુટેવને દૂર કરવાનો એ ઉપાય છે, કે આ સંસ્કારને કે પગથીને અધિક

આ વાર્તાનો સારાંશ એ છે, કે જો આરંભમાં આપણે થોડો સમય સાવધ રહીને સારી ટેવ પાડીએ છીએ તો પછી ઉત્તરોત્તર આપણે સારી કૃતિ કરી શકીએ છીએ, અને આપણને સારી ટેવ પડી જાય છે. તેમ નહિ કરતાં અસાવધ રહીને આપણે આરંભમાં કુટેવના સંસ્કારને પાડીએ છીએ તો તે પછી ઉત્તરોત્તર બળવાન્ થાય છે અને આપણા જીવનને પરિણામે નિરુપયોગી અને દુઃખી કરી મૂકે છે. તેથી બુદ્ધિમાને કોઇપણ શરીરની કે મનની ક્રિયા કરતા પૂર્વે અત્યંત સાવધ રહેવાની અગત્ય છે, કારણ કે તેનાઉપર અવનતિ ઉન્નતિનો આધાર રહેલો છે.



# પ્રભુદ્રોહી જીવને ઉપાલંભ.

પદ. ( હો જીવલ, જાગીને જોતાં--એ લય. )

પ્રભુતણો દ્રોહી તું થાતાં રે, હો જીવડા, અંતરમાં કેમ ન શરમાતો રે જી.
'આમ કરૂં', તેમ કરૂં પ્રભુકાજે,' એવો તું મારતો તડાકો રે જી,
કરવાનું આવ્યે ચપટી ન વગાડી શકે, કરવાનો હોય જ્યાં ભડાકો રે; હો જીવડા૦
પ્રભુપ્રીત્યર્થ કાંઇ કરવામાં કોઇને,—કહે કે ન હોંશે જરી ઘુમે રે જી,
તુજ વ્યવહારનાં કાર્યને માટે, નીચ જનોના પગ ચુમે રે, હો જીવડા૦
તારા કામકાજે જેની તેની તું, ગુલામગીરીને કરતો રે જી,
પ્રભુકાજે કંઇ કરવાનું હોય તો, અપમાનના ભયે ડરતો રે, હો જીવડા૦
તારાં કાર્યની સિદ્ધિને અર્થે, રાત્રિને દહાડો એજે ખોતો રે જી,
પ્રભુનિમિત્ત કાંઇ કરવાનું હોય તો, અનુકૂલતા તું જોતો રે, હો જીવડા૦
'આમ વિના ન ચાલે, આમ જ થવું ઘટે,' તુજ કાર્યોમાં એમ ધારે રે જી,
અગડંબગડં ગમે તેમ ચલવે, પ્રભુતણું કામ હોય જ્યારે રે; હો જીવડા૦
શેઠીયા ને અધિકારીઓકાજે, મીજલસ ભપકાથી તું ભરતો રે જી,
પણ પ્રભુકાજે તો નિર્ધન બનીને, દર્ભાસન પાથરતો રે, હો જીવડા૦
તારૂં શયનગૃહ શણગારવાને, વિધવિધ વૈભવ લાવે રે જી,
પ્રભુતણા મંદિરમાંથી કચરો,—વાળ્યાવિનાએ તું ચલાવે રે; હો જીવડા૦
ઘરમાં નારી કટુવચન કહે તો, પી જઇ તેને નથી વઢતો રે જી,
પરોક્ષ પણ કદી પ્રભુ કંઇ કહે તો, મુખનો દાથરો તારો ચઢતો રે, હો જીવડા૦
ઉપરી જનોને મળવા જવાને, થાક ન ચાલતાં લાગે રેજી,
પ્રભુકાજે ચાર ડગલાં જવું પડે તો તો, ટાંટીયા તારા ભાગે રે," હો જીવડા૦

તારાં કામોમાટે હલકા જનોની, પગચંપી અખંડ ચલાવે રે જી,
પ્રભુઅર્થે કોઇને કહેવું પડે ફરી, લજ્જા તને તો આવે રે; હો જીવડા૦
કહે નહિ ને રાત્રિદિવસ છાના, નાના મોટા દોષ કરતો રેજી,
પ્રભુમાં દોષો તું મિથ્યા કલ્પીને, જ્યાં ત્યાં તું કહેતો તે ફરતો રે; હો જીવડા૦
પ્રભુ તારાં નહિ કાર્ય કરે તો, દોષ તું તેને બહુ દેતો રેજી,
પ્રભુનાં કાર્ય તું સાચા ભાવથી, કેટલાં કરે કહે તે તો રે; હો જીવડા૦
પ્રભુને અર્થે સાચી નિષ્ઠાથી, કરવું ઘટે જે તું'થી થાયે રે જી,
આગ્રહ ધારીને કર્તવ્ય કરવું, ડરવું ન પ્રાણ છો જાયે રે; હો જીવડા૦
પ્રભુપ્રતિ જો તું, વહેંત ધસે તો,—પ્રભુ તારી પાસ આવે હાથ ધસતા રે જી,
એવા દયાળુ પ્રભુનો દ્રોહ કરતાં, કંઇક ઓ મૂઢ! તું પસ્તારે; હો જીવડા૦
સેવ પ્રભુને તું અંતરના સાચા ભાવે, ભાવિકને એ છે સોંઘાસસતા રે જી,
ઉપેન્દ્ર તારાં દુષ્કૃત્ય ભૂલી જઇ, તુજપ્રતિ આવશે હસતા રે; હો જીવડા૦



# શ્રીભામિનીભૂષણપ્રવચન.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૧૭૮ થી. )

ભક્ષક—તમારા સમર્થ ડાક્ટરે એના લાંબા અનુભવમાં માંસ પસંદ કરનાર બાળક નહિ જોયું હોય, પરંતુ સાક્ષાત્ પરમેશ્વરે સર્વ બાળકોપર, મારાઉપર, તમારા માંસાહારની મુદ્રા ઠોકી છે તેનું શું ?

નિષેધક—કઇ મુદ્રા ?

ભક્ષક—ભાજીખાઉ ડાક્ટરોને મૂકી અમારા સંપ્રદાયનો સંગીન ખોરાક ખાનાર ડાક્ટરોને તમે પૂછશો અથવા પ્રાણિશાસ્ત્રમાં પ્રવીણ વૈજ્ઞાનિકોની સલાહ લેશો તો તમારી આંખ ઉઘડી જશે.

નિષેધક—તેવા ડાક્ટરોના તથા વૈજ્ઞાનિકોના પ્રતિનિધિરૂપે આપ મારી આંખ પરમેશ્વરની એ મુદ્રાની મને ઝાંખી કરાવવા કૃપા કરશો ?

ભક્ષક—એ છાપ પરમેશ્વરે આપણા મોંમાં જ જડબેસલાખ બેસાડી છે. આરસી રાખી તમારા દાંત તપાસશો તો તમને હાલતવારમાં માલમ પડશે કે બન્ને દાઢમાં દાંતો છરીની પેઠે કાપવામાટે નિર્માયા છે, દાઢના દાંતો ઘંટી પેઠે દળવામાટે નિર્માયા છે. એ બે પ્રકારના દાંતોની વચ્ચેના અણિયાળા દાંતો સાક્ષાત્ પરમાત્માના ઘરથી કૂતરાને માંસ ચીરવામાટે નિર્માયા છે, અને એ જ કારણથી તેને canines ( કૂતરાના દાંત ) કહી ઓળખાવવામાં આવે છે.

નિષેધક.—એ અણિયાળા દાંતોથી માંસ ચીરવાનું કામ બની શકે અને બીજું બની શકે નહિ એ તમે સિદ્ધ કરી શકો નહિ ત્યાં સુધી તમારી એ દલીલ વ્યર્થ છે. જરૂર પડે તો લડાઈમાં ભાલાની પેઠે શત્રુને ભોંકવામાટે એનું નિર્માણ કેમ ન થયું હોય? એવાં બાચકાં ભરવાના યુગનો અસ્ત થતાં પરમેશ્વરના ઘરથી જ એ દાંતોનું ધીરે ધીરે તિરોધાન કેમ ન કરવામાં આવે?

ભક્ષક—વૈજ્ઞાનિકોને પણ સલાહ આપી શકો એવા દોઢડાહ્યા મેં તમને ધાર્યા ન ૮ હતા. ભલા માણસ! વૈજ્ઞાનિકોએ નક્કી કરી દીધું છે કે એ દાંત માંસભક્ષણમાટે છે.

નિષેધક—તેથી શું, ભૂંડા માણસ?

ભક્ષક—તેથી એ કે મનુષ્યે માંસભક્ષણ કરવું જોઇએ અને પરમેશ્વરના સંકેતના આડા આવવું જોઇએ નહિ.

નિષેધક—તેમ છતાં ન કરે તો?

ભક્ષક—ન કરે તો પોતાની બુદ્ધિઉપર પાણી ફેરવી વાળે અને પરમેશ્વરનો મોટો ગુન્હેગાર થાય.

નિષેધક—ગુન્હામાં બીજા ભાગીદાર હોવાથી માંસાહારી મનુષ્યને કદાચ શાંતિ રહેતી હશે.

ભક્ષક—કોઇ ભાગીદાર નથી; પરમેશ્વરનો સંકેત ઉથાપનાર કોઇ બુદ્ધિનો બારદાન નથી.

નિષેધક—મારા દિલ બહાદૂર! બસ. આટલેથી અટકો. ભાગીદાર છે. વાંદરાઓ રામચંદ્રજીને મદદ કરી બેસી રહ્યા નથી; આજે પણ તેઓ મનુષ્યને મદદ કરે છે.

ભક્ષક—શો લવારો! કેવી રીતે?

નિષેધક—વાંદરાનું જડબું ફાડી, બહાર રહી—અર્થાત્ તેમાં દાખલ થયાવિના ઝીણી નજરથી તમે જોશો તો તમને જણાશે કે મનુષ્યના દાંત અને વાંદરાના દાંતવચ્ચે ન ટાળી શકાય એવું સમપણું* છે. માંસ ચીરવાના કૂતરાના દાંત વાંદરાને છતાં શામાટે તે માંસ

* "The apes and monkeys, which man most nearly resembles in his dentition, derive their staple food from fruits, grain, the kernels of nuts, and other forms in which the most sapid and nutritious tissues of the vegetable kingdom are elaborated; and the close resemblance between the quadrumanous and the human dentition shows that man was, from the beginning, more especially adopted 'to eat of the fruit of the trees of the garden.'—*Sir Richard Owen.*

ખાતો નથી ? શામાટે તે ફળ, દાણા, શિંગ વિગેરેનો શુદ્ધાહાર કરે છે ? પરમેશ્વરનો સંકેત પ્રથમ વાનરે તોડ્યો છે, નરે પછી તોડ્યો છે. પરમેશ્વર આગળ પ્રથમ બચાવ વાનરે કરવાનો છે, નરે પછી કરવાનો છે.

ભક્ષક--પ્રદર્શનના પાંજરામાં રાખવામાં આવેલા વાંદરાઓ સંગીન માંસ ખાય છે તે કેમ ?

નિષેધક--પ્રદર્શનના પાંજરામાં પૂરવામાં આવેલા વાંદરાઓને મારીને મુસલમાન કરવામાં આવેલા હોય છે; તેઓ સ્વતંત્ર હોતા નથી.

ભક્ષક--સ્વતંત્ર સ્થિતિમાં પણ વાનરો કોઇ કોઇ વખત જીવડાં અને પક્ષીનાં બચ્ચાં ખાય છે એ વાત તમે જાણતા હો એમ જણાતું નથી.

નિષેધક--જાણતો નથી અને જાણીને પણ શો લાભ ? કારણ કે મારા હેલિ બહાદૂરના પ્રચંડ પેટને જીવડાંથી થોડો જ સંતોષ થાય એમ છે ! જઓ, જીવડાંથી જ તમે સંતોષ માનતા હો તો હું તમે કહેશો ઇશ્વરસંકેત સ્વીકારવા તૈયાર છું.

ભક્ષક--માંસાહારી મનુષ્ય વિશ્વઉપર અવર્ણનીય ઉપકાર કરે છે તેનો તો તમને ખ્યાલ જ નથી !

નિષેધક--માંસાહારી ઉપકાર કરે છે ! તે પણ વિશ્વઉપર !! અને તે પણ અવર્ણનીય !!! એવો તે કયો ઉપકાર છે ?

ભક્ષક--એ ઉપકાર ઉત્તમોત્તમ અને મોંઘામાં મોંઘી વસ્તુ જે જીવન તેના દાનનો છે. મનુષ્ય માંસાહાર કરે છે તો જ તેની તૃપ્તિમાટે બળદ, બકરાં, ઘેટાં, મરઘાં વિગેરે ભક્ષણ કરવાયોગ્ય પ્રાણીઓના વંશનો વિસ્તાર મનુષ્ય જ કરે છે. અને તેમની ઓલાદ પણ મનુષ્ય જ સુધારે છે. માંસાહાર કરવો મનુષ્ય છોડી દે તો એવાં અસંખ્ય પ્રાણીઓ અસ્તિત્વમાં જ આવે નહિ. આથી તેમને જીવનનું દાન કરનાર માંસાહારી મનુષ્ય છે.

નિષેધક--માંસાહારી મનુષ્ય એવાં પ્રાણીઓને જીવનનું દાન શામાટે કરતો હશે ?

ભક્ષક--અલબત તેમનો વારો આવ્યે તેમનું ભક્ષણ કરવામાટે; પરંતુ તમારો પોતાનો દાખલો લો. તમને અસ્તિત્વમાં જ લાવવામાં ન આવે એ કરતાં અસ્તિત્વમાં આવી ટુંકું પણ સુખી જીવન ભોગવવું તમે પસંદ કરો કે નહિ ? એક તરફ અનસ્તિત્વ છે અને બીજી તરફ ભક્ષણના જોખમવાળું અસ્તિત્વ છે—આ બેમાંથી તમે શું લેશો ?

નિષેધક--એક દેશની બિલાડીઓ અજબ લડાઇ લડે છે તેવી તમે દલીલ કરો છો. એવી બે બિલાડીઓને લડાવી હોય તો એક બિલાડી બીજીનું નાક કરડી ખાય છે તો બીજી

"On the whole, I am bound to give judgment on the evidence of the teeth rather in favour of the vegetarian argument."—*Sir. Benjamin Richardson.*

તેના કાન કરડી ખાય છે, એક બિલાડી બીજીનું પેટ કરડે છે તો બીજી તેના પગ કરડે છે. લડાઇને અંતે બન્ને બિલાડીઓની પૂંછડી જ શેષ રહે છે; બીજાં સર્વ અવયવો ખવાઇ જાય છે. એવી જ રીતે કેટલાક ડાહ્યા પુરુષો ઉદ્‌ગાર કાઢે છે કે--મને ઉત્પન્ન કરવા પૂર્વે પરમેશ્વરે મને પૂછ્યું હોત તો હું તને યોગ્ય સલાહ આપત મારા હૅલિ બહાદુર! મનુષ્યને કંઇ પૂછવામાં આવે તો તે ઉત્પન્ન થઇ ચુકેલો જ છે. ઉત્પન્ન નહિં થયલા મનુષ્યને કંઇ પૂછી શકાતું હશે ? હું જો અસ્તિત્વમાં જ આવ્યો નથી તો અનસ્તિત્વ અને ભક્ષણના ભયવાળું જીવન એ બેમાંથી એકની શી રીતે પસંદગી કરી શકું ? અસ્તિત્વમાં આવ્યો હોઉં તો જ પસંદગીનું કામ થઇ શકે છે, અને અસ્તિત્વમાં આવ્યા પછી અનસ્તિત્વની પસંદગી એ વદતોવ્યાઘાત છે, બિલાડીની પૂંછડી શેષ રહેવા બરાબર છે, પોતાના ખભાઉપરથી કૂદી જવાની બરાબર છે. ત્યારે ધારો કે હું એક મરઘાતરીકે અસ્તિત્વમાં આવ્યો છું. મારી પસંદગીનો વિષય-પરમ ઇચ્છાનો વિષય-એક જ છેઃ તે એ કે જેમ બને તેમ લાંબું અને સુખી જીવન હું ભોગવું. માંસાહારી મનુષ્ય એ મારી ઇચ્છાને પૂર્ણ કરી આપે છે કે તેની આડો આવે છે એનો નિર્ણય તમારે કરવાનો છે.

ભક્ષક--બહુ આડો આવે છે એમ જો તમે માનતા હો તો તમારી મોટી ભૂલ છે. जातस्य हि ध्रुवो मृत्युः 'જાયું તે જવાનું' એ તો તમે સ્વીકારશો જ. જન્મેલું પ્રાણી મરવાનું છે તો ભક્ષણ કરવામાટે તેને મારવામાં શું પાપ છે? શી હાનિ છે ? માંસાહારીની દયાની પણ તમને કંઇ જ ગણતરી નથી ! તેમની ચતુરાઇની તમને કંઇ જ કદર નથી !

નિષેધક--જેવો તેમનો ઉપકાર તમે કહ્યો તેવી તેમની દયા અને ચતુરાઇ હશે.

ભક્ષક--"ટિટાનિક" નામની આગબોટ બરફના ડુંગરસાથે અથડાવાથી ડુબી જનાર સ્ટેડ નામના સમર્થ લેખકનું નામ તમે સાંભળ્યું હશે. એણે કહ્યું હતું કે--"ચિકાગો શહેરમાં જે પ્રકારે ડુક્કરોનો ક્ષણમાત્રમાં વધ કરવામાં આવે છે તે મરણનો પ્રકાર હું પોતે સર્વથી શ્રેષ્ઠ ગણું છું." આવા પુરુષના મોંમાં પાણી આણનાર એ વધનો પ્રકાર કેવો ઉત્તમ હોવો જોઇએ !

નિષેધક--સ્ટેડે એ ઉદ્‌ગાર કાઢયો હતો એ મારા જાણવામાં છે, તે સાથે એટલું પણ જાણવામાં છે કે એ વધ પ્રકાર પોતાની નજરે જોવા સ્ટેડ સાહેબ ચિકાગોનાં વધગૃહોમાં ગયા ન હતા. એ વધપ્રકાર તમે ઉત્તમ કહો છો તે મારનારની દૃષ્ટિથી કે મરનારની દૃષ્ટિથી ? મોચી જોડા લાવી આપણને કહે છે કે-સાહેબ ! જોડા ફસકલાસ બન્યા છે. આપણે જોડાનો અનુભવ લઇએ છીએ અને મોચી પૈસા લેવા આવે છે ત્યારે તેને કહીએ છીએ--જોડા ડંખવામાં બેશક ફસકલાસ બન્યા છે. આ બેમાંથી કોણ સાચું-જોડા સીવનાર કે જોડા પહેરનાર ? મરનાર પ્રાણીને મરણનો અનુભવ કદાચ ક્ષણમાં થતો હોય તો ભલે, પરંતુ મરણના અનુમાનથી પણ તેને કેટલું દુઃખ થાય છે તેની તમને કલ્પના છે ? વધગૃહોનો કમકમાટ ઉપજાવે એવો દેખાવ જોઇ અનેક કઠણ હૃદયના પુરુષો પણ 'તોબા ! તોબા !' પોકારી બેશુદ્ધ બની ગયાના દાખલા છે. અનેક પુરુષોએ એ દેખાવથી માંસાહારનું પાણી મૂક્યાના પ્રસંગો પ્રસિદ્ધ છે. તેમ છતાં તમે માંસાહારીઓની દયાની વાત કરો છો નિરપરાધી પ્રાણીઓને હથોડાના પ્રહારથી ક્ષણમાં બેશુદ્ધ કરવાની અથવા છરાના ઘાથી ક્ષણમાં નિષ્પ્રાણ કરવાની માંસાહારીઓની ચતુરાઇ !! પણ શા બલિહારી !

કહેવાય છે કે માંસાહારીઓ વધ કરાયલાં પ્રાણીઓનાં માંસ, ચામડાં, ચરબી, શિંગડાં, હાડકાં ઇ૦ એ,સર્વ વસ્તુઓનો ઉપયોગ કરી શકે છે. નિરુપયોગી વસ્તુ એક જ જણાય છે, અને તે મારી નંખાતા પ્રાણીઓની આર્ત ચીસ છે. મને લાગે છે કે મારા હેલિ બહાદુર જેવા કોઇ ચતુર માંસાહારી ગ્રામોફોનમાં એ ચીસ ઉતારી તેને પણ નિરુપયોગી વહી જતી અટકાવશે. માંસાહારીઓની બલિહારીની તે શી કથા ! એક તરફ મનુષ્ય કેળવણીનાં કારખાનાં કાઢી પશુઓને માણસાઇમાં લાવવા પ્રયત્ન કરે છે તો બીજી તરફ માંસાહારીઓ નિરપરાધી પ્રાણીઓનો વધ કરવાનાં કારખાનાં સ્થાપી મનુષ્યનું મનુષ્યત્વ મટાડી ખાટકીરૂપ પશુઓની જંગી સેના ઉભી કરવાનો ભગીરથી પ્રયાસ કરે છે !!!

( અપૂર્ણ. )

## સ્ત્રીઓએ આકૃતિ સુંદર શી રીતે રાખવી ?—

પારીસમાં સુંદરમાં સુંદર જે સ્ત્રીની આકૃતિ હોય તેને માટે દશ હજાર ' ફ્રેન્ક 'નું ઇનામ કાઢવામાં આવ્યું હતું. આ ઇનામ મીસ. માલવીના લોંગફેલો લેઇ ગઈ હતી. આ ઇનામ લેઇ જનાર પોતે જ ચહેરાને સુંદર કેવી રીતે રાખવો તે નીચેપ્રમાણે જણાવે છે. તે કહે છે, કે આકૃતિ સુંદર કરવા ઇચ્છનાર સ્ત્રીએ રાત્રે નિત્ય સ્નાન કરવું જોઇએ. સાબુ હલકી જાતનો નહિ વાપરતાં ઉંચી જાતનો વાપરવાની તે ભલામણ કરે છે. રાત્રે ત્વચા નકામા પદાર્થને છિદ્રોવડે બહાર કાઢી નાખે છે અને ઉપયોગી પદાર્થને અંદર ચુસી લે છે. જેમ બારી બારણાં બંધ હોય તેવા ઘરમાં હવાનો અવરજવર સારી રીતે રહી શકતો નથી, તેમ ત્વચાનાં છિદ્રો જો ખુલ્લાં નથી હોતાં તો તેમાંથી પણ જે નકામો પદાર્થ બહાર નીકળી જવો જોઇએ તે યોગ્ય પ્રમાણમાં નીકળી શકતો નથી તથા બહારથી જે ઉપયોગી પદાર્થનું અંદર શોષણ થવું જોઇએ તે શોષાતો નથી. ત્વચાનાં છિદ્રોને હમેશાં ખુલ્લાં રાખો તથા તેમને ખુલ્લી હવાથી તૃપ્ત થવા દો. આરોગ્ય તથા સૌંદર્યનું આ પ્રથમ પગથીઉં છે.

રાત્રે સ્નાન કરી રહ્યા પછી ગરમ પાણી તથા સાબુવડે ચહેરાને ધોઇ નાખવો. ગરમ પાણી જેટલું સહન થઇ શકે તેટલું જ લેવું. એક વખત સાબુવડે ધોઇ નાખ્યા પછી બીજીવાર ઠંડા પાણીએ ધોઇ નાખવો. બરફવાળું ઠંડુ પાણી મળે તો સારું. આ પ્રમાણે કરવાનું કારણ એ, કે તેથી મુખઉપરના ભાગમાં સ્થિસ્તી અનિ વધે છે. પછી મુખ લુછી નાખીને જરા મલાઇ કે મીઠું તેલ લેઇને તેનાઉપર ઘસીને સુઇ જવું.

ખરાબ ચહેરાને સુધારવાનો બીજો ઉપાય પણ તે જણાવે છે. તે કહે છે, કે ખરાબ ચહેરો સુધારવાને માટે એ ' ટુવાલ ' નો ઉપયોગ કરવો. એક વખત ગરમ પાણીમાં ટુવાલ બોળીને તેને મુખઉપર રાખી મુકવો. થોડીવાર તેને રાખીને પુનઃ ઠંડા પાણીવાળો ટુવાલ મુકવો. આ પ્રમાણે થોડીવાર કરીને પછી સહજ ચોખ્ખું તેલ કે મલાઇ લગાડી દેવી.

આજે ઘણી સ્ત્રીઓ ' કોસ્મેટીક ' વાપરે છે પણ તે સંબંધમાં આ સ્ત્રી કહે છે, કે તે નકામું છે. ચોખ્ખું તેલ કે મલાઇ એ બેમાંથી એક પૂરતું છે. આ સ્ત્રી કહે છે, કે ૯૯ ટકા ચહેરાને ખરાબ કરનાર અજીર્ણ છે. સ્ત્રીઓ અલાબલા ગમે તે ખાય છે તથા શોકની વાત એ છે, કે તેની સાથે તે ખુલ્લી હવામાં ફરવા વગેરેની કસરત પણ કરતી નથી. સારો અને પચી શકે તેટલો આહાર સીધો ખાય અને ખુલ્લી હવાનો લાભ લે તો તેમની આકૃતિ સ્વાભાવિક રીતે જ સુંદરતાવાળી રહે એમ આ સ્ત્રી જણાવે છે.

અસહ્ય દુ[illegible] આ મારૂં હાવે, કોની આગળ કહેવું જી,
શુણતું [illegible] કો, પાડું પુકારો, શું કરવું, શે સહેવું ? સહાય૦
આજકાલ કરતાં આ મારૂં, જીવન પૂરૂં પ્રભુ ! થાતું જી;
આ રીતે શું પૂરૂં થશે તે, મુજથી ન એ સહેવાતું. સહાય૦
દયા કરીને ગુરુવર ! મારા, આપ શુણો પુકારો જી;
મુક્ત કરીને મુજને હાવે, આ દુઃખથી ઉદ્ધારો. સહાય૦
આપવિના નથી બેલી બીજો, જોતાં વિશ્વ જણાતો જી;
આપનો મુજને આશ્રય એક જ, જોતાં નાથ ! ભળાતો. સહાય૦
નમી નમી કરગરી કરગરી કહું છું, દયા હવે તો લાવો જી,
ચરણે મસ્તક મૂકી માગું, દુંઠાથી મુજને મૂકાવો. સહાય૦
અબળતા મુજ દૂર થવાને, આપનું બળ પ્રભુ ! આપો જી;
મુકુટમણિ મુજ મસ્તકના આ, દીનતા મારી કાપો. સહાય૦
શરણાગતનું હરશો ન દુઃખ તો, જાશે લાજ તમારી જી;
સબળ શિરે મુજ જાણી આપપ્રતિ, વાણી આ આજે ઉચ્ચારી. સહાય૦

# श्राद्धमीमांसा.



(અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૮ ના પૃષ્ઠ ૨૦૦ થી).

સામાન્ય નિયમ છે કે સીધે રસ્તે તારની ખબર વહેલી પહોંચે છે અને માર્ગ વાંકાચૂંકો હોય છે ત્યાં વાર લાગે છે. કન્યાસંક્રાન્તિમાં અને તુલાસંક્રાન્તિમાં સૂર્યનાં સંપૂર્ણ કિરણો દક્ષિણ તરફથી પૃથ્વીઉપર સીધાં લંબરેખામાં પડે છે. કન્યાસંક્રાન્તિની શરૂઆતમાં જેટલાં કિરણો સીધાં પડે છે તેટલાં સીધાં કિરણો વૃશ્ચિકસંક્રાન્તિ બેસતાસુધી સૂર્યની ગતિ અસ્થિર હોવાથી પૃથિવી ઉપર આવી શકતાં નથી. ત્યાર પછી તો બિલકુલ નમતી રેખામાં આવી પડે છે. તેથી નિયત કરેલા કાળમાં મહાલય શ્રાદ્ધ પ્રત્યેક ભાવિકોએ કરવું, એ શ્રેયસ્કર છે; કારણ કે નહિ તો પિતૃઓ નિશાસા નાખે નહિ.

## પિણ્ડપ્રદાનની આવશ્યકતા.

કેટલાએક કહે છે કે, ચટમાં (દર્ભના બનાવેલા એક વેંતના કડકા) અથવા પ્રત્યક્ષ બ્રાહ્મણ બેસાડી પિતૃઓનું આવાહન કરીને પૂજન કરો છો, પછી પિણ્ડપ્રદાનની શું જરૂર છે? કેમકે જે પિતૃઓનું પૂજન પ્રથમ કરવામાં આવે છે તેનુંજ પૂજન "પિણ્ડ સંસ્થાપિતર:" કહીને કરવામાં આવે છે. કહેવું ખરૂં છે. ખોટું નથી. પરંતુ ગૂઢાર્થ સમજવામાં ન આવવાથી આ પ્રશ્ન ઉપસ્થિત થવા પામે છે.

પિતૃઓ બે પ્રકારના છે. એક મૂર્તિમંત અને બીજા પ્રતિમારહિત છે. મરનારા કયા સ્વરૂપમાં છે, તેમનું કાર્ય કયા રસ્તેથી થશે, તથા માયિક વાસનામાં આસક્ત થવાથી તે ભ્રમણ કરતા હશે કે કેમ; વગેરે શ્રાદ્ધ કરનારાને વિદિત હોતું નથી. જે મૂર્તિમંત છે તે તો પિણ્ડપ્રદાનથી પ્રસન્ન થઇ સંતોષ પામે છે. જે પ્રતિમારહિત છે તે ભ્રમણતામાં ભ્રમે છે તે પિણ્ડપ્રદાનથી પિણ્ડ પ્રાપ્ત કરે છે. અર્થાત્ પિણ્ડપ્રદાન એ ઉભયને શ્રેયસ્કર છે, પદને પ્રાપ્ત કરાવનાર છે અને ઉત્તમ ગતિને આપી પુનરાવર્તનમાંથી મુક્ત કરાવનાર છે.

## પિતૃઋણમાંથી મુક્ત થવાનો માર્ગ.

મનુષ્યજન્મ પામ્યા પછી સંસારમાં પુત્રના માથાઉપર માત પિતાનું ઋણ અતિશય રહેલું હોય છે. વર્તમાન વખતમાં કૃતઘ્ની લોકો મરજી મુજબ બોલે છે કે, પોતાના આનંદને સારૂં પિતાની પ્રબળ ઇચ્છા જે તે અમારી ઉત્પત્તિનું સબળ કારણ છે. માતાએ ઉદરમાં રાખ્યા તેમાં કંઇ આશ્ચર્ય પામવાજેવું નથી. માતાપિતાના ઉપકાર અગણનીય છે. તેથી ઉપરોક્ત હૃદયભેદક ગન્દોચ્ચાર સાંભળી માત પિતૃભક્તોનાં સહૃદય કંપી ઉઠે છે. શાસ્ત્રકાર કહે છે કે,

यन्मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ॥

બાળકને ગર્ભસમયે તથા જન્મ્યા પછી માબાપને જે જે દુઃખો સહન કરવાં પડે છે તેનો બદલો હાલ કડો વર્ષે પણ વાળી શકવો અશક્ય છે. માતાપિતાની સેવાના સંબંધમાં ભારતમાં સર્વોત્કૃષ્ટ ઉલ્લેખ છે. કેટલાએક કહે છે, કે માતાએ નવ મહિના ઉદરમાં રાખ્યા તો તેને પ્રતિમાસના રૂપિયા પાંચ પ્રમાણે અથવા તેથી વધારે ગણીને પીસતાળીસ અથવા નેવું જે યોગ્ય લાગે તે ગણીને આપી દેવા. આ બોલવું આજ કાલના વાતાવરણના સંસર્ગનું પરિણામ છે. પૂર્વકાળમાં દુર્યોધનના માતા ગાન્ધારીએ ભીમની માતા કુન્તીને એક વખત માર્મિક વચનો કહ્યાં હતાં. ભીમે માતાની અંતર્વૃત્તિ ઉરમાં આણી જે ઉદ્ગાર કાઢ્યા હતા તે સ્મરણ થવાથી વાચકવર્ગ સમક્ષ પ્રકટ કરૂં છું.

"શી ફિકર જો માત! તારે કાજ મુજ મૃત્યુ થતું,
જન્મ પાછો હું લઇ, દુઃખ ટાળવા પાછો મથું.
મોક્ષ પણ તુંથી ઉતરતો, માત! લેખાવી દઉં,
કીર્તિશિખરે એકદિન, બિરાજતી જોઉં તને,
હર્ષનાં આંસુથી તારા ચરણ, હું ધોઉં અને,
ધન્ય હા જો પૂર્વ તુજ ગૌરવ હું દીપાવી દઉં.

ક્યાં તે વખતની માતૃભક્તિ, માતૃપ્રેમ, અને અંતરની લાગણી! ટુંકામાં તાત્પર્યાર્થ એટલો છે કે માતપિતાનું ઋણ મનુષ્યને માથે મોટું છે. આ ઋણ એકલાથી વાળી શકાય તેમ નથી. તેથી આગળની એક બે પેઢી સુધીની સંતતિની સહાયતાવડે તે વાળવાસારૂ પ્રયત્નવાન્ થવું, એ પુત્રનું પરમ કર્તવ્ય છે.

અર્વાચીન પ્રચલિત કાયદા કાનુનકારોએ પિતાના ઋણને સારૂ વ્યાવહારિક વિષયમાં લેવડ દેવડના કામમાં છોકરાને શિર જવાબદારી રાખેલી છે, એટલું જ નહિ પરંતુ છોકરાના છોકરાને સુદ્ધાં જવાબદાર ગણેલો છે, એટલે તે વિષે વધારે કહેવાની જરૂર જણાતી નથી. પ્રકૃત વિષયવિષે આથી નિશ્ચય થાય છે કે, માબાપના ઋણમાંથી મુક્તથવા સારૂ પુત્રોએ તેમની પૂજ્ય ભાવનાથી સેવા કરવી જોઇએ, અને તેમના મરણ બાદ તેમની પાછળ શાસ્ત્રોક્ત વિધિવડે ઉત્તરક્રિયા એટલે શ્રાદ્ધક્રિયા કરવી.

## श्राद्धमहिमा.

यम—आयुः पुत्रान् यशःस्वर्गं, कीर्तिं पुष्टिं बलंश्रियम् ॥
पशून् सौख्यंधनंधान्यं, प्राप्नुयात् पितृपूजनात् ॥ १
याज्ञवल्क्य—आयुःप्रजांधनंविद्यां, स्वर्गं मोक्षं सुखानि च
प्रयच्छन्ति तथा राज्यं, प्रीता नृणां पितामहाः ॥ २ ॥
सुमंतु—श्राद्धात्परतरं नान्यत्, श्रेयस्करमुदाहृतम् ॥
तस्मात्सर्वप्रयत्नेन, श्राद्धं कुर्याद्विचक्षणः ॥ ३ ॥
ब्राह्म—तस्माच्छ्राद्धं नराभक्त्या, शाकैरपियथाविधि ॥
कुर्वीत श्रद्धया तस्य, कुलेकश्चिन्नसीदति ॥ ४ ॥
वसिष्ठ—पितापितामहश्चैव, तथैवप्रपितामहः ॥
उपासते सुतंजातं, शकुंताइवपिप्पलम् ॥ ५ ॥

आदित्य—नसंतिपितरश्चेति, कृत्वामनसियोनरः ॥
,, श्राद्धंनकुरुतेमोहात्, तस्यरक्तं पिबंतिते ॥ ६ ॥
भारत—यावच्च कन्या तुलयोः क्रमादास्तेदिवाकरः ॥
शून्यंप्रेतपुरंतावद्वृश्चिके यावदागतः ॥ ७ ॥

આયુષ્ય, પુત્ર, યશ, સ્વર્ગ કીર્તિ, પુષ્ટિ, બલ, લક્ષ્મી, વાહન, સુખ, ધન, ધાન્ય, વિદ્યા, મોક્ષ, રાજ્યવૈભવ, વગેરે મનવાંચ્છિત ફળ પિતૃઓની પૂજા કરવાથી શ્રાદ્ધ કરનારાને પ્રાપ્ત થાય છે. પિતૃપૂજનને શ્રેયસ્કર માર્ગ કહ્યો છે. માટે ડાહ્યા મનુષ્યોએ શ્રાદ્ધ કરવામાં ક્યારેએ અનાદર કરવો નહિ.

શાક વગેરે જે પદાર્થો મળે તે વાપરવા, શ્રાદ્ધ ભક્તિ અને વિધિવડે કરવું. એટલે પોતાના કુળમાં મરણ પામેલા કોઇ પણ પિતૃઓ ખેદ પામે નહિ. પિતા, પિતામહ, અને પ્રપિતામહ, જે પ્રમાણે પોતાના નિવાસરૂપ પિપ્પલ વૃક્ષને પક્ષિઓ સેવે છે તે પ્રમાણે પોતાના વંશજ પુત્રોની ઉપાસના કરે છે. કન્યાસંક્રાન્તિ અને તુલાસંક્રાન્તિમાં સૂર્ય નારાયણ જ્યાં લગી રહે છે ત્યાંસુધી પ્રેતપુરમાં કોઇ હોતું નથી. એટલે પ્રેતપુરનિવાસી પ્રાણિઓ શ્રાદ્ધની અપેક્ષાથી પોતાના મરણસ્થાન તરફ ભટકયા કરે છે. માટે જે મનુષ્યો પિતૃઓને માનતા નથી, અને કપોલકલ્પિત કલ્પનાઓ કરી શ્રાદ્ધ કરતા નથી તે મનુષ્યો પોતે પિતૃઓનું રક્તપાન કરનારા છે.

भरद्वाजात्मजाः सप्त, मुक्त्वा जन्मपरंपरां ॥
कृत्वापि गोवधंतास्यं, मुक्ताः पितृप्रसादतः ॥ १ ॥
सप्तव्याधा दशार्णेषु, मृगाः कालंजिरेगिरौ ॥
चक्रवाकाः शरद्वीपे, हंसाः सरसिमानसे ॥ २ ॥
तेपिजाताकुरुक्षेत्रे, ब्रह्मणावेदपारगाः ॥
पितृभक्त्याचते सर्वे, गतामुक्तिंद्विजात्मजाः ॥ ३ ॥
तस्मात्सर्वप्रयत्नेन, पितृभक्तो भवेन्नरः ॥
इह लोके परे वापि, पितृभक्तया सुखीभवेत् ॥

ભરદ્વાજ મુનિના સાત છોકરાઓએ ગોવધના પાપમાંથી મુકત થવા માટે પિતૃઓનું જન કર્યું હતું. તેઓ દશાર્ણ દેશમાં પારધિ થયા ત્યાં તેમણે પિતૃઓની પૂજાથી આશીર્વાદ સંપાદન ર્યો. કાલંજર પર્વત ઉપર હરણ થઇને અવતર્યા. પછી શરદ્વીપમાં ચક્રવાક પક્ષિમાં જન્મ ાવો અને ત્યાર પછી માન સરોવરઉપર હંસની જાતિમાં આવ્યા અને અંતે કુરુક્ષેત્રમાં દ ભણનારા વિપ્રવંશમાં જન્મ્યા. કૃષ્ણ ચન્દ્રે ગરૂડને કહ્યું કે પિતૃઓની પૂજાથી ઉપર કહ્યા માણે ઉત્તરોત્તર જન્મ લેઇ ગોવધના મહાપાપમાંથી મુકત થઇ છેવટે મોક્ષને પામ્યા. પિતૃજનથી ઐહિક અને આમુષ્મિક શ્રેય સંપાદન થઇ શકે છે, માટે પિતૃપૂજન સર્વોત્કૃષ્ટ છે, ટે એમ કહેવામાં લેશમાત્ર વાંધો નથી.

## પિતૃઓએ પ્રત્યક્ષ પિંડ લીધા છે.

પિતૃઓએ પ્રત્યક્ષ આવીને પિંડ લીધેલા છે, તેનાં દૃષ્ટાંત અનેક છે તેમાંથી વાચકવર્ગ ને વિદિત થવા સારૂ અત્ર કેટલાંએક આપવામાં આવે છે.

ભરદ્વાજ મુનિએ શ્રાદ્ધ કર્યું તે વખતે તેમના પિતૃઓ ભૂમિભેદીને બહાર આવ્યા હતા, પોતાના હાથે પિણ્ડ લીધો હતો, અને આશિષ આપી વિમાનમાં બેસીને બ્રહ્મ લોકમાં ગયા હતા.

રઘુકુળ દીપક રામચન્દ્ર ભગવાને શ્રાદ્ધ કર્યું ત્યારે સ્વર્ગમાંથી દશરથ રાજા આવ્યા હતા; તેમણે હાથ લાંબા કરી પિણ્ડ લીધો, અને ચિરકાળસુધી રાજ્ય ભોગવવાનો આશિર્વાદ આપી અયોધ્યાવાસી પ્રાણિઓને સ્વદેહે સ્વર્ગમાં લેઇ જવાની આજ્ઞા કરી હતી.

ભીષ્મપિતામહે પોતાના પિતા શંતનુ રાજાનું શ્રાદ્ધ કર્યું તે વખતે તેમને પ્રત્યક્ષ હાથ ધરી પિણ્ડ લેઇ પ્રસન્ન થઇ, સ્વેચ્છાએ, અને પ્રભુની પાસે પ્રાણત્યાગ કરવાનું ભીષ્મને વરદાન આપ્યું હતું.

વીશાલ નામના રાજાને પુત્ર નહોતો તેથી તેણે બ્રહ્માની આજ્ઞાપ્રમાણે શ્રદ્ધા અને ભક્તિથી સંપૂર્ણ વિધિવડે શ્રાદ્ધ કર્યું, ત્યારે શ્વેત, રક્ત, અને શ્યામ એમ જૂદા જૂદા રંગના પુરુષોએ વારાફરતી હાથ લાંબા કરી પિણ્ડ ગૃહણ કર્યાં હતા. શ્વેત પુરુષ કહે છે કે હું તારો પિતા છું, આ લાલ વર્ણવાળો બ્રહ્મહત્યા કરનારો મારો પિતા છે અને આ ત્રીજો ઋષિઓનો સંહાર કરવાવાળો, કઠોર હૃદયનો નિર્દય મારો પિતામહ છે. હું મારા પોતાના પુણ્યથી સ્વર્ગમાં વસું છું. આ બે પોતાનાં પાપકર્મવડે અઘોર નરકમાં પડેલા છે. હું સુખમાં છું. બે દુઃખમાં છે. તમારા પિણ્ડપ્રદાનથી હું હમણા મોક્ષ માર્ગે જાઉં છું. અને આ બે સદ્દગતિને સાધ્ય કરશે, તમારો વંશ વધશે, તમને પુત્ર પ્રાપ્ત થશે, તમે પરમાત્માને પ્રસન્ન કરી મુક્તિ મેળવશો, હવે અમે અદૃશ્ય થઇએ છીએ.

વિદર્ભદેશનો સુદેવ નામનો એક વૈશ્ય ઘણા ધર્મ કર્યા છતાં શ્રાદ્ધ ક્રિયા વગર પ્રેત યોનિમાં અવતર્યો હતો, પરંતુ, જ્યારે બભ્રુવાહન રાજાએ શ્રાદ્ધ ક્રિયા કરી ત્યારે તે સદ્દગતિને પામ્યો હતો.

યુધિષ્ઠિર રાજાના શ્રાદ્ધ કરવાથી પાંડુ રાજાએ પિણ્ડગૃહણ કરી, નિષ્કંટક રાજ્ય ભોગવી અંતે સાયુજ્ય મુક્તિ મેળવવા માટે યુધિષ્ઠિર રાજાને વરદાન આપ્યું હતું.

## શ્રાદ્ધમાં પવિત્ર અન્નની આવશ્યકતા છે.

શ્રાદ્ધ કરવા માટે પવિત્ર અન્નની આવશ્યકતા છે. તેને સારૂ ભક્તમાળમાંથી એક દૃષ્ટાંત આપું છું.

રામાનંદસ્વામીનો એક બ્રહ્મચારી શિષ્ય હતો. તે શિષ્ય ઠાકોરજીના નૈવેદ્ય સારૂં સીધું સામાન લાવવાનું કામ નિરંતર કરતો હતો. રામાનંદ સ્વામીએ તેને સમજાવી રાખેલું કે, કોઇપણ અપવિત્ર સ્થળેથી તારે કંઈ લાવવું નહિ. એક વખત ચોમાસામાં વર્ષાદ ઘણો વરસ્યો, તેથી ગામમાં અને ગામની બહાર પુષ્કળ પાણી ફરી વળ્યું. બેત્રણ દિવસની હેલી થઈ. બ્રહ્મચારી સીધું લેવા સારૂ ગામડે જવા સારૂ નિકળ્યો પરંતુ પાણી ઘણું હોવાથી ગાંદરે આવ્યા પછી તેની હિંમત ચાલી નહીં. વિમાસણમાં પડ્યો. બ્રહ્મચારીને

બોલાવી લાવ્યો. વિનતિ કરી સામગ્રી સ્વીકારવા આગ્રહ કર્યો. નિરુપાય હતો એટલે સમયને ધ્યાન આપી બ્રહ્મચારી સામગ્રી લેઈને મઠમાં આવ્યો.

રામાનંદ સ્વામીને ત્રણ કાળનું જ્ઞાન હતું, તેથી તેમણે અંતર દૃષ્ટિવડે સર્વ વૃત્તાંત જાણ્યો. બ્રહ્મચારીને ઠપકો આપ્યો. કહ્યું કે, તારે ચર્મકારને ઘેર જન્મ લેવો પડશે. અપરાધનું ફળ ભોગવ્યા વગર છુટકો નથી. તારી સદ્ગતિ સારૂં હું શ્રાદ્ધ કરીશ.

સમય વ્યતીત થતાં બ્રહ્મચારી મરણને શરણ થયો અને ચમારને ઘેર આવીને અવતર્યો. પૂર્વ સંસ્કાર સ્ફુરાયમાન થયા તેથી સ્તનપાનનો ત્યાગ કર્યો અને ચમારનો બાળક સાત દિવસ થયા પણ ધાવતો નથી આ વાત રામાનંદ સ્વામીએ સાંભળી એટલે લાગલા પોતે ચમારનેઘેર આવ્યા અને બાળકને ઉપદેશ આપ્યો કે, નવ માસ ગર્ભમાં રહ્યો તો પછી સ્તનપાન કરવા માટે શા સારૂ સંકોચાય છે? સ્તનપાન કર. રામાનંદ સ્વામીની આજ્ઞાથી બાળકે સ્તનપાન કર્યું. રામાનંદ સ્વામી મુકામ ઉપર આવ્યા. બાળકનું કલ્યાણ કરવા શ્રાદ્ધાદિ કર્મ ચાલુ કર્યાં. વાચકવૃંદ! આ બાળક તે જે "રોહિદાસ ચમાર" નામથી પ્રસિદ્ધ થયો છે. રોહીદાસ નાનપણથી જ દૈવી સંપત્તિનો સંચય કરતો હતો. પરમાત્માની પૂજા અને ભક્તિમાં વખત બધો ગાળતો. છેવટે ભક્તશિરોમણિતરીકે ખ્યાતિ ફેલાવી તેણે પરમપદ પ્રાપ્ત કર્યું છે, તે સૌ કોઇના જાણવા બહાર નથી. રોહિદાસે જે સદ્ગતિ સાધ્ય કરી છે, તે તેના સદ્ગુરુએ કરેલા શ્રાદ્ધાદિ કર્મનું ફળ છે, એમાં યત્ કિંચિત્ પણ સંશય નથી.

यादृशं भक्षयेच्चान्नं, बुद्धिर्भवति तादृशी ।।
दीपस्तिमीरं भक्षयति, कज्जलं च प्रसूयते ॥ १ ॥

આપણામાં સામાન્ય કહેવત છે કે "અન્ન તેવા ઓડકાર" મનુષ્ય જેવું અન્ન ખાય છે, તેવી તેની બુદ્ધિ થાય છે. દિવા ઉપર કાજલ થાય છે, તેથી સ્પષ્ટ સમજાય છે કે દિવો અંધારાને ખાય છે. કહેવત છે કે ભીષ્મપિતામહ દુર્યોધનના ઘરનું અન્ન જમતા હતા. તેથી દ્રૌપદીનાં વસ્ત્રહરણ પ્રસંગે કંઇ પણ બોલી શક્યા નહોતા. [illegible]તુ યુદ્ધના પ્રસંગમાં અર્જુને તેમનાં ગાત્ર જ્યારે બેદી નાખ્યાં, રૂંવેરૂંવેથી દુર્યોધનના [illegible]નું સત્વ લગીરેલગીર કાઢી નાખ્યું, ત્યારે તેમનામાં શૌર્યનો પ્રાદુર્ભાવ [illegible] જે સામર્થ્યવડે શ્રીકૃષ્ણ ચન્દની શસ્ત્ર ન ધારણ કરવાની પ્રતિજ્ઞા હતી તે તેમણે [illegible]લાવી છે, એટલુંજ નહિ પણ પ્રાણોત્ક્રમણ વખતે પ્રેમથી પરમાત્માને પોતાના કરી પરમપદ પ્રાપ્ત કરી લીધું. ચમારના ઘરનું અન્ન કે ઇતરના ઘરનું અપવિત્ર અન્ન ભક્ષણ કરવાથી તામસ વૃત્તિ થાય છે, અને બુદ્ધિમાં પણ વિકાર થાય છે. વૃત્તિ અને બુદ્ધિમાં વિકાર થયો એટલે ક્રોધ થાય છે. શાસ્ત્રમાં એક વચન છે કે,

सत्यंहंति, तपोहंति, हंतिपुण्यंपुराकृतं ।।
धर्ममोक्षौ सदाहंति, नास्तिक्रोधसमोरिपुः

ક્રોધથી, સત્ય, તપ, ધર્મ, મોક્ષનો માર્ગ, અને પ્રથમ કરેલુ સઘળું સુકૃત્ય નાશ પામે છે. કારણ કે ક્રોધસમાન બીજો કોઇ દુશ્મન નથી. માટે શ્રાદ્ધ કાર્યમાં અપવિત્રની પાસેથી અન્ન અથવા કંઈ પણ વસ્તુ લેઇ વાપરવી નહિ.

ગર્તમાં પડે છે. બ્રહ્મચર્ય, સત્ય, અસ્તેય, તથા દેશસેવાની વાતો કરીને આ લોકો દેશસેવા અને દેશના કલ્યાણને નામે પ્રજાને અવળે માર્ગે દોરે છે, અને અર્ધદગ્ધ અથવા તદન અજ્ઞાન લોકો તેમની પાછળ ગતાનુગતિક બની દોરાય છે. આ કાળ જ એવો છે, અને લોકોના અંતઃકરણની અને મનની સ્થિતિ જ એવી છે, કે તે આવા પુરુષોની પાછળ તણાય જ.

સુધારાવાળા, કે જે પાશ્ચાત્ય દેશોનું જ અનુકરણ કરવામાં હિત સમજે છે, તેમને આર્યસમાજી જેવા પોતાના મતને અનુકૂલ શાસ્ત્રનાં પ્રમાણો આપનાર મનુષ્યોની જરૂર હતી, જે તેમને મળ્યા, અને તેમણે તેમનો સંગ કર્યો. આર્યસમાજીઓને પણ પોતાના મતને ટેકો આપી અનુસરનાર આવા સુધારાવાળાઓની જરૂર હતી, જે તેમને મળ્યા અને તેમને પોતાના મતમાં ભેળવ્યા. આ પ્રમાણે પરસ્પરના લગ્નસમારંભમાં પરસ્પર એકઠા થાય તેના જેવો તાલ આપણા દેશમાં જામ્યો છે, અને લગ્નસમારંભનાં અને લગ્નગીતો ગવાઇ રહ્યાં છે. આ સમારંભમાં મહાત્માજી મળ્યા એટલે તો પછી પૂછવાનું જ શું હોય ! વેદો અને ઇશ્વર પણ સત્યપરાયણ અને દેશસેવાને માટે સ્વાત્માર્પણ કરનાર મહાત્માજીના આગળ કોણ હિસાબમાં ! આથી બીજું બધું ખોટું, અને માત્ર મહાત્માજીનાં વચન એ જ વેદવાક્યો, એકલી દેશસેવામાં નહિ, પણ ધર્મની બાબતમાં પણ ગણાવા લાગ્યાં. સુધારાવાળા અને આર્યસમાજીઓના તો હર્ષનો પાર ન રહ્યો કારણ કે જ્યાં મહાત્માજીનો જ તેમના મતને ટેકો મળ્યો ત્યાં પછી શી વાત ! આ પ્રમાણે વ્યવસ્થા આપણા દેશમાં કેટલાક વખતથી ચાલી રહી છે, અને દેશસેવા અને દેશના કલ્યાણને નામે દેશની દુર્દશા થઇ રહી છે, અને શાસ્ત્રના યથેચ્છ અર્થ કરી યથેચ્છ આચારવિચાર ચાલી રહ્યા છે.

આ શ્લોકમાં વિધવેવ દેવરમ્ એ શબ્દો લેઈને સ્વામીજી કહે છે, કે વેદમાં વિધવાવિવાહ સંમત છે. સ્વામીજીનું જ્ઞાન વેદસંબંધમાં ઉંધે મસ્તકે ગળા જેટલું જણાય છે, એમાં કોઈએ શંકા કરવાજેવું નથી !

પ્રથમ તો આ મંત્ર વિવાહસંબંધમાંનો નથી. કે સ્વામીજી તેને વિવાહસંબંધમાં લગાડે છે. આ તો તેમની મોટી આમળાજેવી ભૂલ છે.

વળી નિયોગ વસ્તુ જુદી છે, અને વિધવાવિવાહ વસ્તુ જુદી છે, એનું પણ મહર્ષિને કંઈ ભાન જણાતું નથી. નિયોગ અને વિધવાવિવાહ અથવા નાતરૂં એમાં બહુ અંતર છે. એ બેને કંઇ સંબંધ જ નથી. છતાં મહર્ષિને બન્ને એક જણાય છે, એ તેમની મહાસાગર જેટલી વિદ્વત્તાને લેઈને જ હશે એમ જણાય છે !

જ્યારે વાગ્દાન થયા પછી કોઈ વિવાહિત સ્ત્રીનો પતિ મરી જાય અને જ્યારે તેનો વંશ જતો હોય અને તેને પોતાનો વંશ રાખવાની ઇચ્છા હોય, ત્યારે તેને શાસ્ત્રે નિયોગની છુટ આપેલી છે અને તે પણ તેના દીએર સાથે. જ્યારે આવી કોઈ સ્ત્રીની વંશ રાખવાની આવી ઇચ્છા હોય ત્યારે તેનો દીએર શરીરે ઘી ચોપડીને તે સ્ત્રીની સાથે ઋતુકાળમાં એક વખત સમાગમ કરે, અને તે પછી તેને માતાતુલ્ય ગણે. ( નિયોગસંબંધમાં મનુસ્મૃતિમાં નવમા અધ્યાયમાં વિસ્તારથી ખુલાસો કર્યો છે. ) આ પ્રમાણે નિયોગનો આશય છે, જેથી નિયોગ અને વિધવાવિવાહ એ બેમાં કેટલું અંતર છે, તે સુજ્ઞ વાચકવર્ગ જોઈ શકશે જ. પણ મહર્ષિજીને તો તેમની આ દેશસેવાની દૃષ્ટિમાં બન્ને એક જ જણાય છે ! નિયોગમાં કામવાસનાની તૃપ્તિનો હેતુ જરા પણ હોતો નથી. વળી તેમાં પરણેલી સ્ત્રીની સાથે પોતાની કામવાસનાને પોષવામાટે જેમ વ્યવહાર ચલાવવાનો હોય છે તેવું કંઇ જ હોતું નથી, પણ એક વખત નિયોગ કર્યા પછી તેને માતાસમાન ગણવાની હોય છે. જો સ્વામીજી નિયોગને માને છે તો વિધવાવિવાહ પછી તે જ પ્રમાણે વર્તન

સ્ત્રી પુરુષોએ તેવું વર્તન રાખવું, એમ કહે છે ખરા કે? અથવા તેવું વર્તન આજનાં સ્ત્રી પુરુષો રાખી શકે ખરાં કે? વળી વેદ સ્મૃતિ પુરાણઆદિ સર્વ શાસ્ત્રપારંગત સ્વામીજીને એની પણ ખબર જણાતી નથી કે કળીયુગમાં નિયોગની શાસ્ત્રકારોથી મના કરવામાં આવી છે. કારણ કે આ કાળમાં તેવા ઊર્ધ્વરેતા મનોવિગ્રહવાળા પુરુષો તથા મનોનિગ્રહ વાળી સ્ત્રીઓ હોવી સુદુર્લભ છે.

નિયોગ વિધિને વિધવાવિવાહ જોડે કોઇ સંબંધ નથી. માટે વેદમાં કહેલા નિયોગના દૃષ્ટાંત માત્રથી વિધવાવિવાહ થઇ શકે એ વાત પ્રમાણ ઠરતી નથી. કેમકે લગ્નના મંત્રોમાં કોઇ જગોએ નિયોગનું નામ પણ નથી.

વળી આ મંત્રનો અર્થ કરવામાં સ્વામીજીએ બીજા વ્યાકરણના દોષો કર્યા છે, તે પણ જાણવા જેવા છે, પણ ઉપર જણાવ્યા પ્રમાણે આ સંબંધમાં વિસ્તારથી ચર્ચા કરવાનો આપણો આશય ન હોવાથી તેવી બાબતો આપણે અત્ર છોડી દઇએ છીએ. આ બધી બાબતોની ચર્ચા કરીએ તો સ્વામીજીને વેદ સ્મૃતિ, સ્મૃતિ, વ્યાકરણ પુરાણ તથા સમાજની વ્યવસ્થા વગેરેનું કંઇ જ જ્ઞાન નથી, એ સુસ્પષ્ટ જણાઇ આવે છે, છતાં મહર્ષિ હિંદુસ્તાનમાં એક મોટા સુધારક અને મોટા વિદ્વાન ગણાય છે, એ કાળમાહાત્મ્ય નહિ તો બીજું શું સમજવું?

આ જ પ્રમાણે આપણા દેશમાં અને આપણી પ્રજામાં તુત ચાલી રહ્યું છે. એક વગર સમજે બે પ્રમાણ આમ તેમ આપીને કહ્યું કે વેદમાં આમ છે અને તેમ છે અને લોકો તેને ઝટ અનુસરે છે. વળી આવા લોકોને પ્રજા અનુસરે તેમાં પણ આશ્ચર્ય નથી, કારણ કે પ્રજાનો વેગ કાળબળે કરીને હાલમાં જૂદી જ દિશાનો છે તો પછી તેને આવા વિચારો રુચે એ સ્વાભાવિક જ છે. બીજાએ કહ્યું કે સ્પર્શાસ્પર્શથી આપણા દેશને બહુ હાનિ છે, તે આપણા દેશનું ભારે કલંક છે, તેથી જ આપણી અધોગતિ થઇ છે, અને જ્યાં સુધી આપણે તેને નહિ દૂર કરીએ ત્યાંસુધી આપણો ઉદ્ધાર કદી થનાર નથી, વેદમાં સ્પર્શાસ્પર્શ છે જ નહિ, સાચો વૈષ્ણવધર્મ સ્પર્શાસ્પર્શ નહિ રાખવામાં જ રહેલો છે, આ પ્રમાણે કહીને કાંતો મહર્ષિ દયાનંદજેવાનું, નરસિંહ મહેતાજેવાનું-"વૈષ્ણવ તો તેને કહીએ રે જે પીડ પરાઇ જાણે",-કોઇ પ્રમાણ આપે છે, અને લોકો બીચારા તેને અનુસરે છે. પણ આનું પરિણામ अंधेन नियमाना अंधाः-એ વિના બીજે શું આવી શકે? અને તેવો પરિણામ આપણે સ્પષ્ટ જોઇએ છીએ જ.

વળી જે સ્ત્રીનો કે જે કન્યાનો વાગ્દાન થયા પછી પણ પતિ મરી જાય છે તે પતિવ્રતા હોય, કુલિન હોય, સ્વધર્મનિષ્ઠ હોય તો તે નિયોગને ઇચ્છતી નથી પણ તે બ્રહ્મચર્ય પાળીને વિવિધ તપશ્ચરણ કરીને પોતાના આયુષ્યને પૂર્ણ કરે છે. મહાભારતમાં શુકન્યા સાવિત્રીનું આખ્યાન છે તેમાં સત્યવાનની સાથે વિવાહનું નક્કી કર્યા પછી નારદજી સાવિત્રીના પિતાને ઘેર આવે છે અને કહે છે કે સત્યવાનનું મરણ એક વર્ષની અંદર થાય તેમ છે, જેથી તેની સાથે લગ્ન કરવું ઉચિત નથી. તે ઉપરથી સાવિત્રીને બોલાવીને તેના પિતાએ તથા નારદજીએ બન્નેએ કહ્યું, કે સાવિત્રિ! તું સત્યવાનની સાથે પરણવાનો વિચાર છોડી દે, કારણ કે તેનું મરણ એક વર્ષની અંદર થાય તેમ છે. સાવિત્રીએ આ શબ્દો સાંભળીને કહ્યું, કે "ભલે તેમનું મરણ એક વર્ષની અંદર થવાનું હોય, પણ હું તો તેમને મનથી વરી ચુકી છું, જેથી મારો વિચાર હું ફેરવી

શકતી નથી; કારણ કે તેમ કરવાથી ઉત્તમ પતિવ્રતથી હું ભ્રષ્ટ થઉં તેમ છે. અમારો મનિસવિવાહ થઇ ગયો છે, જેથી હવે તે ફરી શકશે નહિ." આ પ્રમાણે વચનો બોલીને તેણે બીજાની સાથે વિવાહ કરવાની ઇચ્છા કરી નહિ, પણ તે મરી જશે તો તેમનું ધ્યાન કરતી હું તપશ્ચરણ કરતી જીવનને પૂર્ણ કરીશ, એ પ્રકારના ઉત્તમ નિશ્ચયને તેણે સેવ્યો. આ જ પ્રમાણે ઉત્તમ કુલિન સ્ત્રીયો પતિના મરણ પછી અન્યની સાથે નિયોગને જ ઇચ્છતી નથી તો પુનર્વિવાહને તો ક્યાંથી ઇચ્છે !

વેદમાં વિધવાવિવાહસંમત છે, એ દર્શાવવાને મહર્ષિજી નીચેનો બીજો શ્લોક પ્રમાણ રૂપે આપે છે.

इयं नारी पतिलोकं वृणाना निपद्यत उपत्वा मर्त्य प्रेतम्।
धर्मं पुराणमनुपालयन्ति तस्यै प्रजां द्रविणं चेह धेहि ॥

ભાવાર્થઃ—હે મર્ત્ય પુરુષ ! પતિલોકને ઇચ્છતી અર્થાત્ જન્માંતરમાં તમને જ પતિરૂપે ઇચ્છતી, સતી સ્ત્રીઓના પુરાણ સનાતન ધર્મનું પાલન કરતી આ તારા પતિવ્રતા સ્ત્રી સતીધર્મનું પાલન કરવાઅર્થે તારા મૃતદેહ સમીપે સુએ છે, ( તો ) તું આ જન્મના તેના પુત્ર ધનાદિકને ધારણ કર અર્થાત્ તેનો નાશ ન થાય પણ તે સ્થિર રહે એ પ્રમાણે કર. ( અથવા તેનું રક્ષણ કર. તેને વૃદ્ધિને પમાડ ૪૦ )

મહર્ષિજી આ શ્લોકને પોતાની અતુલ બુદ્ધિના પરાક્રમથી વિધવાવિવાહમાં લગાડી દે છે ! આ શ્લોક અથર્વવેદ કાંડનો છે. સતી થવાને પતિના શબસાથે સુતેલી સ્ત્રીને ઉદ્દેશીને અંત્ય ક્રિયા વખતનો વેદનો આ મંત્ર છે. આ સ્ત્રી તો પતિના શબસાથે બળી જવાની છે, તો પછી નિયોગ, કે વિધવાવિવાહની વાત જ ક્યાં રહે છે ! જેમ શ્રાદ્ધમાં પિતૃઓની પાસે ધનપુત્રાદિકની યાચના કરવામાં આવે છે તેમ જ આ પ્રેત પાસે સતી થનારી સ્ત્રીની સંતતિ અને દ્રવ્યના પોષણ રક્ષણમાટે યાચના આ મંત્રમાં કરવામાં આવી છે.

સ્વામીજી " तस्यै प्रजां द्रविणं धेहि "—એ શબ્દોનો અર્થ પોતાની ભોળાભ્રબુદ્ધિથી એવો કરે છે, કે હે પ્રેત ! તું એ સ્ત્રીને માટે સંતતિ અને દ્રવ્યને ધારણ કર; અર્થાત્ એ સ્ત્રી નિયોગવડે સંતાન પેદા કરે એમ કર ! આગળના શ્લોકમાં જણાવ્યા પ્રમાણે નિયોગનો અર્થ સ્વામીજી સમજતા નથી. નિયોગ એટલે પુનર્વિવાહ, કે વિધવાવિવાહ એવો તેમણે ઠાકી બેસાડ્યો છે. લોકો બીચારા શું જાણે, કે કોને નિયોગ કહે છે, અને કોને વિધવાવિવાહ કહે છે. તે તો વેદનું નામ સાંભળીને તે પ્રમાણે ખરૂં હશે, એમ સ્વીકારી લે છે. વેદના અર્થને જરા પણ નહિ સમજનાર, અને પોતાની વિપરીત મતિવડે તેનો ગમે તે અર્થ કરનાર આવા પુરુષો આવી બાબતોના સંબંધમાં આમ જ ઉંધુંચતું વેતરે છે ! આ અર્થ તેમણે તદન ખોટો જ ઉપજાવી કાઢ્યો છે. નિયોગની તો આમાં ગંધ પણ નથી. તમે બીજા જન્મમાં પણ મારા પતિ થાઓ, અને આ જ પતિ અન્ય જન્મમાં પણ પ્રાપ્ત થાઓ, એવી પતિવ્રતા સ્ત્રી સ્વાભાવિક રીતે જ પતિના મરણસમયે સતી થતી વખતે ઇચ્છા કરે તેમાં નિયોગની વાત જ ક્યાં છે !

નિયોગ એ કંઇ પુરાતન ધર્મ નથી કારણ કે તે એક દેશી છે અને તે આપત્કાલનો જ ધર્મ છે, સર્વ દેશી નથી. વળી જેનો પતિ મરી ગયો છે, અને તે પણ સનાતન પતિવ્રતા

ધર્મનું પાલન કરવાવાળી પતિવ્રતા સ્ત્રી તેવી સ્ત્રી તેના મરણસમયે બીજાના સાથે નિયોગ કરી વૃદ્ધિ પુત્રધનાદિકને તે વખતે ઇચ્છે, કે તે તે જન્માંતરમાં તે પતિનીજ ઇચ્છા કરે ? તે વખતે તેના મનની સ્થિતિ કેવી હોય છે તેની કલ્પના કરવી સહજ છે પતિવ્રતા નથી એવી સ્ત્રીનો પતિ મરી જાય છે તો પણ તે વખતે તો તેના મનના ભાવો જૂદા જ હોય છે, પતિવિરહથી તે વ્યાકુલ હોય છે, તો તે વખતે તે નિયોગની અને ધનાદિકની બીજાદ્વારા ઇચ્છા કરે, એ કેટલી મૂર્ખાઇભરેલી અર્થવગરની કલ્પના સ્વામીજીએ કરી છે. આવી કલ્પના તો તેમના જ મગજમાંથી નીકળે !

વળી વૃદ્ધિ ધારણ કરવું, પોષણ કરવું, વૃદ્ધિ કરવી, રક્ષણ કરવું, એ વગેરે જે વસ્તુ વિદ્યમાન છે તેના સંબંધમાં હોઇ શકે છે, અર્થાત્ પ્રાપ્ત પતિથી જે ધન પુત્રાદિક ઉત્પન્ન થયા છે તેનું રક્ષણ કરવાની પ્રાર્થના આ મંત્રમાં કરવામાં આવી છે, નવા ધનપુત્રાદિકની યાચના આ મંત્રમાં કરવામાં આવી નથી. નિયોગ અથવા નવો પતિ કરવાની તો ગંધ પણ આ મંત્રમાં નથી.

# प्रसंगानुरूपम्



——બુદ્ધિપ્રકાશ નામનું સુપ્રસિદ્ધ માસિક જુલાઇ માસના અંકમાં દંપતીઆભરણ-ભાગ ૧ લાના સંબંધમાં નીચેપ્રમાણે લખે છેઃ " સ્ત્રી અને પુરુષ બન્નેને હિતકર અને સુખદાયી થઇ પડે એવી રીતે આપણા દામ્પત્યજીવનનાં વિવિધવિધ ચિત્રો આલેખી તેમાં અજ્ઞાનતા અને અવિચારી વિષય લાલસાથી વ્યાપી રહેલી દુર્દશાપ્રતિ વાચકવર્ગનું ધ્યાન દોરી, પ્રજોત્પત્તિના પ્રશ્નઉપર જે ભાર રા. પંડિતે મૂક્યો છે તે સમાજે ખુબ વિચારવાજોગ છે. અન્ય દેશોમાં જન્મપ્રમાણ વધારવાને જે પ્રયાસ થાય છે અગર તો માત્ર વિષયસુખ મેળવવા માટે જે તજવીજ કરવામાં આવે છે તેવો આ પ્રશ્ન નથી. પણ ઉપરાઉપરી સુવાવડોથી અને યોગ્ય સાધનસંપત્તિરહિત બહુ મોટી સંતતિથી જે દુઃખ અને ત્રાસ ઉપજે છે તેનું તાદૃશ્ય પણ કરુણ ચિત્ર પ્રસ્તુત પુસ્તક વાંચતા આપણી આંખસમક્ષ ખડું થાય છે અને તે જીવન અનેક પ્રશ્ન ઉપસ્થિત કરે છે. રા. પંડિતે સૂચવેલો સંયમ અને બ્રહ્મચર્યનો નિયમ સર્વદા ઇષ્ટ અને સર્વમાન્ય છે. પણ તે પ્રતિ જન સમૂહનું ખાસ ધ્યાન ખેંચાવું જોઇએ. તે દિશામાં રા. પંડિતનો પ્રશ્ન સ્તુત્ય છે. તેમનું લખાણ ઉન્નતિ અને સુખને માર્ગે પ્રેરનારૂં છે, અને તે પ્રમાણે જીવન ઘડવાથી ખચિત આપણે કંઇને કંઇ ઇષ્ટ પ્રાપ્ત કરી શકીએ છીએ. રા. પંડિતને આવું વિચારઉત્તેજક અને સુપંથે દોરનાર પુસ્તક રચી તે ભેટ આપવા માટે અભિનંદન આપીએ છીએ ."

× × × × ×

——અમદાવાદથી વિદ્વદ્‌શિષ્ટ એક બંધુશ્રી લખે છે, કે " પ્રાતઃકાલ વાંચતાં સમજાય છે, કે હવે તે " માધ્યાંદિન " અવસ્થામાં છે. અને આપના વિચારો જોતાં જણાય છે કે આપ વૈરાગ્યની પ્રબલ સત્તાથી તણાઇ કદાચ તેને " સાયંતન " પ્રયોગ કરાવશો. સ્તુતઃ આપ લખો છો તેમ લખવા વાંચવાના વેગને પણ તિલાંજલિ આપવી જોઇએ. પરંતુ બોધ મારા જેવા જરાવાળાને યોગ્ય છે. આપને હજુ તે વેગ લોકહિતાર્થે પણ રાખવા રૂરનો છે. પરંતુ हृदिस्थितेन यथा प्रयुक्तोऽस्मि तथा करोमि એ સૂત્રપ્રમાણે જીવન હેવા દેવામાં કોઇ જાતનો ભય નથી. "

× × × × ×

———મજરાથી એક સજ્જન કેટલીક શંકાઓ પૂછે છે તેનું ઉત્તર સ્વલ્પમાં નીચે માણે આપવામાં આવે છે.

૧. " મારી વૃત્તિઓ કોઇકવાર એટલી અશાંત બની જાય છે કે ઘર છોડીને કોઇ ગલમાં જતા રહેવાનું મન થાય છે. તે પ્રમાણે કોઇ મહાત્માનો સંગ કરવાની ઇચ્છાથી ક દિવસે ઘેરથી નીકળીને, ડાકોર, અમદાવાદ, સુરત, વડોદરા, ગોધરા, રતલામ, ગોકુલ, [illegible], વૃંદાવન, ભરતપુર, બાંદીકુઇ, જેપુર, અજમેર, આબુરોડ વગેરે ઠેકાણે જઇ આવ્યો. ઠેકાણે એક મહાત્માનાં દર્શન થયાં. તેમને મને ઘેરથી નીકળી આવવાને માટે આપના લખાણપ્રમાણે સ્પષ્ટ આપ્યો. જેથી પાછો આપની સૂચનાપ્રમાણે ઘેર આવીને નોકરી

ઉપર હાજર હિ છું. પણ મારી વૃત્તિઓ કામકાજમાં ચોટતી નથી તો મારી વૃત્તિઓ શાંત રહે તેવો કોઇ ઉપાય બતાવશો."

તમારા ઘરમાં શ્રીકૃષ્ણ કે શ્રીરામચંદ્રની કોઇ છબી હોય તો તેને સામી મુકી સવારસાંજ નમ્ર ભાવે હાથ જોડી પ્રાર્થના કરશો, કે ભગવાન્ મારી વૃત્તિઓને સ્થિર કરો, મને શાંતિ આપો. મારા મનના વિપરીત વેગોને શમાવો, વગેરે વગેરે. અથવા શંકર કે તમે જેને ઇષ્ટ માનતા હો તેમને આ પ્રમાણે પ્રાર્થના કરો. દયાળુ ભગવાન્ યોગ્ય કાળે તમારી વૃત્તિઓના વિપરીત વેગને શમાવશે. અવકાશના વખતે શ્રીરામ કે કૃષ્ણ કે જેને તમે તમારા ઇષ્ટ માનતા હો, કે જેના ઉપર તમારો પ્રેમ હોય તેના નામનું સ્મરણ કર્યા કરો. રામ, રામ, રામ, રામ, એ પ્રમાણે બોલ્યા જ કરો. મન બીજા વિચાર કરે, કે તમારી પાસે ગમે તે કૃતિ કરાવે, પણ તમે તો મોઢેથી રામનામ લીધા જ કરો. આ પ્રમાણે વધારે વખત થતાં તમારા હૃદયમાં શાંતિ થશે.

૨ માયાથી જગત્ શી રીતે ઉત્પન્ન થયું?
બ્રહ્મે સંકલ્પ કર્યો, અને માયા અને બ્રહ્મના સંબંધે કરીને આ જગત્ ઉત્પન્ન થયું.

૩ આકાશમાંથી આત્માની શી રીતે ઉત્પત્તિ થઈ?
આકાશમાંથી આત્માની ઉત્પત્તિ થઈ નથી.

૪ પૃથ્વી ક્યાંથી ઉત્પન્ન થઇ હશે?
પૃથ્વી તેનું કારણુ જે જલ તેમાંથી ઉત્પન્ન થઈ છે.

૫ મનની શુદ્ધિ ક્યારે થાય?
પ્રાપ્ત સંધ્યાદિ નિત્યકર્મ કરવાથી તથા ભગવાનની ભક્તિ કરવાથી મનની શુદ્ધિ થાય છે.

૬ એક પુસ્તકમાં લખ્યું છે, કે 'આ જગતમાં વિશ્વાસને લાયક કોઇ નથી, તો વિશ્વાસલાયક કોણ હશે?
સત્પુરુષો અને ઇશ્વર, એ બે હંમેશાં વિશ્વાસકરવા યોગ્ય છે.

૭ રાવણ રાજાને દશ મસ્તક હતાં, કે દશ મસ્તકજેટલું અભિમાન હતું?
એક પછી એક મસ્તક છેદાય તો દશ મસ્તક સુધી આ પ્રમાણે છેદાઈ રહે ત્યારે તેનું મરણ થાય, એમ પણ તેની તપશ્ચર્યાથી મળેલા વરને લીધે બનવાનો સંભવ છે. અથવા દશ મસ્તક પણ હોઇ શકવાનો સંભવ છે.

૮ આ જગતમાં ધર્મ શા આધારે ટકી રહ્યો હશે?
ધર્મ પોતાના જ આધારવડે અથવા તો સનાતન એવા પુરાણ પુરુષ કે જે ધર્મના સંસ્થાપક ઈશ્વર છે તેમની સત્તાના આધારે ટકી રહે છે. સત્પુરુષો પણ આ ધર્મનું રક્ષણ કરી શકે છે.

૯ આત્માનાં કેટલાં રૂપ હશે, અને તેમાં શ્રેષ્ઠ કયું ગણાતું હશે?
આત્મા અને પરમાત્મા, એવાં તેનાં બે રૂપ છે, જેમાં બીજું શ્રેષ્ઠ છે.
તમારે આવી કડાકુટમાં પડવાની શી જરૂર છે. તમે માત્ર ભગવાનની ભક્તિ કરો એટલે ઘણું છે. બધું તેથી જણાશે. તમારે તો હરતાં ફરતાં અને બીજા વખતે

ભગવાન્‌નું નામ લીધા કરવું, એ જ તમારે માટે ઉત્તમ છે. તમારા અધિકારને લેઇને પછી જે જણાવવાયોગ્ય હશે તે તમને તે જણાવતી રહેશે.

× × × ×

——મુંબઇથી એક સદ્ગૃહસ્થ કેટલીક શંકાઓ નીચેપ્રમાણે કરે છે, જે શંકાઓને મર્યાદાથી લખવામાં આવે છે અને તેનું ઉત્તર પણ મર્યાદાથી અત્યંત સ્વલ્પમાં આપવામાં આવે છે. આવા સદ્ગૃહસ્થો પ્રસંગે રૂબરૂ મળી ચર્ચા કરી જાય તો તેમનો ઘણો ખુલાસો થવાનો સંભવ છે.

૧ એટલી તો વાત હવે સમજાય છે, કે સંપૂર્ણ વીર્યરક્ષામાટે સ્ત્રીસંગ વિઘાતક છે. પરંતુ ગૃહસ્થ પુરુષ સ્ત્રીસંગ કેવી રીતે છોડી શકે એ જરા વિચારવાની વાત છે.

ઉ૦ ગૃહસ્થને સ્ત્રીસંગ છોડવાનો ક્યાં છે ? માત્ર તેણે બ્રહ્મચર્યને જ પાળવાનું છે. જેનાથી આ પ્રમાણે ન બની શકતું હોય તે શરીરના અને મનના નબળા છે. એમ સમજવું. અભ્યાસે કરીને આ નબળાઈ દૂર કરી શકાય છે, કે જીતી શકાય છે.

૨ જો સ્ત્રીસંગ અવનતિનું જ કારણ છે, તો પછી સ્ત્રીઓની ઉત્પત્તિ શા હેતુથી હશે ?

ઉ૦ સ્ત્રીસંગ જેમ અવનતિનું કારણ છે તેમ ઉન્નતિનું પણ કારણ છે. મનુષ્ય વસ્તુનો જેવો ઉપયોગ કરે છે તેના ઉપર સુખદુઃખનો આધાર રહે છે. ખાવાથી આરોગ્ય મળે છે, આયુષ્ મળે છે, ભુખ લાગે છે, બળ મળે છે, પણ તેનો દુરુપયોગ કરીને અનેક મનુષ્યો માંદા પડે છે, નમળા રહે છે, અને અકાળે મરણ પામે છે. વસ્તુઓનો સારો, કે નઠારો ઉપયોગ કરવો, એ મનુષ્યના હાથમાં છે. એક મનુષ્ય જેનાથી પોતાની અવનતિ કરે છે, તેનાથી જ બીજો પોતાની ઉન્નતિ કરે છે.

તમારે શ્રીમાન્ નૃસિંહાચાર્યજીપ્રણિત શ્રીશામિનીમૂહૂર્તના પાંચે ભાગ ન વાંચ્યા હોય તો વાંચવાની જરૂર છે.

૩ વળી મહાન્ વિદ્વાન્ અને જગદુદ્ધારક ગણાતા પુરુષો એવો ઉપદેશ કરે છે, કે સ્ત્રીઓની ઉન્નતિ કરો તો જ દેશની ઉન્નતિ થશે વગેરે. પણ સ્ત્રીઓની ઉન્નતિ કરવામાં પુરુષો ખપી જાય છે, તો શું હવે સ્ત્રીએ થી તદન અલગ જંગલમાં જઇને રહેવું ?

ઉ૦ સ્ત્રીઓની ઉન્નતિ કરવી, એની કોણ ના કહે છે ? પણ આજના જેવે માત્ર વિષયવાસનાને પોષવી. એ કંઈ કોઈની ઉન્નતિ નથી. નિયમથી સ્ત્રીસાથે રહીને જ તેની ઉન્નતિ થઈ શકે છે. તેટલા માટે કંઈ જંગલમાં જતા રહેવાની જરૂર નથી.

૪. અને સ્ત્રીસંગમાં જ્યાંસુધી રહીએ ત્યાંસુધી નિયમથી રહી શકવાનો સંભવ નથી. અને જ્યાંસુધી નિયમથી રહી શકાય નહિ ત્યાંસુધી સુખી પણ થવાનો સંભવ નથી. તો આમાં મોટો ગુંચવાડો થાય છે કે. શું કરવું ?

ઉ૦ તમારા વિચારો તમારા મનની અત્યંત નિર્બલ દશાને બતાવે છે. હું જોઉં છું, કે ઘણા વખતથી તમે મને આવા જ પ્રશ્ન પૂછ્યા કરો છો. અને મેં ઘણી વખત તમારી શંકાઓનું સમાધાન કર્યું. પણ તમારી આવી શંકાઓનો પાર જ આવતો નથી. તમે તમારા મનથી ડગાઓ છો. અને મનને વશ વર્તાવવાને જરા પણ આત્મબળવાળા જણાતા નથી. એક વખત એક વાતનો નિશ્ચય કર્યો એટલે થઈ રહ્યું. પછી તેમાં હજાર પ્રકારની આવી શંકાઓ

શી ? મનને પૂરી જે કરવું હોય તે કરે, પણ નિશ્ચયથી ન ચળવું જોઇએ. નહિ તો આમ વાતો અને વિચાર કરતાં આયુષ્ય પૂરું થઈ જાય છે અને કંઈ જ થતું નથી. શામાટે, આવા નિર્બળ અને કાપુરુષજેવા વિચારને હજી પણ સેવ્યા કરો છો ? તમારે બધા જગતની શી પડી છે ? તમારો નિશ્ચય જ, તમે સંભાળીને બેસી રહો એટલે થયું. તે તમારે કરવું નથી અને આખા જગતની વાતો કરવી છે, તો તેથી કયો અર્થ સરનાર છે ? હું તો અર્થ સરે, કે દેહ પડે, એ જ વાર્તાને સમજું છું. મને આવી લાંબી લાંબી માલવિનાની વાતો પસંદ નથી. તમારી બીજી શંકાઓ અને માલવિનાની લાગી છે જેથી તેનું ઉત્તર અત્ર આપ્યું નથી. જરૂર હોય તો આવી શંકાઓનું પ્રસંગે પ્રત્યક્ષ સમાધાન મેળવી લેશો. તમારા મનની નિર્બળતા તમને આવી હજાર શંકાઓ ઉપજાવે છે, એ વિના બીજું કંઈ જ કારણ નથી. તમે માર્ગ પૂછો છો તો હું અનેક વખત અનેક માર્ગ જૂદા જૂદા લેખોમાં જણાવી ગયો છું. છતાં તમારે વિશેષ જાણવાની જરૂર હોય તો "સિદ્ધ મંદિરનાં સિદ્ધ સૂત્રો"--એ લેખનો ધ્યાનપૂર્વક આરંભથી અભ્યાસ કરશો અને બાહ્યમનવડે આંતરમનને શી રીતે વશ વર્તાવવું તે જાણીને મનને બળવાન્ કરશો. તમારા દુર્બળ મનનાદુર્બળ વિચારો આ માર્ગે તમે બદલી શકશો.

ભલા માણસ ! મન મોટું કે તમે મોટા ? શામાટે મનને ખોટી મોટાઈ વારંવાર આપીને તમારે હાથે દુર્બળ અને પરતંત્ર બનો છો ? મન તો તમારૂં નચાવ્યું નાચે તેમ છે. માટે મનના તમે નેતા થઈ, તેને વશ વર્તાવો. તમારી પોતાની સત્તાનો શામાટે સ્વીકાર કરતા નથી અને શામાટે સ્વતંત્રતાના મુક્ત પ્રદેશમાં વિચરતા નથી ?

× × × ×

——કોઈ કોઈ સદ્‌ગૃહસ્થો પ્રસંગે મને મળવા માટે વડોદરે આવવાનો પરિશ્રમ લે છે. મને પણ તેમના દર્શનનો લાભ મળે છે. પણ તેમાંથી કોઈ કોઈ પ્રસંગે ઘણી અડચણ વેઠતા જણાય છે. કોઈ તો બીચારા રાત્રે સ્ટેશનઉપર જ પડી રહે છે, કોઈ ગમે તે વીશીમાં પડી રહે છે અને પછી મને મળવા આવે છે. કોઈ તો બીચારા ચાહા પીને અને બજારમાંથી મળતા સેવમમરાજેવું કંઈક ખાઈને મને મળીને પાછા જાય છે. આવા સદ્‌ગૃહસ્થો મને વૃત્તિમાં દુઃખ ઉપજાવે છે. આ પ્રમાણે દુઃખ વેઠવાની તેમણે જરૂર નથી મારી પર્ણકુટિમાં સુવાને સ્થાન અને જમવાને રોટલો મળી શકે તેવી ઈશ્વરકૃપાથી વ્યવસ્થા છે. માટે આ પ્રમાણે કોઇએ ત્રાસ વેઠવાની જરૂર નથી બીજું પક્ષે અમને આવા સદ્‌ગૃહસ્થોની અતિથિસેવા કરવાનો યોગ આપી અમારાઉપર ઉપકાર પણ કરે છે. કોઇને એમ જણાય છે, કે તેથી અમને ત્રાસ થાય છે. ભલે ત્રાસ થતો હશે, પણ અમારો પોતાનો ધર્મ બજાવતાં ત્રાસ થાય તો અમારે વેઠવો જોઇએ. પ્રાપ્ત ધર્મને કષ્ટ પડે તો તે સહન કરીને પણ જે બજાવતા નથી તે આગળની ભૂમિકામાં ચડી શકતા નથી, એમ મારૂં માનવું છે. માટે હવેથી કોઇએ ઉપર જણાવ્યા પ્રમાણે ત્રાસ વેઠવાની જરૂર નથી. અને તો એકાદ કાગળ આગળથી લખીને અમને ખબર આપવા, એ સારૂં છે. છતાં તે પ્રમાણે ન લખાય તો પણ અડચણ સમજવી નહિ.

# શ્રી રમલશાસ્ત્ર.

( લેખકઃ— પુરુષોત્તમદાસ ખુશાલરાય જંબુસરીઆ ઠે. બે-કરોડ-વડોદરા. )

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૮ ના પૃષ્ઠ ૨૦૮ થી )



## રમલશાસ્ત્ર તથા તેને લગતા જુદા જુદા વિષયોના પત્રદ્વારા પૂછેલા સવાલોના જવાબ.

૧. અમદાવાદથી એક સદ્‌ગૃહસ્થ વિદ્વાન્ લેખક અમારો લેખ વાંચ્યા પછી તેઓને લખવાની પ્રેરણા થઇ પુછે છે કે અમુક સ્થાનમાં લક્ષ્મી છે. તે કેટલી ઉંડી છે, ક્યા સ્થળ વિભાગમાં છે, કેટલી છે, અને સુવર્ણ રૌપ્ય આદિ શું છે તે સર્વ રમલશાસ્ત્રથી જોઇ શકાય છે એવું એક વખત એક રમલશાસ્ત્રીના પરિચયમાં આવતાં જાણી શકાયું છે તો એ પ્રશ્ન આપ જોઇ શકશો કે કેમ? અને નિશ્ચયપૂર્વક આપ તે સંબંધી કહી શકશો કે કેમ! તેમાટે અત્રેથી પ્રશ્ન કેવી રીતે કરવો? તે માટે આપની ફી શુ છે? વિગેરે જણાવવા કૃપા કરશો તો ઉપકાર થશે વિ૦ વિ૦

જ૦—હા.

ભૂમીદ્રવ્યસંબંધી રમલશાસ્ત્રમાં જેવા સ્પષ્ટ ખુલાશા આપ્યા છે તેવા કોઇ પણ ઇતર શાસ્ત્રોમાં નથી. આ સંબંધીપણ એક મોટો લેખ આ માસિકમાં આગળ ઉપર આવશે. અદ્યાપિપર્યન્ત ગુજરાતી ભાષામાં આ સંબંધનું એક પણ પુસ્તક નથી, માટે અમારા બધા લેખો એકઠા કરીને "રમલ શાસ્ત્ર" ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાની અમારી ઇચ્છા છે.

૨. અમદાવાદથી એક જ્યોતિષિ નાનાલાલ ભાઇનવચંદ વીંટીસંબંધી પુછે છે કેઃ— સાચાને બદલે હાલ ઘણા "ઇમીટેશન" નંગ વીંટીમાં જડાવે છે તો તે ફાયદો કરતાં હશે કે નહિ?

જ૦—નહિ.

સાતધાતુની વીંટી ક્યા સમયમાં બનાવવી.

જ૦—પુષ્ય નક્ષત્રમાં

ગ્રહો અમુક અમુક વખતે બદલાય છે એટલે એક જ ગ્રહનું નંગ જડાવ્યું હોય તો તેનો અમલ તેના સમયમાં બતાવે પણ બીજા ગ્રહની દશા બેસે ત્યારે તે નંગ ફાયદો આપે કે નહિ તથા એવું ક્યા ગ્રહનું એકજ નંગ જડાવાય તો દરેક વખતે ફાયદો આપી શકે.

જ૦—ગ્રહ એક નથી તેમ જ નંગ પણ એક નથી. જે ગ્રહ નડતો હોય તેજ ગ્રહને સમતું નંગ પહેરવામાં આવે તો ફાયદો થાય છે અથવા નુકશાનથી બચી શકાય છે. એક વખતે ફાયદો થાય તો પછી તે નંગ બદલવાની જરૂર રહેતી નથી. અમારા સંબંધમાં આવેલા ઘણા સદ્‌ગૃહસ્થો શનિનું નંગ એકત્રીસ વર્ષથી પહેરે છે. ફાયદો થયા પછી અને તેમને ટેવ પડેલું હોવાથી, તેઓ કાઢી નાંખવા માગતા નથી. જનસમૂહનો એવો સ્વભાવ છે કે એક

વખતે ફાયદો જુએ તો પછી તે ચીજનો ત્યાગ કરતા નથી. નવગ્રહની વીંટી પહેરવામાં આવે તો અમુક અમુક વખતે બદલાતા રહો અને બીજા ગ્રહની બેસતી દશા વિગેરે થતા ફેરફારની બુરી અથવા માઠી દશામાંથી મુક્ત થવાય છે, વિ૦

૩. મુંબઇથી એક પારસી ગૃહસ્થ રતનજીભાઇ અમારી પાસેથી ફાલ જોવાની ચોપડી હોય તો મોકલવા વિનંતિ કરે છે.

જ૦—ફાલનામા અથવા નજૂમનામા સંબંધી કિતાબ અમારી પાસે જૂની હસ્ત લિખિત છે અને તે શુકનાવળીને મળતી છે. પણ ફાલ ઘણું તાજ્જૂબીભરેલું છે. તે પ્રસંગને અનુસરીને આ માસિકમાં બહાર પાડવામાં આવશે. યરોપમાં નેપોલિયન બોનાપાર્ટ પોતાની પાસે ફાલનામાની ચોપડી રાખતા હતા અને સંકટ સમયે તેનો ઉપયોગ કરતા હતા. ફાલનામાની ચોપડી પોતાની પાસે હોય તો ઘડીએ ઘડીએ જોષીને ઘેર જવું પડે નહિ.

૪. મુંબઇથી પારસી બેહેનો, ભાઇઓના તથા ભરુચ, અમદાવાદ, પૂના વિ૦ થી પ્રાતઃકાલના ગ્રાહકોમાંથી કેટલાક સહગૃહસ્થોના અમારા ઉપર ઘણા કાગળો આવ્યા હતા. તેઓ પૂછે છે કે આપને ત્યાં આવીને રમલ નાંખવું કે અહીંથી જોઇ શકાય છે.'

જ૦ રમલ જોવાની ઘણી રીતો છે. તે પાસા વગર પણ જોઇ શકાય છે. આબેહૂબ ખરી અને તાજ્જૂબી ભરેલી રીતે જોવા સારૂ નીચે લખેલું ફૉર્મ ભરી મોકલવું કે જેથી દરેક બાબતના-ભૂત, ભવિષ્ય, વર્તમાન અને આકસ્મિક ( Accidental ) કાળના ખુલાસા મળશે. તે ઉપરાંત વર્ષફળ, માસફળ, અને દિનફળ ( yearly, monthly & daily horoscope ) લખી આપવામાં આવશે.

## ફૉર્મ

૧. પૂરેપૂરૂં નામ અને અટક.
૨. ચાલુ ઉમર.
૩. લખવાનો વખત ( સ્ટા. ટા. ) ક૦ મી૦
૪. લખવાનો દિવસ અને તારિખ.
૫. જે દેવ ઉપર શ્રદ્ધા હોય તો તે દેવનું નામ. તમારા દેવ મારફતે કંઇ ચમત્કાર જોયો છે ?
હાય તો કહો.
૬. તમારા કુટુંબમાં ( family ) અથવા જીંદગીમાં ( life ) સારો અથવા માઠો બનાવ બન્યો હોય અને જે વખતો વખત આપને યાદ આવતો હોય તે તે લખો.
૭. જુદી જુદી આંકની સંખ્યા ( Different numericals ) નીચેના ચાર વર્તુલ ( circle ) માં લખો.






૮. દુનિયામાં કઇ ચીજ આપને વધારે પ્યારી છે?

નોટઃ—ઉપરનું ફોર્મ ભરતા પહેલાં સ્નાન કરવું અને પોતાના ઇષ્ટ દેવની
એક કલાક પ્રાર્થના ( Prayers ) કરવી.

૫. કેટલાક સદ્‌ગૃહસ્થો પૂછે છે કે તમે રમલના પાસા વેચો છો કે કેમ અને તે ક્યાં મળે છે ?

જ૦—અમો પાસા વેચતા નથી. રમલના પાસા પંજાબ તરફ મળે છે. કોઇ પણ ઉર્દૂ જંત્રીમાં ( Almanac ) જોશો તો રમલના પાસાની જાહેર ખબર આપેલી હશે. તે પાસા સસ્તા મળે છે પણ વિધિસર બનાવેલા હોતા નથી. જૂના પાસા ઘરઘરાઉ મળે તો તે લેવા સારા છે અથવા બનાવી લેવા ઉત્તમ છે. જો કોઇ પણ જગોએથી પાસા ન મળે અને બનાવી ન લેવા હોય તો અમો તૈયાર બનાવી આપીશું. અમારી પાસે પાસાની કેટલીક જોડ છે પણ તે ન છૂટકે વેચવાની છે તે ખાસ ધ્યાનમાં રાખવું.

૬. મુંબઇ—વાલકેશ્વરથી એક બહેન લખે છે કે જ્યોતિષ્ ઉપરથી મારો વિશ્વાસ ઉઠી ગયો છે. મારા બધા પૈસા પાયમાલ થયા ને હાલ ઘણી ગંભીર સ્થિતિમાં આવી પડી છું. મને કરજમાંથી મુક્ત થવાની ઇચ્છા છે. આપના કલમથી મારું ભલું થાય તો મારા દુઃખી આત્માની દુવા તમને લાગશે આ દુઃખી બહેનની ફિકર અને લાજ તમારા હાથમાં છે. વિ૦ વિ૦

જ૦—આ બાઇ એક ગર્ભશ્રીમંતની દિકરી છે અને સટ્ટામાં ( Speculation ) બધા પૈસા ગુમાવ્યા છે. આ બહેને સમજવું જોઇએ કે નબળા દિવસોમાં કેવળ ઇષ્ટદેવની આરાધના કરવી જોઇએ. જોષી લોકો કંઇ ઇશ્વરના દિકરા નથી કે બચાવે. આ બાઇએ ઇશ્વરપરાયણ રહેવું અને નૈમિષારણ્યમાં ૮૮ હજાર ઋષિમુનિઓની સભા ( Religious Parliament ) માં પસાર થએલા ઠરાવ ( decision ) મુજબ શ્રી સત્યનારાયણની કથાનું વ્રત લેવું, કે જેથી તેના દુઃખનો અંત સત્વર આવશે. આ બહેને અમારા ઉપર બીજા કાગળો લખવા નહિ. દેવામાંથી મુક્ત થવા સારૂ નીચેની વીંટી ગુરૂ ( Jupiter ) પુષ્યનક્ષત્રમાં આવે ત્યારે બનાવવી અને વિધિસર પહેરવાથી માણસ દેવામાંથી મુક્ત થાય છે. આ અનુભવસિદ્ધ અખતરો છે અને ઘણાને ફાયદો થએલો છે.



વીંટી બનાવવાની રીતઃ—

૧॥ દોઢ ગુંજા સોનું.
૩ ત્રણ ગુંજા ચાંદી.
૬ છ ગુંજા ત્રાંબુ.

ઉપરની ધાતુઓ મેળવીને વીંટી બનાવવી. તે જમણે હાથે પહેરવી. ( પ્રમાણુ—છન્નું ૯૬ ગુંજા એટલે એક તોલો ). આ વીંટી ગરીબમાં ગરીબ માણસ પણ બનાવી શકે છે કારણ કે તેમાં ખર્ચ ( expenses ) બહુ થતું નથી. આનું ફળ ચમત્કારિક છે. કોઇએ ઉપરની વીંટીઓ બનાવીને વેચવાનો ધંધો કરવો નહિ તથા જનસમૂહજોડે તે સંબંધી કંગાલ કરવી નહિ.

૭. મુંબઇથી બાઇ સોનાબાઇ " વીસોયંત્ર " કોઈ સાધુ, ફકીર પાસેથી મળશે કે કેમ વિગેરે પૂછે છે.

જ૦ વીસાયંત્ર સંબંધી ઘણી ચમત્કારિક વાતો સાંભળવામાં આવે છે. કેહવત છે કે " જેની પાસે હોય વીસા, તેને સાહ્ય કરે જગદીશા ". આ દેવતાઇ યંત્ર ઘણું લોકો શોધે છે. આ યંત્રથી સર્વ મનકામના સિદ્ધ થાય છે. કોઇ પણ પ્રકારની તકલીફ પડતી નથી. આ યંત્ર આફતમાં અગમચેતી આપે છે. દુખીઆને સુખીઓ બનાવે છે. સટ્ટા સોરટીના વેપાર કરનાર ઇસમો દેવતાઇ વીસો યંત્ર પાસે રાખે તો ફાયદો થાય. પૈસાની પેટીમાં રાખે તો બરકત કાયમ રહે. સ્ત્રીઓ વીસોયંત્ર રાખે તો પુત્ર સુખ મેળવે, તન્દુરસ્તી કાયમ રહે અને ઉડતા રોગથી બચે. વીસોયંત્ર સર્વ જગોએ વિજય આપે છે, અને આવો ચમત્કારિક ગુણ હોવાથી આ દેવતાઈ યંત્ર ગુપ્ત રાખેલો છે. આને શિવજીનું કવચ પણ કહે છે. તે જૂદા જૂદા નામથી મુંબઈ, કલકત્તા વિગેરે શહેરોમાં વેચાય છે, પણ તે શાસ્ત્રોક્ત છે કે કેમ તે તો રામજી જાણે. તે નવ ખાનાનો અથવા આઠ ખાનાનો હોય છે. આમાંના બન્ને જાત જાતના વીસાયંત્રો અમારી પાસે છે. પ્રાચીન જૈનભંડારમાંથી પણ વીસોયંત્ર તથા તેનો મંત્ર વિગેરે અમો લાવેલા છીએ. આ માસિકમાં રમલશાસ્ત્રના ગણિતના લેખમાં જાતજાતના પંદરિઆ અને વીસાયંત્રો બહાર પાડવા અમારો વિચાર છે. શ્રીગુરુજીની મરજી હશે તેમ થશે.

૮. મુંબઇના પારસી સદ્‌ગૃહસ્થ ડોસાભાઈ અફીણના લીલામના ( Memo of Gt. Opium Sales ) આંક સંબંધી તાજૂબી ભરેલી ગણત્રી લખી જણાવે છે કે પહેલે મહીને રૂ. ૨) નો વેપાર કરીએ અને ખરો પડે તો ૯૦ આવે, પછી બીજે મહીને તેમાંથી અડધા ૪૫ મુકીએ તો ૨૨૫૦ આવે, તેમાંથી ત્રીજે મહીને અડધા ૧૧૨૫ મુકીએ તો ૫૬૨૫૦ આવે. આ મુજબ ફરકો ખરા પડે તો થોડા જ મહીનામાં રૂપીઆ બેની મુડી ( Capital ) ઉપર લખપતિ થવાય. તેઓ અફીણના લીલામના ફરકો માગે છે.

જ૦—અમારી પાસે મુંબઈ, અમદાવાદ, સુરત ને કાઠીઆવાડમાંથી ઘણા લોકોના કાગળો આવ્યા છે. તેઓ ફરકની માગણી કરે છે. આ સંબંધી અમોએ જાતે ઘણી મહેનત કરેલી છે. કોઇ વખત ફરક સાચો આબેહુબ આવે છે તો કોઇ વખતે તદન ખોટો પડે છે. ફરક ખરો કેમ આવે તે બાબતમાં અમારૂં બારીક અવલોકન તથા મહેનત ચાલુ છે. ફરકનો છેલ્લો આંક ( Last Single Number ) અમો કાઢીએ છીએ તે બાર માસમાં નવ માસ આબેહુબ ખરા પડે છે. તેમાં ચાર આંક ઉપર વેપાર કરવો પડે અને તે ચાર આંકમાંથી એક આંક શ્રીગુરુકૃપાથી ખરો પડે છે. તેમાં ઘરાકને પેદાશ થોડી થાય છે. કારણ કે એકના નમણા થાય તેટલો જ લાભ મળે છે, પણ તેમાંથી ઉત્તમ, મધ્યમ ને કનિષ્ટ એવા ભાગ પાડીને ઉત્તમ ઉપર વેપાર કરે અને બાકીના આંક ઉપર જોખમ રાખે તો લાભ થાય અને લાભ ન થાય તો નુકશાનથી બચે. એટલે મુડી ( Capital ) કાયમની કાયમ રહે. આ વેપારમાં હમેશાં જોખમ રાખીને જ વેપાર કરવો કે નુકશાનથી બચાય. ફરક ચાર કાઢીને તેમાંથી એક ફરક સાચો પડે તો ઘરાકને મોટો લાભ થાય અને તે હેતુ ધ્યાનમાં રાખીને પ્રાચીન નજૂમી અખતરા ( Experiments ) કરવા જારી રાખ્યા છે. સ્વર્ગવાસી જૈન મુનિ શ્રીઆનંદસાગરજીની પ્રાચીન હસ્તલિખિત પ્રતો, ચોબાજીના ગોરની પાસેથી તથા ૨૦૦ પુસ્તીઆ જ્યોતિષી શ્રીદેવસુરીજીકૃત પાગેયા સાખીઓ, દોહા, વિગેરેનો સંગ્રહ ઘણી મહેનતે કરેલો છે. શ્રીગુરુકૃપાએ અમો થોડા સમયમાં ફતેહમંદ થઇશું.

૯. કેટલાક ભાઇઓ નેટમંદી અને ઘોડાની સરતસંબંધી પૂછે છે.

,જ૮—આ સંબંધી અમારો લેખ આ માસિકમાં આગળ ઉપર આવશે માટે ઉતાવળ કરવી નહિ. સમયને અનુસરીને દરેક કામ થશે. નાહક કાગળો લખવા નહિ અને અમારા સમયનો નકામો ખર્ચ કરાવવો નહિ. ઘોડાની સરતસંબંધી જૂના પુરાણી ફારસી કિતાબ ઉપરથી અમોએ એક પેટી બનાવી છે. ઇરાન દેશના બાદશાહ પાસે નજૂમી લોકો આ પેટીનો ઉપયોગ કરતા હતા. પહેલવાન લોકોની કુસ્તી, ઘોડાની દોડ વિગેરે સંબંધી કયો પહેલવાન જીતશે અથવા કયો ઘોડો આગળ આવશે તે નજૂમી લોકો બાદશાહને આગળ જણાવતા હતા. આ પ્રાચીન શાસ્ત્રના આધારે બનાવેલી પેટી લોકો સારૂ બાહાર પાડવાના છીએ. તેનો સહેલી રીતે કેમ ઉપયોગ થાય અને પરિણામ (Result) આબેહુબ કેમ ખરૂં આવે વિ૦ સંબંધી એક લેખ તેયાર કરી તથા પુરતો વિચાર કરીને આગળ પગલું ભરવાના છીએ. આ સંબંધી હાલમાં પૂછપરછ કરવી નહિ.

૧૦. અમારા ઉપર ઘણા લોકોના કાગળો અમારૂં ઠેકાણું લખ્યા સિવાયના આવે છે. જેથી વિદ્યાવિનોદી જીજ્ઞાસુ ગ્રાહકોને આવી નજીવી બાબતની થતી તકલીફ દૂર થવા સારૂ માસિકના તંત્રીજી સાહેબને અમોએ ખાસ વિનંતિ કરી છે કે અમારા તરફથી પ્રસિદ્ધ થતા દરેક લેખમાં અમારા પૂરેપૂરા નામ સહિત, પૂરેપૂરૂં સરનામું બરોબર છપાય કે જેથી પત્રો મળવામાં વિલંબ થતો અટકે. આ બાબતમાં તેઓશ્રીએ અમારી વાત ઘણા આનંદથી માસિકના ગ્રાહકોના હિતાર્થે કબુલ રાખી છે.

૧૧. કેટલાક સદ્‌ગૃહસ્થો અમારી ફી સંબંધી પૂછે છે તો તેના જવાબમાં લખવાનું કે અમોએ કોઇપણ બાબતમાં ફી નક્કી કરી નથી. જેની ખુશીમાં આવે તે સત્કાર કરે. ગરીબોને મફત લાભ આપીએ છીએ. ઉંતરપંડી નહિ કરવી તેમ જ પ્રમાણિકપણે ચોક્કસ કામ કરવું એ જ અમારો હેતુ છે. માટે ફી બદલની પૂછપરછ નહિ કરવા ખાસ વિનંતિ છે.

૧૨. આ સિવાય બીજા ઘણા પત્રો, સર્ટીફીકેટો, ભેટ ( Presents ) સંબંધીના તથા મુબારકબાદીના કાગળો આવેલા છે પણ તેમાં જનસમુદને કંઇ જાણવાનું નહિ હોવાથી તે પ્રસિદ્ધ કર્યા નથી. ( અપૂર્ણ. )



**પાશ્ચાત્ય પ્રજામાં સંગીતનો વિચિત્ર શાખામાં ઉપયોગ**

સંગીતથી ઘણા ઘણા ફાયદા થાય છે જાણીને તેનો ઉપયોગ પાશ્ચાત્ય પ્રજામાં જૂદી જૂદી શાખામાં આજે કરવામાં આવે છે. અમેરિકામાં ગાયો ભેંસો દોહતી વખતે પીઆનો વગાડવામાં આવે છે. કહે છે, કે તેથી તે દુધ વધારે આપે છે.

કારખાનામાં માણસો કામ વધારે કરે માટે જૂદા જૂદા ઓરડામાં ફોનોગ્રાફ રાખવામાં આવે છે. કહે છે કે તેથી બાળકો તથા મોટી ઉમરનાં મનુષ્યો આનંદથી વધારે કામ કરે છે.

નાટકમાં તથા સીનેમામાં પણ માણસો કામ વધારે સારૂં કરે માટે સંગીતનાં વાદ્યંત્રો ઘણી સારી જાતનાં રાખવામાં આવે છે.

દવાખાનામાં પણ સંગીતની મદદથી ઘણા માંદા મનુષ્યોને સાજા કરવામાં આવે છે. એક સ્ત્રી એક બાળકને જન્મ આપ્યા પછી માંદી થઈ ગઈ હતી. દાકતરોએ કહ્યું, કે તેને દવાથી નહિ મટે તે સંગીતથી સાજી થઈ ગઈ હતી.

ગાંડાની ઇસ્પીતાલોમાં પણ સંગીતનાં સાધનો રાખવામાં આવે છે અને તેની મદદથી ગાંડા મનુષ્યોને સાજા કરવામાં આવે છે.

બાળકોને ઉંઘાડી દેવામાં પણ સંગીત બહુ સારી મદદ કરે છે.

---

**ચુનાની શરીરમાં આવશ્યકતા**

ખનિજ તત્ત્વોની શરીરમાં ઘણી જરૂર છે. જો તેમનો અભાવ થાય તો મનુષ્યનું મરણ થાય છે. અને જેટલા પ્રમાણમાં આ તત્ત્વો જોઇએ તેથી ઓછા પ્રમાણમાં તે હોય તો મનુષ્યને જૂદા જૂદા વ્યાધિ થાય છે ( આ સંબધમાં અધિક જાણવા ઇચ્છનારે પ્રાતઃકાલ મંદિર તરફથી પ્રસિદ્ધ થએલું જીવનરસાયનવિદ્યા એ પુસ્તક જોવું ) આ ખનિજ તત્ત્વોમાં ચુનો બહુ અગત્યની વસ્તુ છે અને તે શરીરમાં અગત્યનો ભાગ ભજવે છે. તે ઓછો થાય છે તો જઠરની મંદતા થાય છે તથા જ્ઞાનતંતુઓની ઘણી નિર્બળતા થાય છે. આવા માણસોના સાંધામાંથી જલદી હાડકાં ભાગી જવાનો સંભવ રહે છે. જો ચુનાનું પ્રમાણ શરીરમાં પૂરતું હોય છે તો જઠર બરાબર કામ કરે છે તથા અન્ન બરાબર પાચન થાય છે અને સંવેદનાત્મક નાડીવ્યૂહ પણ પોતાનું કામ બહુસારી રીતે કરે છે.

આપણામાં પાનમાં ચુનો ખાવાનો રિવાજ છે તે આ ઉપરથી જણાય છે કે લાભકારક છે અને આરોગ્યની વૃદ્ધિ કરનાર છે. પણ તેનું પ્રમાણ પ્રમાણસર હોવું જોઇએ. નિત્ય થોડો ચુનો આ પ્રમાણે પેટમાં જાય તો તે લાભકારક છે. ચુનાનું પ્રમાણ વધારે પ્રમાણમાં શરીરમાંથી ઘટી જાય તો ક્ષય પણ થાય છે. ક્ષયવાળા દરદીઓનું પણ ચુનો લાભ કરનાર છે.

# ગ્રંથાવલોકન. ૭



સુમનગદ્યાવલિઃ—લેખક દીક્ષિત કેશવલાલ નાનાલાલ અને દીક્ષિત હરિકાન્ત નાનાલાલ—વડોદરા. આ પુસ્તકમાં પ્રેમ, સત્સંગ, સ્વાશ્રય, સાધ્વી સ્ત્રી, વગેરે જુદા જુદા નિબંધો લખવામાં આવ્યા છે. આ નિબંધોમાં જે વિચારો દર્શાવ્યા છે તે ઉચ્ચ અને પ્રજાને સુખદાયી નિવડે તેવા છે. ભાષા સરળ અને સંસ્કારી છે. મૂલ્ય ૦-૧૨-૦ છે. અને તે વડોદરામાં સુલતાનપુરામાંથી ઉપરના લેખકો પાસેથી મળી શકે છે.



જૈન સેંટ્રલ લાઇબ્રેરી તથા સંસ્કૃત પાઠશાળા—મુંબઇ (મુનિ મહારાજશ્રી મોહનલાલજી વાળી) નો રીપોર્ટઃ—સને ૧૯ ૯ થી ૧૯૨૧ સુધીનો અમને મળ્યો છે. આ લાઇબ્રેરી તથા પાઠશાળાનું કામ બહુ સંતોષકારક ચાલે છે એ જોઇને આનંદ થાય છે. વ્યવસ્થાપકોને તેમની ઉત્તમ વ્યવસ્થાને માટે ધન્યવાદ ઘટે છે.

અખિલ ભારતવર્ષીય ઔદિચ્ય બ્રહ્મસમાજ—સોળમા સંમેલનના ઉપ-પ્રમુખ શ્રી ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટનું ભાષણઃ—આ ભાષણમાં વિદ્વદ્વર્ય શ્રી ચતુર્ભુજ ભાઇએ અનેક ઉપયોગી અને હિતકર વિચારો જણાવ્યા છે. જ્ઞાતિનો સુધારો કરવા ઇચ્છનારે આ વિચારો અવશ્ય કરીને જાણવા જેવા છે. આ વિચારો જો અમલમાં મૂકાય તો જ્ઞાતિસુધારણા ઉત્તમ પ્રકારની થઇ શકે.



શ્રીજ્ઞાનસૂર્યોદયઃ—યોજક ભક્તરાજ માણિકલાલ જમનાદાસ ઝવેરી—...ઃ મૂલ્ય રૂ. ૨-૧૦-૦ પાકું પૂઠું કદ ડેમી આઠપેજી—પૃષ્ઠ ૩૦૦. આ પુસ્તકમાં વિવિધ બોધક પ્રસંગો કથાના રૂપમાં લખવામાં આવ્યા છે. જે જે પ્રસંગો તેમાં વર્ણવ્યા છે સંપૂર્ણ છે અને એટલા બધા પ્રસંગો તેમાં વર્ણવ્યા છે, કે વાચકને તે પુસ્તક વાંચતાં ...વા જેવી ઘણી બાબતો મળે છે અને જ્ઞાનમાં ઘણી વૃદ્ધિ થાય છે. આ પ્રસંગોનો સંગ્રહ ...માં પ્રસિદ્ધકર્તાએ ઘણો પરિશ્રમ લીધો છે. મૂલ્ય પુસ્તકના પ્રમાણમાં વધારે નથી.

આંકની ચોપડીઃ—સંશોધન કરી છપાવનાર રા. શા. તિલકચંદ તારાચંદ સુરત પાકું પૂઠું. કદ ડેમી આઠપેજી. પૃષ્ઠ ૧૩૫. મૂલ્ય રૂ. ૧-૮-૦ આ પુસ્તકમાં ...ી પાંતરીશ આંકના ગડીઆ આપવામાં આવ્યા છે. પૂર્વે તો આ આંક પ્રજા સારી જાણતી હતી. આજે નવિન અને સુધરેલી કેળવણીને લીધે, લોકો આવા વ્યવહારો-...ી આંક ભૂલી જવા લાગ્યા છે. બાળકોને ઘરમાં આ આંક શીખવવામાં આવે તો ઘણો ...વાનો સંભવ છે. પુસ્તક ઘણું ઉપયોગી છે.

———

સંવાદગુચ્છ:—— લેખક ગોવિંદભાઇ પટેલ. પ્રકાશક આઇસાલભાઈ ખુશાલભાઈ પટેલ ઉર્મજ. મૂલ્ય, ૨–૮–૦ પાકું પૂઠું. પૃષ્ઠ ૨૫૦ ઉપર. આ પુસ્તકમાં કર્ણ અને કૃષ્ણ, રાવણ અને મંદોદરી, મીરાં અને રાણો, નળ અને કળી એવા જૂદા જૂદા ૨૧ સંવાદો આપેલા છે. સંવાદો સારા પસંદ કરેલા છે અને વાંચનારના મનઉપર અસર કરે તેવા છે. ભાષા સરળ અસરકારક છે. પુસ્તક સારૂં છે.

---

કૂટસ્થાદેશઃ—લેખક કૂટસ્થ મહારાજ–અંકલેશ્વર. પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૨–૮–૦ આ પુસ્તકમાં યોગ, ભક્તિ વેદાંત, ધર્મ વગેરે સંબંધમાં ઘણી ઘણી બાબતોની ચર્ચા કરવામાં આવી છે. સનાતન ધર્મના સિદ્ધાંતોનું આગ્રહપૂર્વક મંડન કરવામાં આવ્યું છે. પુસ્તક રચવામાં ઘણો પરિશ્રમ લીધો જણાય છે. છપાઇ ઉત્તમ છે. પુસ્તકમાં કૂટસ્થ મહારાજની છબી પણ આપવામાં આવેલી છે. ( હમણા અમારા જાણવામાં આવ્યું છે, કે આ પુરુષ નિર્વાણને પામ્યા છે; સન્યાસીના વેષમાં તે રહેતા હતા. છેવટે તે અંકલેશ્વરમાં રહેતા હતા અને ત્યાં તેમણે દેહને છોડયો છે. પરમાત્મા એમના આત્માને ઉર્ધ્વગતિ આપો. )

વાઘોડીઆ હિ. ના. માને સાર્વજનિક પુસ્તકાલયનો ૧૯૧૯–૨૦, ૧૯૨૦–૨૧ તથા ૧૯૨૧–૨૨ સાલનો ત્રિવાર્ષિક અહેવાલઃ—આ ગામ વડોદરાની પાસે આવેલું છે, અને તે માત્ર હજાર ઘરની વસતિવાળું નાનું ગામ છે. પ્રાતઃકાલના તંત્રીનું તે મૂળ વતન છે. ત્યાં કેળવણીમાં પ્રજા ઘણી પાછળ છતાં સાર્વજનિક ઘણી પ્રવૃત્તિઓ પ્રશસ્ય પ્રકારે ચાલે છે.

---

ગામ લોકોએ બાર હજાર રૂપૈયા ખરચી લાઇબ્રેરીનું ઉત્તમ મકાન બાંધ્યું છે. આ રૂપૈયા એકત્ર કરવાનો યશ રા. હીરોજીરાવ માને કરીને વહીવટદાર ત્યાં હતા તેમને છે. મકાનમાં સરકાર મદદ જરાપણ લેવામા આવી નથી. આ મકાનની નીચે દુકાનો છે જેનું વાર્ષિક ભાડું રૂ. ૨૪૦ ) આવે છે. ૨૦૦–૧૪–૦ સભાસદોની વર્ગણીના ચાલુ વર્ષે આવ્યા છે. આ લાઇબ્રેરીમાં બધાં મળીને ૪૦ વર્તમાનપત્રો આવે છે. રોજના સરેરાશ વાંચનારની સંખ્યા ૪૫–૫૦ ની હોય છે. ચાલુ વર્ષે એક માણસે બાર વીઘાં જમીન લાઇબ્રેરીને અર્પણ કરી છે. આ લાઇબ્રેરીમાં કુલ ૩૩૯૭ ગુજરાતી, મરાઠી, હીંદી તથા સંસ્કૃત અને અંગ્રેજી ભાષાનાં છે, જેની કુલ કિંમત રૂ. ૩૮૫૩–૮–૦ થાય છે. મકાન, જમીન, કબાટ વગેરે સામાન તથા પુસ્તકો મળીને આ લાઇબ્રેરીની કુલ કિંમત રૂ. ૧૭૬૨૭–૧૫–૯ થાય છે, આટલા નાના ગામમાં આવી સારી લાઇબ્રેરી હોવી, એ પ્રશંસાને પાત્ર છે. એ વિના ગામ લોકોએ સરકારને પાંચ હજાર રૂપૈઆ આપીને એક અંગ્રેજી શાળા ઉઘડાવી છે, જેમાં ચોથા ધોરણસુધી શીખવાય છે. ગુજરાતી શાળા તથા કન્યાશાળા પણ છે. એક સરકારી દવાખાનું છે. રેલ્વે સ્ટેશન પણ છે. એક બે બોર્ડિંગો પણ છે. હમણા એક સંસ્કૃત પાઠશાળા પણ ઉઘાડવામાં આવી છે. આ સર્વનો એકત્ર હેવાલ હવે પછી બહાર પડશે. મોટે ભાગે આ સર્વ સંસ્થાઓમાં કામ કરનાર રા. રા. મણિલાલ મંગળજી છે. અને તે ઘણો પરિશ્રમ લેઇને આ સર્વ કાર્ય કરે છે. આ સર્વ સંસ્થાઓ ચાલે છે, તેનો યશ તેમને જ પ્રધાનપણે ઘટે છે.

---

**હિમાલયની યાત્રાઃ**— —લેખક તથા પ્રકાશક રા. નારણજી પુરુષોત્તમ સાંગાણી ( ચાઇનાબીલ્ડીંગ —ભીંડી બજાર, મુંબાઇ ) મૂલ્ય રૂ ૦-૪-૦. આ નાનાસરખા પુસ્તકમાં લેખકે હિમાલયની યાત્રાનું વર્ણન વાચકને ઘણો રસ પડે તેવી રીતે કર્યું છે. પોતાની યાત્રાનો હેવાલ વાર્તાના રૂપમાં આપ્યો છે જેથી વાંચનાર જાણવા જેવું આનંદની સાથે જાણે છે. ટુંકામાં પણ જાણવાજેવી તમામ બાબતો તેમણે જણાવી દીધી છે. ભાષા શુદ્ધ, સરળ અને સંસ્કારી છે. હિમાલયની જાત્રા કરવા ઇચ્છનારે અને ન ઇચ્છનાર બંન્નેએ આ પુસ્તક વાંચવાયોગ્ય છે. આ સંબંધમાં લખાએલાં પુસ્તકોમાં આ પુસ્તક પ્રથમ પદે આવે છે, એમ અમને લાગે છે. લેખક પાસેથી તે મળી શકે છે. તેમણે લખેલાં બીજાં પુસ્તકો પણ અવશ્ય વાંચવાયોગ્ય છે.

—o—

એક નાનું બાળક હોય છે ત્યારે તેની શી સ્થિતિ હોય છે?

**નાનેથી મોટા અને મોટેથી નાના** તે એક ઠેકાણે માત્ર પડ્યું રહેછે. તે નથી ઉઠતું. નથી ચાલતું કે નથી કામ કરતું તો પણ તેને કોઇ જાતનું દુઃખ પડતું નથી. તેને ભૂખ લાગે તે પહેલાં માતા ધવરાવવાની કાળજી રાખે છે. માતાને કંઇ બહાર જવું પડ્યું હોય છે તો તેની ચિત્તવૃત્તિ બાળકમાં હોય છે. જરા વાર થઇ જાય છે તો તેને ચિંતા થાય છે, કે મારૂં બાળક ભુખ્યું થઇ ગયું હશે, જેથી તે દોડતી દોડતી ઘેર આવેછે. તે શૌચ જાય છે તો તેને તે સ્વચ્છ કરી નાખે છે. તેને તાપ કે ટાઢ ન લાગે તેની તે કાળજી રાખેછે. તેને જે જે આ અવસ્થામાં જોઇએ તે સર્વની તેનાં માબાપ કાળજી રાખે છે અને તેને જરા પણ દુઃખ પડવા દેતાં નથી.

આ પ્રમાણે થવાનું કારણ શું ? કારણ એ જ, કે તેના અંતરમાં દઢ શ્રદ્ધા છે, કે મારાં માબાપ મારી સર્વ પ્રકારની કાળજી રાખશે. હું આમ કરૂં અને તેમ કરૂં, એ પ્રકારનો તેને વિચાર હોતો નથી જેથી તે પોતાની મેળે જેટલું કરી શકે તેના કરતાં વિશેષ તેને માટે તેનાં માબાપ કરે છે.

પછી જેમ જેમ તે બાળક મોટું અને સમજણું થતું જાય છે, તેમ તેમ તેની સ્વતંત્રતા વધતી જાય છે. પછી તો તે પોતે જ ધીમે ધીમે બધુ કરવા માંડે છે. તેની બાલ્યાવસ્થાની શ્રદ્ધા ઓછી થાય છે, અને જેમ જેમ તે મોટું થતું જાય છે તેમ તેમ માબાપ પણ તેની કાળજી ઓછી રાખતાં જાય છે. તેની પુખ્ત.વય થતાં તે પોતાના કામકાજનો બધો બોજો પોતાને માથે વહોરી લે છે, અને માતા પિતા આ સ્થિતિમાં તેની પછી જરા પણ કાળજી રાખતાં નથી. પછી તેને આ સંસારના વિચિત્ર સ્વરૂપનો અનુભવ થાય છે, અને વિવિધ સુખ દુઃખ તથા કષ્ટ સહન કરવાં પડે છે.

આ ઉપરથી આપણે એ બોધ લેવાનો છે, કે જો બાળકની પેઠે આપણને નાના થતાં આવડે તો આપણી બધી કાળજી ઇશ્વર રાખે છે અને જેની જેની આપણને જરૂર છે તે સર્વ આપણને આપે છે. પણ બાળકજેવું શ્રદ્ધાળુ અંતઃકરણ આપણું થવું જોઇએ. જો બાળકના જેવી શ્રદ્ધાનો અરૂણ હૃદયમાં ઉદય કરી શકીએ તો આપણી સર્વ ચિંતા દૂર થઇ રહે છે, અને આપણને જે જોઇએ છે તે, અને તેથી પણ અધિક મળે છે.

નાના કિશોરનાં દુઃખો અને કષ્ટ મનુષ્યને પ્રાપ્ત થવામાં તેની ઈશ્વરવિષયક અશ્રદ્ધા જ કારણ છે. જેને ઈશ્વરમાં સાચી શ્રદ્ધા છે તેને ભય કે દુઃખ છે જ નહિ. જેટલા પ્રમાણમાં આ શ્રદ્ધા વિશેષ તેટલા પ્રમાણમાં તેને સુખ સમજવું, અને જેટલા પ્રમાણમાં આ શ્ર ઓછી તેટલા પ્રમાણમાં તેને દુઃખ સમજવું. બાળકને જેમ પરિશ્રમ કરવાની જરૂર પડ નથી, તેમ જેને શ્રદ્ધા છે, તેને પરિશ્રમ અને ત્રાસ વેઠવાની જરૂર નથી.

તેથી આપણે નિશ્ચિંતપણાને માટે, નિર્ભયતાને માટે તથા સુખને માટે જે કરવાનું છે તે એ કે આપણે મોટેથી નાના થવું. જો આપણને મોટેથી નાના થતાં આવડે છે તો આપણ દુઃખો તમામ ઓછાં થઇ રહે છે, અને ઇપ્સિત સુખમાત્ર મળે છે; પણ મોટેથી નાના: થ આપણને આવડવું જોઇએ મોટેથી નાના થવું એટલે બાળકના જેવું શ્રદ્ધામય અંતઃકર કરવું. આપણા અંતઃકરણમાં અનેક શંકાઓ અને અશ્રદ્ધાના અંકુરો જામી ગયા છે તેને કરીને શ્રદ્ધાને સ્થાન આપવાની જરૂર છે. જો આ ક્રમ આપણને આવડે તો પછી સુખ મળ સહજ છે.

આપણી વર્તમાન સ્થિતિમાં આપણને ઇશ્વર સાહાય્ય કરતા નથી, આપણા યો ક્ષેમનું વહન કરતા નથી, તથા આપણને સંભાળતા નથી તેનું કારણ એ, છે કે આપણા તેમના વિષે શ્રદ્ધા નથી. જો તેમના વિષે આપણામાં આ ઉમરે પણ શ્રદ્ધા પ્રકટે તો બાળક માબાપ જેમ સંભાળ રાખે છે તેમ આપણી પણ તે સર્વાવસ્થામાં રાખે.

હું આમ કરૂં અને હું તેમ કરૂં, એ પ્રમાણેના મિથ્યા અહંને ઓછું પોષણ અ પરમાત્માને જ કર્તાહર્તા માના તેમને જ શરણે શ્રદ્ધાપૂર્વક રહેવું ઘટે છે. આ પ્રમાણે કરવા તે સર્વજ્ઞ અને સર્વશક્ત ઇશ્વરને આપણી કાળજી પડે છે, અને તે આપણી સર્વાવસ્થા સંભાળ લે છે. તેથી જેમ બને તેમ બાળકજેવું શ્રદ્ધામય અંતઃકરણ કરો અને ભગવાન વિશ્વાસે જ તમારૂં નાવ ચાલવા દો. અશ્રદ્ધારૂપી વયે કરીને આપણે મોટા થઇ ગયા છીએ દુઃખમાત્રનું ખરૂં કારણ છે. તેથી શ્રદ્ધારૂપી અમૃત પીને અજરામરતાને પ્રાપ્ત થઇને આ નિશ્ચિંત, સુખમય, અને નિર્ભય જીવનનો અનુભવ કરવો ઘટે છે.

**સ્ત્રીઓના વાળની રક્ષા શાથી થાય છે ?:—** વાળ કેવી રીતે ઉગે છે, તે શી રીતે ટકે છે અને શા માટે વહેલા જતા રહે છે, એ સંબંધમાં શોધ કરનાર શોધકોનો એ નિર્ણય થયો છે કે, વાળને વારંવાર પાણી અડકવાથી તે જતા રહે છે, અને પુરુષોને માથે તાલ પડે છે. વાળના મૂળમાંથી માથામાંથી એક જાતનો તૈલિક પદાર્થ નીકળે છે, અને તે જ વાળનું રક્ષણ કરે છે. આ પદાર્થને જો વારંવાર ધોઇ નાખવામાં આવે છે તો વાળ જતા રહે છે; સ્ત્રીઓએ તેથી પુરુષોની પેઠે વારંવાર માથું પલાળવું નહિ. ઘણા અંગ્રેજી ભણેલા મનુષ્યો કહે છે, સ્ત્રીઓએ પણ પુરુષોની પેઠે વારંવાર માથું પલાળીને નહાવું જોઇએ.પણ આ તેમની ભૂલ છે. તેણે ક્વચિત્ માથું પલાળીને નહાવું જોઇએ. અને માથું ચોળ્યા પછી પણ તેમાં તેલ નાખવું જોઇએ. માથામાં તેલ નાખવાનો રિવાજ આટલા માટે છે. ને તેલથી વાળને પોષણ મળે છે, અને તે ખરી પડતા અટકે છે. જેથી માથામાં પુરુષોએ અને વિશેષે કરીને સ્ત્રીઓએ વાળના રક્ષણ તથાં વૃદ્ધિમાટે હંમેશાં તેલ નાખવાની જરૂર છે. વળી સ્ત્રીઓએ સોડા તથા સાબુ વગેરે પદાર્થો કે જેમાં ક્ષાર આવે છે તેવા પદાર્થોથી માથું ચોળવું ઘટતું નથી. તેથી વાળ ખરી પડે છે. છાશ મળે તો તે માથું ચોળવાને માટે સ્ત્રીઓને માટે ઉત્તમ છે. કારણ, કે તેમાં એક જાતની ચીકાસ રહેલી હોય છે જે વાળને ગુણકારક છે. કાળો કાદવ છાશમાં નાખીને તેના વડે માથું સાફ કરવામાં આવે છે તે પણ ઉત્તમ છે. આંબળા પણ ઠીક છે. પણ બધામાં છાશ એ ઉત્તમ છે. સાબુ તો સ્ત્રીઓએ કદી વાપરવો જ નહિ. કોપરેલ એ વાળને વધારવામાં ઉત્તમ છે. આંબળાનું તેલ અને ધૂપેલ એ પણ સ્ત્રીઓએ નિત્ય માથામાં નાખવાને માટે ઉત્તમ છે.

---

**યાહુદી લોકોની શ્રેષ્ઠતા.** તપાસ કરતાં જણાયું છે, કે યાહુદી–જ્યુ લોકોનું આયુષ્ બીજી બધી પ્રજા કરતાં દીર્ઘ હોય છે. તેમાં હાલની યાહુદી જાતિ પહેલાંના જેટલી વિશુદ્ધ નથી અને તેમાં બીજી જાતો પણ ભળેલી છે. તેમનું આયુષ્ પૂર્વના જૂના વિશુદ્ધ જાતિના યાહુદી કરતાં ઓછું છે, એમ જણાયું છે. જૂના યાહુદીઓની ધર્મશ્રદ્ધા અચળ હોય છે, અને જે સિદ્ધાંતોને તે માનતા હોય છે તેને તે આગ્રહથી વળગી રહે છે.

આ લોકોને ક્ષય વગેરે દરદ પણ ઘણા ઓછા પ્રમાણમાં થાય છે. વળી આ વર્ગમાં બાળકોના જન્મનું પ્રમાણ વધારે હોય છે, અને બાળકોના મરણનું પ્રમાણ ઓછું હોય છે. દુનિયામાં આ જાતિ સઉથી વધારે પૈસાદાર પણ છે. આ વર્ગમાં વૃદ્ધ સ્ત્રીપુરુષો પણ ઘણાં જોવામાં આવે છે.

શા માટે આ જાતિમાં આ પ્રમાણે બને છે. તે સંબંધમાં બીજી પ્રજાઓ વિચાર કર્યા કરે છે. માંસાહાર વગેરે આહારના સંબંધમાં આ પ્રજા બહુ જ સાવધાન રહે છે, અને ન ખાવાજેવા પદાર્થો તે ખાતા નથી. આ લોકો ઘણા સ્વચ્છ રહે છે. મલિન આહાર અને મલિન લોકોથી તે દૂર રહે છે અર્થાત્ તેમનો તે સ્પર્શ કરતા નથી. ધાર્મિક ક્રિયાઓ પણ તે પ્રેમથી કરે છે. જે માંસ તે ખાય છે તેની પૂરી તપાસ કરીને પછી જ તે ખાય છે. તેમની જીવનપદ્ધતિ પણ પ્રશંસનીય છે.

# शास्त्रोक्त सदाचारनी शी जरूर छे ?

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૪ ના પૃષ્ઠ ૧૦૬ થી )

કહું ? ખરું કહું ? બધા પોતાના આત્મા ઉપર જ પ્રેમ કરે છે. તે બધાનો આત્મા છે, માટે તેના ઉપર પ્રેમ કરે છે. મહાપુરુષો તેની વિભૂતિઓ છે, માટે તે વિભૂતિઓ ઉપર લોકો પ્રેમ કરે છે. બધું એકનું એક જ છે. જે તમે છો, તે ગાંધી છે, તે વ્યાસ છે, તે કૃષ્ણ છે, અને તે જ પરમેશ્વર છે.

પણ પરમેશ્વરના ગુણો કૃષ્ણમાં છે માટે તેને સૌ ચાહે છે. વ્યાસમાં જેટલા ગુણો કમી હશે તે પ્રમાણમાં તેના ઉપર પ્રેમ; ગાંધીના ઈશ્વરી ગુણોના પ્રમાણમાં તેના પર પ્રેમ; અને તમારી જાતમાં પણ જો નિંદિત ગુણોનું તમને ભાન થશે તો તમને તમારી જાતનો પણ તિરસ્કાર આવશે, પણ જો ઉત્તમ ઈશ્વરી ગુણો તમારી જાતમાં હશે તો તમને પરમ સંતોષ થતો હશે, અને તમે પરમાનંદ સ્વરૂપજ છો એમ બીજાને પણ લાગશે.

વાતનું તાત્પર્ય સમજાયું ? શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલા અમાનિત્વાદી અદ્વેષ્ટૃત્વાદિ ગુણો પોતાનામાં લાવવાને આગ્રહ રાખો અને આજ નહિ તો કાલે, આ જન્મે નહિ તો બીજા જન્મે તમે પણ તે મહાન પરમાત્માની વિભૂતિ બની જશો અને તેના જેવું ઐશ્વર્ય પામશો.–

અમાનિત્વાદિ ગુણો.

( એ આત્મસાક્ષાત્કારનાં સાધનો છે, અને જ્ઞાનીનાં લક્ષણો છે ).

૧. પોતાને કોઇ માન આપે, મોટો ગણે કે વખાણે, એવી ઇચ્છા કરવી નહિ–અમાની થવું.
૨. પોતે કરેલું સ્વધર્માચરણ બીજાઓને કહેતા ન ફરવું–અદંભી થવું.
૩. વાણીથી અથવા ક્રિયાથી કોઇ પણ પ્રાણીને પીડા ન કરવી–હિંસા ન કરવી.
૪. બીજાએ આપણો અપરાધ કરેલો જોઇને ગુસ્સે થવું નહિ–ક્ષમા રાખવી.
૫. સર્વદા સરળ સ્વભાવવાળા થવું–આર્જવ ગુણ રાખવો.
૬. મોક્ષનાં સાધન શીખવનારની સેવા કરવી.
૭. માટી અને પાણીવડે શરીરને સ્વચ્છ રાખવું; તથા વિષયાદિકમાં જે દોષો છે તેનો વિચાર કર્યા કરીને રાગાદિક મળ મનમાંથી દૂર કરવા; એ રીતે મનને સ્વચ્છ રાખવું–શુચિ રહેવું.
૮. મોક્ષમાર્ગમાં સ્થિર થવાને દૃઢ નિશ્ચય કરવો–સ્થિરતા રાખવી.
૯. શરીર, ઇંદ્રિયો અને મનનો વ્યાપાર જે ચારે પાસે વગર અટકાવે ચાલી રહ્યો છે, તે અટકાવીને સન્માર્ગમાં તેમની પ્રવૃત્તિ કરવી–આત્મનિગ્રહી થવું.
૧૦. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ વિષયો મળે તોજ સુખ થાય, એવી મનની વૃત્તિને રાગ કહે છે. એ રાગને છોડી દઇને અનાયાસે પ્રાપ્ત થયેલા વિષયો ભોગવવા. ઇંદ્રિયોના વિષયોમાં રાગ ન રાખવો.

૧૧. દેહ વગેરેમાં 'આ દેહ તે જ હું છું' એવી ભાવના ન કરવી—અહંકાર છોડવે
૧૨. જન્મ, વૃદ્ધાવસ્થા, વ્યાધિ અને મરણ, એ ચારે દુઃખના હેતુ છે, એમ જાણી એ ચારેને દોષ રૂપ સમજવા. તથા પુનઃ તે પ્રાપ્ત ન થાય એવો ઉપાય શોધવે
૧૩. પુત્ર, સ્ત્રી, ઘર, દ્રવ્ય, પશુ, નોકર, જમીન, વગેરે પદાર્થો મારા છે તથા પુત્રાદિ તેજ હું છું, પુત્રાદિકનું સન્માન તે મારૂંજ સન્માન, અને તેમનું અપમાન તે મારૂંજ અપમાન, એવી રીતે પુત્રાદિકમાં આસક્તિ ન રાખવી.
૧૪. વિષયો કે જે મનને જલદી ચોટી જાય એવા છે તેમાં પ્રીતિ ન કરવી.
૧૫. ઇચ્છેલા કે વહાલી વસ્તુ મળવાથી હરખાઇ જવું નહિ તથા નહિ ઇચ્છેલી અણગમતી વસ્તુ મળવાથી દિલગિર થવું નહિ—સમાન ચિત્તવાળા થવું.
૧૬. સર્વવ્યાપી પરમેશ્વરથી પર બીજો કોઇ ઉત્તમ નથી. એમ બુદ્ધિનો નિશ્ચય કરી તેમનીજ ભક્તિ કરવી, એટલે તેમના ઉપર જ વાસ્તવિક પ્રેમ રાખવો.
૧૭. જ્યાં ઉપદ્રવ ન થાય એવા સ્વચ્છ અને પવિત્ર સ્થાનમાં નિવાસ કરવો.
૧૮. અવિનિત અને સંસ્કારશૂન્ય મનુષ્યોના સમુદાયમાં આનંદ ન મેળવવો.
૧૯. હું કોણ, આત્મા શી વસ્તુ છે, ઇત્યાદિ વિષયોનું ચિંતન હમેશાં કરવાનો અભ્યાસ રાખવો.
૨૦. તત્ત્વજ્ઞાનનું ફળ એ છે કે જન્મમરણાદિ સંસાર શાંત થઇ જાય. એને જ ગો કહે છે. એ સંબંધી આલોચના કરવી.

ઉપર કહેલા વીશ ગુણો એ જ જ્ઞાન છે; અને એનાથી ઉલટા જે ગુણો હોય અજ્ઞાન છે, એમ માનીને તેમને છોડી દેવા.

શ્રી ભગવદ્ગીતાના બારમા અધ્યાયમાં અદ્વેષ્ટૃત્વ વગેરે ગુણો કહ્યા છે. તેમાં ઘણાકનો તો ઉપર લખેલા અમાનિત્વાદિમાં સમાવેશ થઇ જાય છે. જેથી અહીં તેનો વિસ્તા

श्री

# प्रा तः का ल.

पुस्तक २१ ] संवत् १९७९ भाद्रपद कृष्ण० १४ [ अंक ११

॥ ॐ श्री ॥

## अनन्य गुरुभक्तिवाळी वृत्तिना उद्‌गार

૫૬.

હું તો છું તમને વેચાણી રે,
ગરવા ગુરુજી ! હું તો છું તમને વેચાણી.
મારૂં સર્વસ્વ મેં તમમાં વિલાવ્યું,
જાણો એ ગુરુજી ! એધાણી રે; ગરવા૦
તન મન ધન સઉ મેં તમને સમર્પ્યું,
હું તો છું તમથી બંધાણી રે; ગરવા૦
વળી વળી જોઉં હું તો સામું તમારા,
ગુરુ ગુરુ વદતી આ વાણી રે; ગરવા૦
બીજું ચિંતન હું તો છોડીને બેઠી,
તમ આશ્રયે વરદપાણી રે ; ગરવા૦
સ્ફુરણ કરો જેમ રહી મુજ ઉરમાં,
વર્તું હું તેમ નિકટ જાણી રે; ગરવા૦
પૃથક્ અભિમાન મારૂં મેં છોડ્યું,
ઘટે તેમ કરજો દયા આણી રે; ગરવા૦

---

# पक्षपातरहित अनुभवप्रकाश.



( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૮ ના પૃષ્ઠ ૧૯૧ થી. )

## જ્ઞાનપ્રતિબંધકનું વર્ણન.

મૈત્રેયઃ હે ગુરો ! જ્ઞાનના પ્રતિબંધક કોને કહેવા ?

પરાશરઃ હે મૈત્રેય ! જ્ઞાનના પ્રતિબંધક ત્રણ પ્રકારનાં, ભૂત, ભવિષ્ય અને વર્તમાન હોય છે. વર્તમાન કાલમાં જે સુખદુઃખરૂપ ભોગ ભોગવ્યા છે, અર્થાત્ જેનો અનુભવ કર્યો છે, તથા તે ભોગોનાં સાધનોનો જે અનુભવ કર્યો છે, તે શ્રવણ, મનન, નિદિધ્યાસન કાલમાં, તે જ સ્ત્રીઆદિ પદાર્થોનું સ્મરણ થવું, અને પોતાના અર્થની તરફ ચિત્ત ન લાગવું એનું નામ ભૂતપ્રતિબંધ છે. એ ભૂત પ્રતિબંધથી જ્ઞાન થતું નથી, કારણ કે મન એક જ છે. તેથી કરીને જ્યારે મન ભૂતકાલમાં અનુભવ કરેલા પદાર્થોનું સ્મરણ કરે ત્યારે ગુરૂપદિષ્ટ મહાવાક્યોના અર્થરૂપ નિર્વિકાર, નિર્વિકલ્પ, નિજસ્વરૂપ આત્માનો અનુભવ કેવી રીતે થઈ શકે ? ન જ થાય.

મૈત્રેયઃ ભૂતપ્રતિબંધને દૂર કરવાના ઉપાય કહો.

પરાશરઃ હે મૈત્રેય ! વિચારદ્વારા ભૂતપ્રતિબંધક પદાર્થોની સાથે અભેદરૂપે ચિંતન કરવું, કે તે પદાર્થ હું જ છું અથવા તો પૂર્વ અનુભૂત પદાર્થોમાં સમ્યક્ દોષદ્રષ્ટિ કરવી. હવે બાકી પ્રતિબંધ સાંભળ.

### કર્મના ત્રણ પ્રકાર.

હે મૈત્રેય ! દેહઅભિમાનસંયુક્ત કરેલાં કર્મોના ફલની મહાન્ વિચિત્રતા છે. એ કર્મ ત્રણ પ્રકારનાં છે. (૧) અનેક પૂર્વ મનુષ્યશરીરોમાં અહંકારસહિત કરેલાં જે શુભાશુભ કર્મ, જે સંસ્કારરૂપે શરીરમાં સ્થિત રહે છે અને જે કર્મો અનેક ઉચ્ચનીચ જન્મોમાં સુખદુઃખરૂપ ફલ આગળ આપનારાં છે તે કર્મોનું નામ સંચિત કર્મ છે. તે એવા પ્રકારનાં કર્મ છે કે તેમાંથી અનેક કર્મોનાં સુખદુઃખરૂપ ફલ ભોગવી શકાય છે. તેમ જ એક કર્મનું ફલ એક શરીર લઈ તે વડે, તેમ જ અનેક શરીર લઇને પણ ભોગવી શકાય છે. કર્મોની વિચિત્ર શક્તિ છે. (૨) તે સંચિત કર્મોની મધ્યમાં જે આ વર્તમાન શરીરનાં એક અથવા અનેક આરંભક કર્મ છે, તે કર્મનું નામ પ્રારબ્ધ કર્મ છે. (૩) વર્તમાન શરીરમાં જ્ઞાની અથવા અજ્ઞાનીથી જે કર્મ થાય છે તે ક્રિયામાણ કર્મ કહેવાય છે.

જ્ઞાનને આપવાવાળાં કર્મ પણ પ્રારબ્ધકોટિમાં છે. જે મનુષ્યનાં વર્તમાન શરીર પછી પણ અનેક શરીર કે એક શરીર ધારણ કરવાનો પ્રારબ્ધ કર્મ છે, તે વર્તમાન શરીરમાં, જ્ઞાનનાં સાધન, હજાર શ્રવણ મનન, નિદિધ્યાસન કરે અથવા સત્સંગ કરે, તોપણ તેને જ્ઞાન થતું નથી. કારણ કે જેને વર્તમાન શરીરમાં પોતાના સ્વરૂપનું અપરોક્ષ સમ્યક્ જ્ઞાન થયું છે, તેને આગળ જન્મ લેવાનો નથી, એ જ્ઞાનનો નિયમ છે. અને પ્રારબ્ધ કર્મ

તો હજી વર્તમાન શરીરથી ઉત્તર અનેક કે એક અવશ્યમેવ ઉચ્ચનીચ જન્મ આપનાર છે, તો તે કર્મો વર્તમાન શરીરમાં જ્ઞાન ન થવા દે એ તેનો પણ નિયમ છે.

એ પ્રારબ્ધ કર્મોમાં પણ, જ્ઞાનપૂર્વક પ્રારબ્ધ ક્ષય થયે, અંત જન્મમાં, ગુરુ શાસ્ત્ર સામગ્રી સંપાદન કરીને અથવા વિનાસામગ્રી આ જીવને જ્ઞાન થવુ, અવાંતર જન્મોમાં ન થવું, એ પણ તે પ્રારબ્ધ કર્મોનો જ નિયમ છે. તેથી કરીને વર્તમાન ભરત શરીર, ગુરુશાસ્ત્ર શ્રવણમનન નિદિધ્યાસન જ્ઞાનનાં સાધન કરવા છતાં પણ, પ્રારબ્ધરૂપ પ્રતિબંધકને વશ વર્તી ત્રીજા જન્મમાં પ્રતિબંધનો ક્ષય થવાથી, ગુરુશાસ્ત્ર સામગ્રીવિના જ ભરતને જ્ઞાન થયું હતું. ( એ ભાવીપ્રતિબંધ હતો ) માટે હે મૈત્રેય ! પ્રબલ ભાવી પ્રતિબંધને દૂર કરવાનો કોઈ ઉપાય નથી. ભોગવવાથી જ તે નષ્ટ થાય છે.

વર્તમાન શરીરમાં જ્ઞાનના પ્રતિબંધક દોષ ચાર પ્રકારના હોય છે. (૧) કુતર્ક. (૨) દુરાગ્રહ (૩) વિષયાસક્તિ (૪) મંદબુદ્ધિત્વ.

બ્રહ્મનિષ્ઠ બ્રહ્મશ્રોત્રિય ગુરુમાં શ્રદ્ધા સમ્યક્ ધરીને તેનાં વાક્ય પુનઃ પુનઃ સર્વ શ્રવણ કરવાથી, પુનઃ મનન, પુનઃ નિદિધ્યાસન કરવાથી વર્તમાન જન્મમાં જ પોતાના સ્વરૂપનું સમ્યક્ અપરોક્ષ જ્ઞાન થાય છે.

હે મૈત્રેય ! સર્વ પ્રતિબંધોથી રહિત વિદ્વાન્ ભરતે મનમાં વિચાર કર્યો કે વાણીદ્વારા જ રાગદ્વેષ થાય છે. મૌન રહેવાથી કોઇ સાથે રાગદ્વેષ થતો નથી તથા સંબંધીઓ પણ તેને નકામો જાણીને સંબંધ જોડતા નથી.

" મારે ગૃહસ્થાશ્રમ ગ્રહણ કરવાની ઇચ્છા પણ નથી. બંધનરહિત થઇને દેશાટન કરવાની ઇચ્છા છે અને પ્રારબ્ધને અધીન ભવિતવ્ય પણ આ શરીરનું એવું જ નિર્માણ થયું છે, એ ઇશ્વરની નીતિ છે, માટે જડવત્ મૌન ધારણ કરવું એ જ ઠીક છે. ગૃહસ્થીનાં બંધન યત્નવિના જ છુટી જશે. કોઇ જન્મમરણના તથા રાગદ્વેષના ભયથી હું મૌન ગ્રહણ કરતો નથી. કારણ કે સમ્યક્ આત્મા અપરોક્ષ રીતે હજાર તરેહના રાગદ્વેષ કરવાથી પણ ચળતો નથી તો એક રામની શી ગણતરી છે ! વિદ્વાન્ સર્વાત્મા થયા પછી કોની સાથે રાગદ્વેષ કરે ? પૂર્વે હું અજ્ઞાની હતો તેથી ત્રણ જન્મ મળ્યા. હવે મેં જાણવાયોગ્ય પદને જાણ્યું છે. રાગદ્વેષાદિ સર્વ ધર્મ આ મનના ધર્મ છે, હું ચૈતન્યના નહિ. "

## રાજા ભરત અંતિમ જન્મમાં જડ ભરત થયા.

હે મૈત્રેય ! એ પ્રકારે એ બ્રાહ્મણ વિચાર કરીને જાણી જોઇને જડવત્ મૂક થઇ રહ્યો ! તે દિવસથી લઇને લોક તથા ગૃહના સંબંધીઓ તેને જડભરત કહેવા લાગ્યા. ઉપનયન પણ ગૃહસ્થનું તેને ન અપાવ્યું તથા વિશેષ પ્રીતિ પણ ( નકામો જાણીને ) છોડી દીધી. જડભરતને આ વાત અનુકૂલ થઇ ગઇ. સ્વતંત્ર વનોવિષે, નગરોવિષે, પર્વતોવિષે, કુંજો, નદીઓના તટોવિષે, વિચરવા લાગ્યો. જે કંઇ પ્રારબ્ધઅનુસાર પ્રાપ્ત થાય તે ભોગવે, પરંતુ રાગદ્વેષને પ્રાપ્ત થતો નહોતો કારણ કે આપસહિત સર્વને પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપ જાણતો હતો.

હે મૈત્રેય ! કોઇ એક રાજાને તીવ્ર કામનાવાળા અજ્ઞાની પંડિતોએ બોધ કર્યો હશે તે ઉપરથી તે દેવીની ભેટને માટે કોઇ નકામા માણસની વનમાં તપાસ કરતો હતો. તેને

જડભરત મળીગયા. રાજાએ અનુમાન કર્યું કે આ માણસ નક ાગે છે અને તેથી દેવીના સન્મુખ લઇ જઇને ખડગવડે ભરતનું માથું કાપવા લાગ્યો. જડભરત તો હસતા હતા. કિંચિત્ માત્ર પણ તેમને ભય નહોતો થયો. પછી મંદિરમાં આકાશ વાણી થઇ; હે મૂર્ખ રાજા! આ બ્રહ્મનિષ્ઠ વિદ્વાન્, ઇચ્છા કરે તો તને અને સર્વ જગતને ભસ્મ કરવા સમર્થ છે, કારણ કે બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ છે. પરંતુ તે સમદર્શી સ્વરૂપ છે. તેથી એકરસ છે. જ્ઞાનનેત્રથી રહિત અંધ તું તેને શું જાણે? તું મૂર્ખ છે. તારા અપરાધની ક્ષમા માગી લે નહિ તો હું તને દંડ દઇશ. આ સાંભળીને હર્ષશોકરહિત એકરસ આકાશવત્ તેની અવસ્થા જોઇને રાજા આશ્ચર્યવાન્ થયો અને લાગ્યું કે આ કોઇ મહાપુરૂષ છે. પોતાનો અપરાધ જાણીને તે શરણ થયો અને પૂછવા લાગ્યોઃ હે ભગવન્! આપ કોણ છો? મારો દોષ માફ કરો. આપે કોઇ અલૌકિક વસ્તુ મેળવી છે, જેથી શરીર નાશની અવસ્થામાં પણ આપ નિર્ભય અને પ્રસન્ન છો. હે કૃપાલો, સમદર્શી પુરુષ! કાલના ભયથી રહિત વસ્તુનો હું દીન નવીન છું તેને પણ ઉપદેશ કરો. આ પ્રકારની રાજાની સરળ વાણી સાંભળીને કરુણાના સમુદ્ર જડભરતજી કહેવા લાગ્યા; હે રાજન્! અંતર જે બુદ્ધિઆદિને પરિણામ પમાડનાર છે, જાગ્રત્ સ્વપ્ન, સુષુપ્તિને, ભૂત, ભવિષ્ય, વર્તમાનને, સત્વ, રજસ્, તમસ્‌ને, જ્ઞાન–અજ્ઞાનને, જે સિદ્ધ–પ્રકાશ કરનાર સાક્ષી આત્મા છે, તે જ કાલના ભયથી રહિત, સચ્ચિદાનંદસ્વરૂપ વસ્તુ છે. હે રાજન્! આ સર્વ બુદ્ધિઆદિ દશ્ય પદાર્થ જાગ્રત્ અને સ્વપ્નમાં હોય છે. સુષુપ્તિમાં પુનઃ શમી જાય છે. તે બુદ્ધિઆદિના ભાવાભાવનો અનુભવ કરવાવાળો દ્રષ્ટા વસ્તુ એક રસ છે. તેથી કરીને આ દ્રષ્ટાને સત કહે છે. તેવી જ રીતે આ સર્વ બુદ્ધિથી આદિ લઇ માયાપર્યંત, સર્વ કાર્ય કારણરૂપ સંઘાત દશ્ય જડરૂપ છે. સ્વરતું પણ આ દશ્યને જ્ઞાન નથી. જે સત વસ્તુવડે આ જડ સંઘાતની ચેષ્ટા થાય છે, તથા સર્વ બુદ્ધિઆદિના વ્યવહારનું જ્ઞાન થાય છે, તેથી તે સત્ય વસ્તુનું નામ ચૈતન્ય રાખેલું છે. મનવાણીથી ગોચર દુઃખરૂપ દશ્યથી, પૂર્વોક્ત જે સત ચિત વસ્તુ ભિન્ન છે, તે સત ચિત્ વસ્તુનું નામ આનંદ રાખ્યું છે.

સર્વ નામરૂપ દશ્યમાં આકાશની સમાન વ્યાપક હોવાથી આ બુદ્ધિ આદિના સત્, ચિત્ આનંદ દ્રષ્ટાનું વેદે વિષ્ણુ નામ રાખ્યું છે.

અમંગલ, અકલ્યાણ સ્વરૂપ દશ્યથી સત ચિત્ આનંદ વિષ્ણુ દ્રષ્ટા, રહિત હોવાથી શિવ એવું નામ વેદે કહ્યું છે.

સર્વ નામ રૂપ દશ્ય જાતિનો, સચ્ચિદાનંદ દ્રષ્ટા જ સ્વામી પ્રેરક છે, તેથી કરીને તેનું નામ વેદે ગણેશ રાખી દીધું છે.

હે રાજન્! વિષ્ણુ સહસ્રનામ, શિવસહસ્રનામ ઇત્યાદિ નામોનો અર્થ સત ચિત આનંદ દ્રષ્ટા વસ્તુ વિષે જ ઘટી શકે છે. તેનાથી પૃથક્, અસત્, જડ, દુઃખ, પરિચ્છિન્ન, અમંગલરૂપ દશ્ય વસ્તુવિષે ઘટી શકતો નથી. અને સચ્ચિદાનંદ વ્યાપક વસ્તુવડે જ, મનવાણીથી ગોચર દશ્ય વેદસહિત જગતની ઉત્પત્તિ, પાલન તથા સંહાર થાય છે. સત્, ચિત્, આનંદ વ્યાપક વસ્તુ જ મોક્ષસ્વરૂપ છે. તેથી ભિન્ન મોક્ષનો અંગીકાર કરવાથી અસત્, જડ, દુઃખરૂપ મોક્ષ થઇ જશે. હર્ષ શોકાદિના દ્રષ્ટા સત, ચિદ્, આનંદ વસ્તુને, દશવાર પૃથિવીનાં રાજ્ય, શસ્ત્ર પણ છેદન કરી શકતાં નથી. જલ તેને ભીંજાવી શકતું નથી.

અગ્નિ તેનો દાહ કરી શકતો નથી તથા વાયુ તેનું શોષણ કરી શકતો નથી. સારાંશ કે સર્વ દૃશ્યની અંદર પણ દૃશ્ય સ્પર્શથી રહિત, અહંબંધ મોક્ષાદિ રહિત, સ્વરૂપથી જ જે નિર્વિકલ્પ, નિરાકાર છે, તે જ તારૂં સ્વરૂપ છે. હે રાજન્! જે વસ્તુ મનઆદિના સ્ફુરણને, સવિકલ્પ નિર્વિકલ્પને, તથા મનઆદિના વિકાર નિર્વિકારને જાણનાર છે, તાત્પર્ય કે જ્ઞાતા જ્ઞાન જ્ઞેયાદિ સર્વ ત્રિપુટીઓની જે પ્રકાશક સત્, ચિત્ આનંદ, વ્યાપક વસ્તુ છે તે જ તમારૂં સ્વરૂપ છે, તે જ મારૂં સ્વરૂપ છે. બ્રહ્મા. વિષ્ણુ, શિવ આદિનું પણ તે જ સ્વરૂપ છે, કીડીનું, ચંડાલનું, સ્ત્રીનું પણ એ જ સ્વરૂપ છે. અતઃ એવ સર્વ જગતનું એ જ સ્વરૂપ છે. હે રાજન્! માયારૂપ પંચભૂતોના વિકારરૂપ આ સંઘાત સ્વરૂપ નથી. પરંતુ પૂર્વોક્ત સત્, ચિદ્ આનંદ સ્વરૂપ આત્મા છે. દેહ અને અસત્ સંસારને અસાર સ્વપ્નવત્ જાણીને આ દેહમાં અહંબુદ્ધિ ત્યાગ પુનઃ તે ત્યાગનો પણ ત્યાગ કર. પછી શેષ રહેશે તે અવાઙ્મનસગોચર પદ છે, તે જ તું છે.

હે રાજન્! મેં પોતાને સત્, ચિત્ આનંદ સ્વરૂપ જાણ્યો છે, તેથી જ અસત્, જડ, દુઃખરૂપ સંસારનો મને ભય નથી. મેં કંઇ અમલ પાયો નથી કે મને કાંઇ જાદુ મંત્ર આવડતા નથી. હું કોઇ કલા વિદ્યા શિખ્યો નથી કે મારામાં કોઇ સિદ્ધિ નથી. કે નથી કોઇ હું રસાયન જાણતો કે જેથી હું કાલ ઇશ્વર શાસ્ત્રના ભયથી રહિત છું. પરંતુ હું કેવલ સચ્ચિદાનંદ સ્વભાવથી જ, કાલાદિક દૃશ્યમાં અસંગ, નિર્વિકાર, નિર્વિકલ્પ, પોતાને જાણું છું તેથી જ નિર્ભય છું.

હે રાજન્! આ અનાત્મક, દૃશ્યમાન દેહ તો બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિકના પણ અનિત્ય, કાલના ગ્રાસરૂપ છે, તે દેહોનું શું કહેવું? તું આત્મા જ સત્ ચિત્, આનંદ સ્વરૂપ, કાલનો કાલ ચિરંજીવ છે. તું જ કાલસહિત સર્વ દૃશ્યની ઉત્પત્તિ સિદ્ધ કરવાવાળો . તુંજ ચૈતન્ય સ્વયંપ્રકાશ, સ્વતઃ સિદ્ધ છે. કોનો ભય ધરે છે? દેહવિષે અહંકારરૂપ મમતાનો ત્યાગ કર અને "હું સચ્ચિદાનંદ સ્વરૂપ અવાઙ્ મનસગોચર જ સર્વાત્મા " એ ઉદાર નિશ્ચયને ધારણ કર. હે રાજન્! જો તું આ પૂર્વોક્ત ઉદાર નિશ્ચયને ધારણ ઙે કરે તો તેનાથી પૃથક્ કોઇ અસત્, જડ, દુઃખરૂપ વસ્તુમાં જ નિશ્ચય ધારણ કરવો શે, કારણ કે મનને તો કોઇ નહિ ને કોઇ નિશ્ચય કરવો જ છે. કોઇ નિશ્ચય કર્યા ા કોઇ રહતું પણ નથી. અને એક નિશ્ચય કર્યા વિના આરામ પણ નથી. હે રાજન! મસત જડ દુઃખરૂપ વસ્તુમાં અહં નિશ્ચય કરનાર અસત, જડ, દુઃખરૂપ જ થાય છે, અને હું ., ચિત્, આનંદ વ્યાપક સ્વરૂપ છું, એ નિશ્ચયવાળો સત. ચિત્, આનંદ સ્વરૂપ જ થાય કારણ કે જેવો મનનો નિશ્ચય થાય છે તેવી જ તેની ગતિ થાય છે. તેથી કરીને કાયિક, ચેક, માનસિક આ સંઘાતમાં, શુભાશુભ સર્વ વ્યવહાર થતાં ન થતાં, પોતાને સર્વ કાર્યોનો અકર્તા, અભોક્તા, દૃષ્ટા, સાક્ષી, અસંગ નિર્વિકાર, નિર્વિકલ્પ, સચ્ચિદાનંદ પ જાણ. એ પણ નિશ્ચય બુદ્ધિનો જ છે. તેને પણ પોતાનું દૃશ્યરૂપ જાણી અવાઙ્મનસ-ર થઇ રહે. સાક્ષ્ય સાક્ષીભાવ પણ ઉપાધિ છે. અસત્ જડ દુઃખરૂપ પોતાની બુદ્ધિવિષે સ્ફુરવું નહિ. સ્ફુરણમાં અંતર્ભાવ ભૂલથી પણ ન કરીશ. દુઃખ થશે. આગળ જે તારી ા હોય તે કર.

પરાશરે કહ્યું, હે મૈત્રેય ! આ પ્રકારે કહીને જડભરત મૌન થયા અને પોતાની ઇચ્છાનુસાર ચાલ્યા ગયા. રાજા પણ પોતાના સ્વરૂપમાં સ્થિત, જીવનમુક્ત થઇને પોતાના ગજ્યવ્યવહારને, કર્તા ભોક્તા બુદ્ધિરહિત, કરવા લાગ્યો. હે મૈત્રેય ! તું પણ આ નિશ્ચયને ધારણ કર અને દેહઅભિમાનનો ત્યાગ.

મૈત્રેય: મારામાં ગ્રહણ, ત્યાગ બન્ને નથી. હું અસ્થિ ભાતિ પ્રિયથી જુદું નામરૂપ કંઇ છે નહિ. પછી ધારણ શેનું કરૂં અને ગ્રહણત્યાગ શેનો કરૂં. નિશ્ચય કરવો એ બુદ્ધિનો ધર્મ છે. તે નામરૂપનો નિશ્ચય બુદ્ધિ કરી શકે છે. નામરૂપથી રહિતનો નહિ. જે જે નિશ્ચય કરીશ તે નામરૂપનો જ કરીશ. અંતમાં તેથી નામરૂપની જ પ્રાપ્તિ થશે. તે તો અત્યારે જ નામરૂપની પ્રાપ્તિ છે. તેમાં ફલ શું થયું તે કહો. હું ચૈતન્ય બુદ્ધિથી પર છું. નિશ્ચય કોણ ધારણ કરે ? ખરૂં પુછો તો હું જ ચૈતન્ય બુદ્ધિઆદિક દૃશ્યથી અવાઙ્મનસગોચર રહીત પણ, બુદ્ધિઆદિક ધ્યાતા, ધ્યાન ધ્યેય સર્વ દૃશ્યને ધારણ કરી રહ્યો છું. પિષ્ટનું પેષણ શા માટે ? પણ તે સંતની કથા કહો.

## જડભરત અને રાજા રહુગણનું વૃત્તાંત.

હે મૈત્રેય ! કોઇ એક રાજા હતો તે સુખપાલની સ્વારીનો વ્યસની હતો. તેનું નામ રહુગણ હતું. એક પર્વત મહાન્ શીતલ, ચારૂ, સર્વ ઋતુનાં પુષ્પો તેમ જ, શીતલ સુગંધ વાયુ તથા અનેક પક્ષીઓના શબ્દોથી સંયુક્ત હતો. તે પર્વત ઉપર રાજા ગરમીના દિવસોમાં પોતાના ગૃહથી પાલખી પર સવાર થઇને હંમેશાં હવા ખાવાને તથા સંતોને મળવાને માટે આવ્યા કરતો હતો. એક દિવસ ગ્રીષ્મ ઋતુમાં પાલખી ઉપર સવાર થઇને; તે પર્વતમાં હવા ખાવાને જતો હતો. મધ્યમાં સુખપાલને ઉઠાવનાર કોઇ લોકો માંદા થઇ ગયા. રાજાએ સર્વ હકીકત જાણીને પોતાના માણસોને હુકમ કર્યો કે જલદી બીજા ઉઠાવનાર લઇ આવો, તે પ્રમાણે માણસો કોઇ લોકોની તપાસ કરતા હતા ત્યાં એ મનુષ્ય મોટા અને તાજા તે જંગલમાં વિચરતા મળી આવ્યા. ન એ હિંદુ છે કે મુસલમાન તે કંઇ ઓળખાતું નહોતું. નથી તે નગ્ન, નથી સમ્યક્ વસ્ત્ર કે ભગવાં પહેરેલાં, ન કેવલ મુંડિત છે, ન કેવલ જટાધારી છે, ન પંડિત ન મૂર્ખ સમજાય છે. નથી પૂજ્ય નથી અપૂજ્ય સમજાતા. ફકીર છે કે અમીર તે પણ સમજાતું નથી. શુદ્ધ કે મલિન, સંત કે અસંત, ત્યાગી કે ગૃહી. કંઇ સમજાતા નથી. અવ્યક્ત તેમનો નિશ્ચય છે. અવ્યક્ત તેમનું ચિન્હ છે. ન ઇચ્છાવાન્. ન અનિચ્છિત પ્રતીત થાયછે. ન સંશક્તિમાન ન અસંશક્તિમાન્ જાણે છે. ન સર્વજ્ઞ ન અજ્ઞાન પ્રતીતિમાં આવે છે. ન મૌની ન અમૌની દેખાય છે. ન રાગવાન્ ન વિરાગવાન્ માલુમ પડે છે. ન એ કઆગારવાન્ ન અનેકઆગારવાન્ જણાય છે. ન ભયવાન્ ન અભયવાન્ પ્રતીત થાયછે. ન ક્રોધી ન શાંતિમાન્. ન ગુરૂ ન શિષ્યભાવવાળા જણાય છે. ન વિવેકી ન અવિવેકી. ન મર્ત ન અમર્ત જણાય છે ન ધર્મી ન અધર્મી, ન ઉદાર ન કૃપણ, ન કર્મકાંડી ન અકર્મકાંડી, ન ઉપાસક ન અનુપાસક, ન કવિ ન અકવિ, ન કામી ન અકામી, ન જીવ ન ઇશ્વર સમજાય છે; ન ભક્ત ન અભક્ત, ન લોભી ન અલોભી ન સંમોહી ન અમોહી, દૃષ્ટીએ આવેછે. ન જ્ઞાની ન અજ્ઞાની પ્રતીત થાય છે. ન સમ્યક્ કર્તા ન અકર્તા, ન ભોક્તા ન અભોક્તા પ્રતીત થાય છે. ન માની ન અમાની જણાય છે. તાત્પર્ય કે એક કોઇ પણ અસાધારણ લક્ષણથી જણાય છે, પરંતુ તેમનું લક્ષણ સ્વસંવેદ્ય છે. જંગલી

પુરુષ સમાન તે વામદેવ અને જડભરત બંને હતા. તે બંનેને પકડીને રાજાની સુખપાલમાં જોડી દીધા, અને કહ્યું 'જલદી ચાલો. તે તો કદી જલદી ચાલે, કદી ઉભા રહી જાય, ઘડી હસે ઘડી મૌન રહી જાય. કયાંહી પાલખી ખાંધ ઉપરથી પડી જાય. કદી વાંકા ચાલે, કદી સીધા જ ચાલ્યા જાય. રાજા અને તેના માણસો તેમને બહુ તિરસ્કારનાં વાક્યો કહેવા લાગ્યા. વળકે રાજાના જે મૂર્ખ ખિદમતગાર તે તો હાથથી તથા લાકડીઓથી મારવા પણ લાગ્યા, પરંતુ તે તો જેવા હતા તેવા જ પ્રસન્ન મુખ રહ્યા; કિંચિત્ હર્ષ શોક તેમને ન થયો. ત્યારે રાજા આ અવસ્થા જોઇને તત્કાલ સુખપાલથી ઉતર્યો અને દર્શન કરી તત્કાલ પ્રમાદને ત્યાગી શુદ્ધ અંતઃકરણપૂર્વક થઇ તેમને વિનંતિ કરવા લાગ્યોઃ હે સ્વામિન ! આપ સંતોને મેં અમને નિષ્પ્રયોજન દુઃખ આપ્યું છે. ક્ષમા કરો અને મને સદુપદેશ કરો.

પ્રથમ જડભરત બોલ્યા : હે રાજન્ ! અમારા ખભા ઉપર સુખપાલ મુકવાથી પાપ થયું એમ તું માને છે. તે સુખપાલનું વજન ખભા ઉપર છે, ખભાનું વજન કમર ઉપર છે. કમરનું વજન જંઘા ઉપર છે. જંઘાનું વજન ચરણઉપર છે. અને ચરણનું વજન પૃથ્વી ઉપર છે, તેથી પૃથ્વી પાસે ક્ષમા માગો. અથવા તો પૃથ્વીનો બોજો જલ ઉપર છે, કારણ કે કાર્ય પોતાના ઉપાદાન કારણમાં જ રહે છે. જેમકે ઘટાદિક પૃથ્વીમાં જ રહે છે. તેવી રીતે જલનું વજન અગ્નિ ઉપર છે. અગ્નિનો ભાર વાયુ ઉપર છે. વાયુનો ભાર આકાશ ઉપર છે. આકાશ સમષ્ટિ સૂક્ષ્મ અહંકાર મહતત્વરૂપ છે. મહતત્ત્વ માયારૂપ છે. અને કલ્પિત માયા તથા માયાનાં કાર્ય બુદ્ધિકોનો અને સર્વનામરૂપ દશ્યનો આધાર અથવા અધિષ્ઠાન તું જ સચ્ચિદાનંદ સાક્ષી છે. તેથી તું ચૈતન્ય જ, પોતાના ઉપર પોતે ક્ષમા કર અથવા ન કર. અમે ક્ષમા શું કરીએ ? અથવા હે રાજન્ ! સુખપાલ પણ પૃથ્વી આદિ પંચભૂતરૂપ છે. અને શરીર પણ પૃથ્વી આદિ પંચભૂતરૂપ છે. પંચભૂત પંચભૂતોથી ક્ષમા કરાવે અથવા ન કરાવે. પંચભૂત પંચભૂતોને ક્ષમા કરે વા ન કરે. વળી પંચભૂતરૂપ દેહ જ પંચભૂતરૂપ પાલખી ઉપર સ્વાર છે અને પંચભૂત રૂપ જે પાલખીને ઉઠાવનારાં અમારાં શરીર પણ પંચભૂત રૂપ છે. તું અસંગ, નિર્વિકાર, નિર્વિકલ્પ, સંઘાતરૂપ ત્રિપુટીના દ્રષ્ટા ચૈતન્યને લોકોના ઝગડાથી શો પંચાત ? હે રાજન્ ! તેં વૃથા અહંકાર કર્યો છે કે હું સુખપાલ ઉપર ચડયો છું. વિચારકર, સુખપાલ ક્યાં છે ? કાષ્ઠ જ છે. કાષ્ઠ પૃથ્વીરૂપ છે, પૃથ્વી જલરૂપ છે. જલ અગ્નિ રૂપ છે. અગ્નિ વાયુરૂપ છે. વાયુ આકાશ રૂપ છે. આકાશ અહંકારરૂપ છે. અહંકાર મહતત્ત્વ રૂપ છે. મહતત્ત્વ માયારૂપ છે. તે માયા તું ચૈતન્યમાં રજ્જુ સર્પવત્ કલ્પિત છે. તું ચૈતન્યથી તે પૃથક્ નથી. તું જ છે. કહો સુખપાલ ક્યાં છે ? સુખપાલના સ્વરૂપનો વિચાર કર્યાવિના અભિમાન ન કર. તને લજ્જા નથી આવતી કે પોતાના ઉપર પોતે સ્વારી કરે છે !

અપૂર્ણ.)

# "सिद्ध मंदिरनां सिद्ध सूत्रो.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૭ ના પૃષ્ઠ ૧૬૮ થી.



## षष्ठ पाद.

"સદ્વિચારના સામર્થ્યને જે જ્ઞાન્ કરી શક્યા છે તેમનું અનુભવપૂર્વક માનવું છે, કે મનુષ્ય પોતાને પોતાની મેળે બદલી શકે છે, પોતાની મેળે પોતાને સુધારી શકે છે, પોતાની મેળે પોતાનું નવીકરણ કરી શકે છે, પોતાની પરિસ્થિતિને ફેરવી શકે છે તથા પોતાના પ્રારબ્ધનો જય કરી શકે છે."

લારસન.

× × × × ×

૧ વિશ્વવ્યાપી મન એટલું બધું આશ્ચર્યથી ભરેલું છે, કે તેનામાં કેટલાં ઉપયોગી અથવા વ્યવહારોપયોગી સામર્થ્યો રહેલાં છે, શી શી શક્યતાઓ રહેલી છે, તથા તેનામાં કેટલું અમર્યાદિત ઉત્પાદક બળ રહેલું છે, તે સમજવું અત્યંત કઠિન છે. તેનું સ્વરૂપ ઘણું ગૂઢ છે.

૨ આપણને અનુભવથી સમજાયું છે, કે આ મન સર્વજ્ઞ છે એટલું જ નહિ પણ તે સર્વમય છે, અથવા સર્વરૂપ પણ છે. ત્યારે તેને આ સર્વથી શી રીતે જુદું પાડવું? જે ફળની આપણને ઇચ્છા છે તે શી રીતે પ્રાપ્ત કરવું ?

૩ કોઇ વિદ્યુત્ શક્તિના સામર્થ્યના જાણનારને આપણે પૂછીએ કે વિદ્યુતની શી અસર થાય છે અથવા તે શું કરે છે તો તેના જવાબમાં તે કહે છે, કે વિદ્યુત્ એ એક જાતની ગતિ છે, અને તેની અસર જેવા યંત્રને તે લગાડવામાં આવે છે તેવી થાય છે. જેવા યંત્રને તે લગાડી હોય છે, તેવા પ્રમાણમાં તે પ્રકાશ, ઉષ્ણતા બળ, સંગીત, કે બીજી જાતના બળને ઉત્પન્ન કરે છે, અથવા જણાવે છે.

૪ વિચારથી શી અસર ઉત્પન્ન કરી શકાય છે ? વિચાર એ ગત્યાત્મક મન (mind in motion) છે. જેમ પવનની લહરી એ પવનનું જ રૂપ છે તેમ વિચાર એ મનનું જ સ્વરૂપ છે. આ વિચારની અસર જેવો જેવો તેનો ઉપયોગ કરવામાં આવે છે તેવી થાય છે.

૫ સર્વ માનસ સામર્થ્યનું રહસ્ય આ જ ઠેકાણે રહેલું છે. જેવા યંત્રને આપણે તેને લગાડીએ છીએ તેવો પરિણામ આવે છે.

૬ આ યંત્ર એ શું છે ? એડીસન, બેલ, મારકોની અને બીજા વિદ્યુત્શક્તિ સંબંધમાં શોધ કરનારનાં યંત્રો શું હોય છે તે તો તમે જાણો છો ? આ શોધથી સમય અને અવકાશ (space) નો જય થયાજેવું છે. પરંતુ એક નવું જ યંત્ર, કે જે તમને આપવામાં આવેલું છે, અને જેનો ઉપયોગ વિશ્વ-વ્યાપી સામર્થ્યનું રૂપાંતર કરવામાં થઇ શકે છે, તે યંત્ર કોણે શોધી કાઢ્યું હતું તે તમે જાણો છો ? તે યંત્ર આ શોધો કરતાં અતિ બુદ્ધિમાન શોધકે શોધી કાઢ્યું છે.

૭ ખેડુત જે ઓજારો કે હથિયારોવડે ખેતી કરે છે તે હથિયારોને નિત્ય તપાસે છે, તથા મોટરો રાખનાર કે ચલાવનાર મોટરોનાં યંત્રોને તપાસે છે, કે તેને જાણવાની જીજ્ઞાસા રાખે છે, પરંતુ આપણે સર્વ મગજરૂપી જે અદ્ભુત યંત્ર આપણને ઇશ્વરે આપ્યું છે તેના સંબંધમાં અજ્ઞાન રહેવામાં જ સંતોષ માનીએ છીએ.

૮ આ યંત્રની અદ્ભુત રચનાને આવો આપણે જોઇએ. આ પ્રમાણે તેને તપાસવાથી તેના વડે જે જે પરિણામ પ્રકટે છે તેના સંબંધમાં વધારે જ્ઞાન પ્રાપ્ત કરીશું.

૯ સહુથી પ્રથમ તો સહુથી મહાન્ એક માનસ સૃષ્ટિ છે, કે જેમાં આપણે રહીએ છીએ, જ્યાં આપણે હરીએ ફરીએ છીએ તથા જે આપણા જીવનના આધારભૂત છે અથવા જે આપણા જીવનરૂપ છે. આ સૃષ્ટિ સર્વ શક્તિમાન્ છે અને સર્વવ્યાપક છે. આપણા ઉદ્દેશના સત્યતાના તથા શ્રદ્ધાના પ્રમાણમાં આ સૃષ્ટિ આપણી ઇચ્છાઓનું તે અનુરણન કરે છે. પરંતુ આપણો ઉદ્દેશ આ સૃષ્ટિના નિયમને અનુરૂપ હોવો જોઇએ, અર્થાત્ વિઘાતક (Destructive) ન હોવો જોઇએ, પણ સંયોજક (Constructive) હોવો જોઇએ. અને આપણી શ્રદ્ધારૂપી વિદ્યુતનો પ્રવાહ (current) એટલો બળવાન્ હોવો જોઇએ, કે તે આપણા ઉદ્દેશને સ્થૂલ રૂપમાં પરિણામ પમાડે, તેને સિદ્ધ કરે અથવા તેને પ્રત્યક્ષ કરે.

આપણા આર્ય માનસ અને આધ્યાત્મ શાસ્ત્રનું કહેવું જ છે કે, યો યત્ શ્રદ્ધ; સ એવ સઃ જેની જેવી શ્રદ્ધા હોય છે તેવો તે થાય છે. અંગ્રેજોના બાઇબલમાં પણ કહ્યું છે, કે As thy faith is, so be it unto thee—જેવી તારી શ્રદ્ધા હોય તે પ્રમાણે તારા સંબંધમાં થાઓ. આ શાસ્ત્રીય (Scientific) સિદ્ધાંત છે.

૧૦ આ બાહ્ય સ્થૂલ જગતમાં જે જે રૂપ પ્રકટે છે કે જે જે કાર્ય થાય છે, તે સર્વ મનુષ્યની આ વિશ્વને સંબંધ કરતી ક્રિયા અને પ્રતિક્રિયાના પરિણામરૂપે પ્રકટે છે. આ વિધિ, અથવા આ વસ્તુ તે મનુષ્યનો વિચાર છે. મગજ એ દ્વાર છે કે જેના દ્વારા આ વિચાર કાર્ય કરે છે. આ મગજની અદ્ભુત શક્તિઓનો વિચાર કરો. તમને સંગીતનો શોખ છે? તમને કાવ્યનો સાહિત્યનો કે કલાનો શોખ છે? આ સર્વ કે જેનો તમને શોખ છે, જે તમારી રુચિનો વિષય છે, તે સર્વને અનુરૂપ અણુઓ તમારા મગજમાં રહેલા છે.

૧૧ આ સૃષ્ટિમાં એવો એક પણ સદ્ગુણ નથી, કે જેનો મગજ ન આવિષ્કાર કરી શકે, અથવા જેને તે ન પ્રકટ કરી શકે. મગજ એ જગતનું અત્યંત સૂક્ષ્મ કારણ શરીર જેવું છે, કે જે જ્યારે જરૂર પડે ત્યારે વિકાસ પામી શકે છે. આ શાસ્ત્રીય સત્ય છે, એવું તમે સમજી શક્તા હો તો પછી ઇચ્છાનુકૂલ પરિણામને કેવી રીતે ઉત્પન્ન કરવાં તેની કળા જાણી શકાય છે.

૧૨ મજ્જાતંતુ વ્યૂહને પુટાવલી (Battery) વિદ્યુત્મંડળ (Electric circuit) ની સાથે સરખાવવામાં આવે છે, કે જેમાં બળની ઉત્પત્તિ થાય છે; અને આ મજ્જાતંતુવ્યૂહના શ્વેત રસને તારની સાથે સરખાવવામાં આવે છે કે જેના વડે અથવા જેના દ્વારા પ્રવાહ વહે છે, અથવા વહેવરાવવામાં આવે છે. આ જ પ્રણાલી

(channel) દ્વારા સંવેગ અથવા ઇચ્છાનું વહન મનુષ્ય શરીરયંત્રમાં થાય છે.

૧૩ પૃષ્ઠદંડ અથવા મેરદંડ એ શરીરમાં સંચાલક ( motor ) અને સંવેદનાત્મક ( sensory ) માર્ગ છે, કે જેના દ્વારા મગજમાં અને મગજમાંથી સંદેશા લેઈ જવા લાવવામાં આવે છે. ધોરી નસો અને સૂક્ષ્મ નસોમાંથી લોહી વહે છે, અને જેના વહેવાથી આપણને બળ અને શક્તિ ( Energy ) મળે છે, શરીરરૂપી સાંચાની જે સંપૂર્ણ વ્યવસ્થા ઉત્તમ પ્રકારે થાય છે, એ વગેરે સર્વની વ્યવસ્થા આ માર્ગદ્વારા જ થાય છે.

૧૪ આ જ સાક્ષાત્ (living) ઇશ્વરનું મંદિર છે અને તેનું અધિપતિપણું તેની અંદર નિવસેલા હું-ને-આત્માને સોંપવામાં આવેલું છે. અને આ વાર્તાનું આશ્ર-માનીને જેટલા અંશમાં જ્ઞાન હોય છે તેવો પરિણામ પ્રકટે છે.

૧૫ પ્રત્યેક વિચાર મગજના અણુઓને ક્રિયામાં જોડે છે. આરંભમાં જે પદાર્થ (substance) ઉપર આ વિચાર પ્રેરાય છે, તે પદાર્થ ઉત્તર આપતો નથી અથવા તો તેનું પ્રતિવાદન (response) થતું નથી, પણ જો તે વિચાર વિશુદ્ધ અને સમાહિત (concentrated) હોય છે તો તેની અસર આ પદાર્થ ઉપર થાય છે અને તેનું પ્રતિવાદન થાય છે.

૧૬ મનની આ અસર શરીરના ગમે તે અવયવ ઉપર કરી શકાય છે. અને જેની આપણને ઇચ્છા નથી, એવા પરિણામને અન્યથા કરી શકાય છે.

૧૭ માનસ જગતનું સંપૂર્ણ સ્વરૂપ સમજવાથી આ જગતમાં ઇચ્છાપ્રમાણે પરિ-ણામ પ્રકટાવી શકાય છે. આ સ્વરૂપ સમજવું, એનું મૂલ્ય અસાધારણ છે. કાર્ય કારણનું સ્વરૂપ આ વાર્તાથી બહુ સારૂં સમજી શકાય છે.

૧૮ જે મનુષ્ય બાહ્ય જગત્પ્રતિ દૃષ્ટિ કરવાને બદલે પોતાના આંતર જગતમાં જુએ છે, તે પ્રતિ દૃષ્ટિ કરે છે તો જે અસાધારણ સામર્થ્યો તેના અંતરમાં રહેલાં છે તે સામર્થ્યોનો ઉપયોગ કર્યાવિના તે રહી શકતો નથી; અને આ પ્રમાણે થવાથી તે આ વિશ્વમાં પોતાના જીવનમાં ધારેલી સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે અને આ જગતમાં જે કંઈ સર્વોત્તમ છે, જે અત્યંત સામર્થ્યવાળું છે, અને જે આ જગ-તમાં ઇચ્છાયોગ્ય છે, તેની સાથે તે એકતાર થઇ રહે છે.

૧૯ મનના શિક્ષણમાં અથવા મનની સુધારણામાં ચિત્તનું સમાહિતપણું એ બહુ અગત્યની વસ્તુ છે. સમાહિતપણાવડે પ્રાપ્ત થતાં ફળો અથવા તેના વડે સિદ્ધ થતી વસ્તુઓ એટલી બધી ચમત્કારિક છે કે જેનો આ માર્ગમાં પ્રવેશ નથી, તે ભાગ્યે જ તેને સમજી શકે કે તેમાં વિશ્વાસ કરી શકે. આ જગતમાં જે જે મોટાં અથવા દિવ્ય પુરુષો થઇ ગયાં છે તે સર્વનું સમાહિતપણું એ એક વિશિષ્ટ લક્ષણ હતું. આ જગતમાં મેળવવાયોગ્ય વસ્તુ આ ચિત્તનું સમાહિતપણું છે.

૨૦ સૂર્યનાં કિરણો જેમાં એકત્ર થઇને અગ્નિને પ્રકટાવે છે, એવા કાચના કટકાને જોવાથી ધ્યાન, એકચિત્ત અથવા સમાહિતપણાનું કેટલું બળ છે, તે આપણે સારી રીતે સમજી શકીએ છીએ. જ્યાંસુધી આ કાચને આમતેમ હલાવ-વામાં આવે છે તથા જ્યાંસુધી એક મધ્યબિંદુમાં સૂર્યનાં કિરણને એકત્ર થવા દેવામાં આવતાં નથી ત્યાંસુધી જે પરિણામ પ્રકટવો જોઇએ તે પ્રકટતો નથી.

( અપૂર્ણ. )

———○———

# સુધારાવાળા શું કરનાર છે ?



મહાત્મા ભર્તૃહરિએ કહ્યું છે તેમ—यां चिंतयामि मयि सा विरक्ता—આપણે પાશ્ચાત્ય પ્રજાઓનું અનુકરણ કરીએ છીએ, અને તે સુધરતા સુધરતા આપણા રીતિરિવાજોને અંગીકાર કરતા જાય છે. એનીબીસેન્ટ જેવી કોઇ પાશ્ચાત્ય વ્યક્તિ આપણા રીતિરિવાજોને જ્યારે વખાણે છે ત્યારે પાછા આપણે તેનો સ્વીકાર કરીએ છીએ. આપણા સુધારાવાળાની દૃષ્ટિ પાશ્ચાત્ય દેશોપ્રતિ સ્થપાઈ છે, અને તે દેશો જેવો આપણા દેશને કરવાને મથે છે. તે દેશ જેવો આપણો દેશ નહિ હોવાથી આપણો દેશ જંગલી અને પાછળ છે, એમ આ લોકો માને છે, આપણા દેશના રીતિરિવાજોમાં કંઇ સત્ય કે હિત રહેલું છે, કે કેમ તે તો તેમને જોવાની જરૂર નથી. તેમને આપણા દેશનું સર્વ ખરાબ અને નુકશાનકારક જ જણાય છે. પણ પરિણામ એ આવવાનો છે, કે સુધારાને નામે તે આપણા દેશને પાશ્ચાત્ય દેશો જેવો કરતા જાય છે. પણ તે દેશો પોતાના દેશની અનેક પ્રકારની સામાજિક અવ્યવસ્થાઓ ટાળવાને યત્નશીલ છે, અને જેમ જેમ તે આગળ વધે છે તેમ તેમ તેમને આપણા દેશના જૂના રીતરિવાજો હિતકર અને સુખકર જણાતા જાય છે.

આ વાતનો એક તાજો દૃષ્ટાંત અત્ર આપીએ છીએ જેથી અમે જે કહીએ છીએ તે સત્ય છે તેની ખાત્રી થશે. કહે છે કે ગૃહવ્યવસ્થાનું શિક્ષણ ઉત્તમ પ્રકારનું સ્ત્રીઓને સ્વીટ્ઝર્લેન્ડમાં આપવાની વ્યવસ્થા હમણા રાજ્ય તરફથી થઈ છે. આ સંબંધમાં વિલાયતના એક સુપ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત પત્રમાં આવેલો લેખ અમે અત્ર ઉપયોગી હોવાથી પ્રસિદ્ધ કરીએ છીએ.

## A Law to Solve home Problem.

### SWITZERLAND GIVES WORLD A LEAD.

In Switzerland for a long time thoughtful persons have been worrying over three things which they feel to be a serious menace to the happiness and prosperity of the nation.

One of them is the tendency on the part of young men and women to postpone their marriage until they are many years older than their own parents were when they married.

Another is the increasing number of marriages which turn out far from happily and find an ending all too often in the divorce courts.

And the third is one that is counted among the worries of every civilised nation — the growing scarcity of women who are

able and willing to cook and clean and do other kinds of housework in anything like an efficient way.

## Making the Perfect Housewife.

The Swiss have been pondering these problems long and earnestly, and now they have hit upon a plan which they believe will solve not merely one or two, but all three of them.

It is to compel every girl to be a perfect housewife – to make trainig in the proper care of a home universal and compulsory–to require every girl on reaching a certain age to enter a school where she will be thoroughly trained in cooking, in washing pots and pans, in making beds, and in every other household duty.

Of course, it is easy to see how universal and compulsory training in domestic science will increase the number of capable servants, but the Swiss advocates of the plan say it will also restore the earlier age of marriage and reduce the number of divorces to a minimum.

A bill has already been drafted for making domestic training universal and compulsory. According to the proposed measure, every normal Swiss girl, no matter what her rank, no matter whether rich or poor, must, before she is twenty, give up at least one year of her life to fitting herself to be a good wife and mother if she marries, and a useful member of society whether she marries or not.

During that year, which must not begin until she has completed her elementary education, she must go regularly to a Public Housewifery School as a daily pupil if her parents can afford to let her live at home. If for that they are too poor, she must live in the school and pay, so far as she can, for her board and lodging by helping, out school hours, with the housework there.

The schools are to be free for all classes alike, the expense they entail being defrayed out of the joint contributions of the State, the cantons, and the communes.

Much of what will be taught in the schools is what in bygone days girls were taught at home by their own mothers. For the framers of the bill have faced the fact boldly that the

average mother is no longer to be relied upon to teach her daughters housewifery

In Switzerland, as in this country, there are, of course, many mothers who do teach their daughters such work, and very carefully; still, there are many more who do not. Some do not because they cannot, because they themselves know no more than cats about housewifery, or because, as they go out to work, they have no time in which to teach them.

Others do not because they will not: because they see no reason why they should "have the bother," or because they are ambitious for their daughters, wish them to be young ladies, and *therefore think they must not soil their hands. Others, again,* and they are not a few, do not because their daughters are beyond their control, and do not wish to be taught.

If the average latter-day girl is to be taught housewifery she must, therefore, be taught at school. This is a point on which most of the Swiss have made up their minds,

According to the plans already drawn up in Switzerland, at the Housewifery schools housewifery in the very widest meaning of the term will be taught. All who go there will be taught how to do everything that must be done in every house if it is to deserve the name of a home; they will be taught to do it well, too, and with the least possible labour.

Not only will they be told what the best methods of working are, but they will be made to do the work according to the best methods, do it again and again under the surveillance of experts, until they can do it easily and well, until, in fact, they themselves have become, so far as in them lies, experts in the doing of it.

### How to do Everything.

They will clean rooms, make fires, wash dishes, polish and dust; they will in turn do everything, indeed, that a kitchen-maid does, a housemaid, as well as a caterer, a cook, and a housekeeper.

They will also, while at the school, wash and starch and iron, a professional laundress watching them the while and giving them advice, letting them know how to deal with flannels and lace, what things must be boiled, what must not.

They will be taught how to make clothes, too; how to mend, patch and darn; how to make simple dresses, and make old dresses look new. They are even to be taught, it is said, how to keep accounts and write letters.

For their most important work, that of caterers and cooks, girls will have quite special training while at the Housewifery Schools. They will each in turn do the marketing. They will buy, with an expert looking on to see them buy wisely, what they need wherewith to make the various dishes they are to be taught how to make, and actually make. And all these dishes will be of the sort that depend for their value on the skill with what they are made rather than the costliness of their ingredients.

*What the teachers will aim at is enabling their pupils to* provide those dependent on them with really good, nutritive food at the least possible cost. They will teach them how to cook economically as well as skilfully; how to make dainty dishes out of what may seem but worthless left-overs; how to turn sorrel leaves into soup, wild berries into jams, and concoct savoury pottages out of breadcrusts and wild herbs.

And while teaching them they will impress upon them the much needed lesson that all dishes have not the same food value and that what is good for the strong man is not good for little children or invalids.

According to the programme, there will be special classes for teaching girls how to take care of children; special classes, *too, for teaching them the elements of sick-nursing; how to deal* with simple ailments, how to give first aid, prevent the spreading of infection, foster health and strength. There are also to be classes for teaching them how they can best serve their fatherland and their fellows while making the best of their own lives.

It is considered by the supporters of the Bill that any prejudice there may now be against a servant's work on the score of its not being genteel will speedily vanish when girls of all ranks have to learn how to do this work and have the fact impressed upon them that it is just as much their duty to be good housewives as it is their brothers' to be good soldiers.

The shortage of good wives, as of good mothers and good homes, will also then soon cease to be. P. S. S. 31-7-23.

આ અંગ્રેજી લેખનું અક્ષરશઃ પૂરું ભાષાંતર તો ઘણો વિસ્તાર થવાના ભયથી નહિ આપીએ પણ જે અંગ્રેજી નથી જાણતા તેમને માટે તેનો સાર ટુંકમાં આપીએ છીએ.

" સ્વીટઝર્લેન્ડમાં વિચારવંત પુરુષો ઘણા વખતથી ત્રણ વસ્તુઓના સંબંધમાં વિચાર કરી રહ્યા છે, કે જે ત્રણ વસ્તુઓ દેશના સુખમાં અને દેશની આબાદીમાં અત્યંત નાશરૂપ અથવા વિઘ્નરૂપ થઇ રહી છે.

આ ત્રણ વસ્તુમાંથી એક વસ્તુ એ છે, કે જુવાન સ્ત્રી પુરુષો પોતાનાં માતાપિતાએ જે વર્ષે લગ્ન કર્યું હતું તે વય કરતાં ઘણી મોટી ઉમર ન થાય ત્યાંપર્યંત તે લગ્ન કરવાનો વિચાર માંડી વાળે છે.

બીજી વસ્તુ એ છે કે લગ્ન અથવા કહો કે પુનઃલગ્ન વારંવાર થાય છે, અર્થાત્ સ્ત્રીપુરુષો વારંવાર લગ્ન કરે છે, જેથી ગૃહસ્થાશ્રમના સુખથી તે ઘણો દૂર રહે છે તથા છુટાછેડાના પ્રસંગો અનેક બને છે.

ત્રીજી વસ્તુ એ છે, કે જેમ સર્વ સુધરેલા ( civilized ) દેશોમાં રાંધવું, વાસણ માંજવાં, વગેરે ઘરનાં કામકાજ ઉત્તમ પ્રકારે કરી શકે તેવી યોગ્ય ગૃહિણી સ્ત્રીઓની અછત દહાડે દહાડે વધતી જાય છે.

**સંપૂર્ણ ગૃહિણી બનાવવાને શું કરવું ?**

**સ્વીસ** લોકો આ પ્રશ્નનો વિચાર આતુરતાથી ઘણા વખતથી કરતા હતા. અને હવે તેમને એક માર્ગ સુઝ્યો છે, કે જેથી ઉપરના એક બે નહિ પણ ત્રણે પ્રશ્નોનો ખુલાસો થઇ જશે, એમ તે માને છે.

આ માર્ગ એ છે, કે પ્રત્યેક કન્યાને પૂર્ણ ગૃહિણી બનાવવી, તેને ઉત્તમ ગૃહિણી થાય તેવું શિક્ષણ આપવું, પ્રત્યેક કન્યાની અમુક વય થતાં તેને એવી શાળામાં દાખલ કરવી-કે જ્યાં તેને કેવી રીતે રાંધવું, કેવી રીતે વાસણ માંજવાં, પથારી કરવી, કચરો કાઢવો, અને આવાં જ બીજાં ઘરનાં તમામ કામકાજ કરવાની તેને સંપૂર્ણ કેળવણી આપવી (!)

કોઇ કોઇ એવો ભય રાખે છે, કે તેથી ઘરનાં કામકાજ કરી શકે તેવી નોકર સ્ત્રીઓ ઘણી મળા શકશે, પણ આ લોકો કહે છે, કે તે પ્રમાણે કન્યાઓ કેળવવાથી નાની ઉમરમાં લગ્ન થશે અને નાની ઉમરમાં લગ્ન થવાથી છુટાછેડાના પ્રસંગો બહુ જ ઓછા બનશે (!)

ઉપર પ્રમાણે કન્યાઓને શિક્ષણ આપવાનું 'બીલ' ખરડો પણ પસાર કરવામાં આવ્યો છે. અને આ ખરડા પ્રમાણે **સ્વીટઝર્લેન્ડ**થી પ્રત્યેક વીશ વર્ષની અંદરની કન્યાને તે ગમે તે દરજ્જાની હોય, તે ગરીબ હોય કે તવંગર હોય, આ પ્રકારનું શિક્ષણ એક વર્ષ લેવાની ફરજ પાડવામાં આવશે, પછી તેને પરણવું હોય તો પરણે અને કુંવારી રહેવું હોય તો કુંવારી રહે, કારણ કે આ લોકોનું માનવું છે, કે આ પ્રકારના શિક્ષણથી તે સમાજનું એક ઉપયોગી અંગ થશે.

આ એક વર્ષમાં તેને ( Public Housewifery School ) **સાર્વજનિક ગૃહિણી શાળામાં** નિયમિત જવાની ફરજ પાડવામાં આવશે, કે જે પૂર્વે તેણે તેનો પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કરી દીધો હશે. જો તેનાં માબાપ ગરીબ હશે તો તેને તે શાળામાં જ રાખવામાં આવશે, અને તેના ખરચ પેટે તેનાથી બની શકે તેવાં તે શાળાનાં કામકાજ કરાવવામાં આવશે.

આ શાળાનો લાભ સર્વ એક સરખો લેઇ શકશે, અને તેનો નિભાવ રાજ્ય, અમીરો અને સાધારણ મનુષ્યો કરશે.

આ શાળામાં પ્રધાનપણે, જે બાબતો પૂર્વે માતાઓ ઘરમાં પોતાની છોકરીઓને શીખવતી હતી તે જ શીખવવામાં આવશે. હાલની માતાઓ આ પ્રકારનું શિક્ષણ આપવાને યોગ્ય રહી નથી, એમ હિંમતથી આ ખરડો બનાવનારાઓએ જાહેર કર્યું છે.

સ્વીટઝર્લેન્ડમાં અને ઇંગ્લેન્ડ વગેરેમાં કેટલીક માતાઓ પોતાની કન્યાને આવું શિક્ષણ આપે છે, પણ જે માતાઓ આવું શિક્ષણ નથી આપતી તેમની સંખ્યા ઘણી મોટી છે. આ પ્રમાણે થવાનાં બે કારણો છે, તે એ કે કાંતો આ માતાઓ ઘરનાં કામકાજ કેમ કરવાં તે જાણતી નથી, તથા તેમાંની ઘણીને તો પોતે બહાર કામકાજે કે નોકરીએ જાય છે, જેથી વખત પણ હોતો નથી. આ વિનાની બીજી સ્ત્રીઓ આવી કડાકુટમાં પડવાની જરૂર જોતી નથી. કારણ, કે તેમાંની ઘણી તો પોતાના છોકરી કોઇ મોટા અમીર જોડે પરણશે એટલે તેને આવી મજુરી કરવાની શી જરૂર છે, એમ ધારીને પણ આવાં કામકાજ શીખવતી નથી. વળી ઘણી સ્ત્રીઓ તો પોતાની કન્યાઓ પોતાના તાબામાં નહિ હોવાથી તેમને આ પ્રકારનું શિક્ષણ આપવાની ઇચ્છા હોય છતાં તે પ્રકારનું શિક્ષણ આપી શકતી નથી.

તેથી હાલની કન્યાને જો ગૃહશિક્ષણ આપવાનું હોય તો તે આ શાળામાં જ આપવું જોઇએ. આ પ્રકારનો નિર્ણય ઘણાખરા સ્વીસ લોકોએ કર્યો છે. આ શાળામાં ગૃહિણીતરીકે જે જાણવાની જરૂર છે તે સર્વ તેને શીખવવામાં આવશે. સારામાં સારી રીતે તે આ કામકાજ શી રીતે કરી શકે તે તેમને ત્યાં શીખવવામાં આવશે.

અમુક કામ અમુક રીતે કરવાં એ પ્રમાણે માત્ર મોઢેથી જ તેમને કહેવામાં આવશે એટલું નહિ, પણ તેમની પાસે જ્યાં સુધી તે સારી રીતે કામકાજ કરી શકે ત્યાં સુધી તે કામ વારંવાર કરાવવામાં આવશે.

પ્રત્યેક કામ કેવી રીતે કરવું ?

તેમની પાસે ઘર સાફ કરાવવામાં આવશે, કચરો કઢાવવામાં આવશે, દેવતા સળગાવરાવવામાં આવશે, વાસણો મંજાવવામાં આવશે, અને આ પ્રમાણે લુગડાં ધોવાં, પીરસવું, વગેરે ઘરનાં તમામ કામકાજ જે નોકરો કરે છે તે સર્વ કરાવવામાં આવશે, વળી ગરમ તથા રેશમી કપડાં કેમ ધોવાં તે પણ તેમને શીખવવામાં આવશે, તેમ જ કયાં કપડાંને ઉકાળવાં અને કયાંને નહિ તે પણ શીખવવામાં આવશે.

નવાં કપડાં શીવવાનું કામ તથા ફાટેલાં કપડાં શીવવાનું કામ પણ શીખવવામાં આવશે. જુનાં કપડાંને સુધારીને શી રીતે નવાજેવાં કરવાં તે પણ શીખવાશે. હિસાબ કેમ રાખવો, તથા પત્રો કેમ લખવા તે પણ શીખવાશે.

બજારમાંથી શાક દાણા વગેરે જરૂરના પદાર્થો લાવતાં પણ શીખવવામાં આવશે. જૂદાં જૂદાં જમણ શી રીતે સ્વાદિષ્ટ બનાવવાં તે પણ શીખવવામાં આવશે. કરકસરથી શી રીતે કામ કરવું તે શીખવાશે.

બાળકોની સંભાળ કેવી રીતે લેવી તથા તેમને કેવી રીતે ઉછેરવાં તે પણ શીખવાશે. માંદા માણસની માવજત કેમ કરવી તે પણ શીખવાશે, તથા સાધારણ દરદોમાં કયા

કુદરતી ઉપચારો કરવા તે પણ શીખવાશે. આરોગ્યનું રક્ષણ શી રીતે કરવું તે શીખવાશે, તથા ચેપી રોગોમાં કેવી સંભાળ રાખવી તે પણ શીખવાશે.

આ પ્રમાણે કરવાથી કેળવાએલી સ્ત્રીઓ મળી શકશે, પુરુષો સુખી થશે, ગૃહસ્થાશ્રમવાળું જીવન શોભશે, સારી માતાઓ પાકશે, તથા ઉત્તમ પ્રકારનાં ગૃહસ્થ કુટુંબો દેશમાં તૈયાર થશે, એવી આ લોકો આશા રાખે છે. ”

આ પ્રમાણેની સર્વ વ્યવસ્થા પૂર્વે આપણા દેશમાં હતી અને આજે પણ જે કુટુંબો સુધરેલાં નથી તે કુટુંબોમાં આ પ્રકારની સર્વ વ્યવસ્થા જોવામાં આવે છે. છતાં સુધારાવાળાઓએ પોતાની દૃષ્ટિ આ દેશને સુધારવાને પાશ્ચાત્ય દેશોપ્રતિ સ્થાપી છે, અને તેમનાં જીવન તે દેશની પ્રજા જેવાં થયાં છે અને બીજાનાં જીવન તે પ્રકારનાં થાય તેને માટે તે પ્રયત્ન કરી રહ્યા છે. પારસી, બ્રહ્મક્ષત્રી, નાગર વગેરે જે જે કોમ, કે જે જે પાશ્ચાત્ય સુધારાના મોહમાં પડીને સુધરી ગયા છે, અને જેમણે પાશ્ચાત્ય જીવનનો સ્વીકાર કર્યો છે તે આર્ય જીવનથી ભ્રષ્ટ થઇને જે પ્રકારનું જીવન પાશ્ચાત્ય પ્રજા ગાળે છે, તે પ્રકારનું જીવન ગાળે છે.

આ લોકો આ જ પ્રમાણે પાશ્ચાત્ય પ્રજાના જીવનમાં ફેરફાર થતો જોશે ત્યારે પાછા તે પ્રમાણે આ દેશમાં સુધારો કરવાના પ્રયત્ન કરશે. આ પ્રકારનું આ લોકોના સુધારાનું સ્વરૂપ હોય છે. આ દેશને તે એક વખત જેને તે સુધારો કહે છે તેનો સુધારો કરીને તે પાશ્ચાત્ય દેશ જેવો કરશે અને પાછા એના એ જ ઉપર પ્રમાણેનો સ્વીઝર્લેન્ડ જેવો સુધારો કરવાને પ્રયત્ન કરશે. તેના કરતાં જે જે આપણા દેશના રીતિરિવાજો સારા હોય તેને તે વળગી રહે, અથવા તો જેમાં વિકૃતિ થઇ હોય તેમાં જ માત્ર સુધારો કરે તો શું ખોટું ? એક વખત હિંદુના મુસલમાન થવું, અને પાછા મુસલમાનના હીંદુ થવાને પ્રયત્ન કરવો, તેના કરતાં હીંદુના હીંદુ રહેવું શું ખોટું છે ? પણ આ લોકોને તે યોગ્ય જણાતું નથી. અમે પણ આ જગતમાં કંઇક છીએ અને અમે પણ જગતનું કલ્યાણ કરીએ છીએ, એ પ્રકારનાં અભિમાનવાળા અને એ પ્રકારના વિચારવાળા આપણા દેશના સુધારકો આવો જ ઘોટાળો પ્રત્યેક બાબતમાં કેટલાક વખતથી આ દેશમાં કરી રહ્યા છે. તેમના અર્થવગરના અને ઉંધા પ્રયત્નનું સ્વરૂપ દર્શાવવું, એ જ માત્ર આ તેમનો આશય છે.

અમારા વડોદરામાં પણ સાંભળ્યું હતું, કે થોડા વખત ઉપર રાજમહેલમાં એક અંગ્રેજ બાઇને મોટા પગારથી રાખી હતી. જે રસોડાનાં કામકાજ આ જ પ્રમાણે દેશી નોકરડીઓને શીખવતી હતી. તેમને આ બાઇ કહેતી કે, જુઓ એઠાં વાસણો રાખોડાથી સાફ કરવાં, એ બહુ સારૂં છે, કારણ કે રાખોડામાં ફોસફરસ રહેલો છે તથા તે જંતુઓનો નાશ કરનાર છે, વગેરે વગેરે. પણ આ બાઇને બીચારીને ક્યાંથી ખબર હોય કે આ દેશમાં પરાપૂર્વથી સ્ત્રીઓ રાખોડાથી જ વાસણો માંજે છે ! આને માટે અહીં પણ કહે છે, કે એક વર્ગ ( ક્લાસ ) ઉઘાડવામાં આવ્યો હતો ( આજે છે કે નહિ તેની મેં ખબર કાઢી નથી ) અને આવું ને આવું શિક્ષણ મોટા પગારવાળી આ અંગ્રેજ બાઇ આપતી હતી.

આવી પ્રવૃત્તિને આપણા દેશના સુધારકો સુધારો કહે છે !

# राजयोग.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૮ ના પૃષ્ઠ ૨૦૫ થી. )





પ્રાણાયામના સંબંધમાં જેટલો વિસ્તાર કરીએ તેટલો ઓછે છે. તેના અનેક લાભો છે. આપણે આગળ જણાવી ગયા છીએ, કે પ્રાણાયામ કરતા પૂર્વે આસનને સ્થિર કરવાની અગત્ય છે, કારણ કે તે તેમાં ઉપકારક છે. આજે ઘણા મનુષ્યો પ્રાણાયામ કરે છે છતાં તે આગળ વધી શકતા નથી તેનું કારણ એ છે, કે તે આસનને પ્રથમ સ્થિર કરતા નથી. યમ નિયમના પાલનથી વૃત્તિના મળવિક્ષેપાદિ દોષો જેટલા અંશમાં તેનું પાલન થયું હોય છે વા થાય છે તેટલા અંશમાં નિવૃત્ત થાય છે, અને તેથી આસનની સ્થિરતા થાય છે, પ્રાણાયામમાં પણ વૃદ્ધિ થાય છે, અને મન સ્થિર થઈ પ્રત્યાહાર વગેરે સાધનમાં અનુકૂળતા વધે છે. આ પ્રમાણે પાછળનાં સાધનો આગળનાં સાધનોમાં ઉપકારક છે, તેથી તે સેવ્ય છે. આસનની સિદ્ધિ થવાથી ક્ષુધાપીપાસા-ભુખ તરસનો જય થાય છે; યોગમાં પ્રતિબંધક જે આલસ્યપ્રમાદાદિ તેનો પણ નાશ થાય છે; વળી તેથી નાડીઓનું દબાણ થવાથી ઉપસ્થના બલનો પણ ક્ષય થાય છે, અને તેથી બ્રહ્મચર્યનું પણ અધિક સમય પાલન થઈ શકે છે, શરીરમાં રુધિરાભિસરણ વધારે સારી રીતે થાય છે જેથી આરોગ્ય પણ સુદૃઢ થાય છે અને શરીર યોગનાં સાધનો સાધવાને માટે વધારે યોગ્ય થાય છે વળી વાયુની ગતિ પણ તેથી શિથિલ થાય છે તેથી મનના સ્થૈર્યની પણ વૃદ્ધિ થાય છે. આ પ્રમાણે આસનના ઘણા લાભ છે.

ॐ पृथ्वी त्वया धृता लोका देवि त्वं विष्णुना धृता ।
त्वं च धारय मां देवि पवित्रं कुरु चासनम् ॥

એ મંત્રનો વિશેષ જપ કરવાથી પણ આસન સ્થિર ન થતું હોય તો થાય છે.

યમ નિયમની સિદ્ધિ પૂર્વ જન્મમાં કરી હોય છે તો ચાલે છે, પણ આસનની સ્થિરતાને તો આ જન્મમાં કરવી પડે છે. આટલા માટે કોઈ કોઈ સ્થળે યોગને અષ્ટાંગને બદલે ષડંગ પણ કહ્યો છે.

શ્વાસ અને પ્રશ્વાસની ગતિનો રોધ કરવો તે પ્રાણાયામ છે. બહારથી અંદર જે વાયુ લેઈએ છીએ તે શ્વાસ છે, અને અંદરથી બહાર જે વાયુને કાઢવામાં આવે છે તે પ્રશ્વાસ છે. પ્રાણાયામના ત્રણ પ્રકાર છે. ૧ પૂરક, ૨ કુંભક, ૩ રેચક. બહારથી અંદર શ્વાસ લેવો તેને પૂરક કહે છે. શ્વાસને અંદર પૂરી રાખવો તેને કુંભક કહે છે અને અંદરના શ્વાસને બહાર કાઢી નાખવો તેને રેચક કહે છે. હવે પ્રાણાયામ એટલે આ ત્રણેની ગતિનો રોધ કરવો તે. બહારથી અંદર વાયુ લેઈને તેનો અંદર રોધ કરવો, વાયુ જ્યાં હોય ત્યાં જ તેનો રોધ કરવો અને અંદરથી બહાર કાઢી તેનો બહાર રોધ કરવો, એ પ્રમાણે ત્રણેને પ્રાણાયામ કહી શકાય તેમ છે; અર્થાત્ એ ત્રણેમાં પ્રાણાયામ સંજ્ઞા અનુગત થએલી છે.

વસ્તુતઃ આ શ્વાસપ્રશ્વાસ એ પ્રાણ નથી. પ્રાણ વસ્તુ એ જુદી છે અને તેનો જય કરવાનું સાધન એ જ પ્રાણાયામ છે. પણ આ શ્વાસપ્રશ્વાસના જયથી પણ આ મુખ્ય પ્રાણનો જય થાય છે તેથી તે પણ હિતકારક છે. પ્રાણાયામથી જે જે લાભોનું વર્ણન આપણે આગળ કરી ગયા છીએ તે લાભો આ મુખ્ય પ્રાણનો જય થવાથી જ થાય છે.

પાંતંજલ યોગસૂત્રમાં આ પ્રાણાયામના ત્રણ પ્રકાર કહ્યા છે. ૧ **બાહ્યવૃત્તિ**, ૨ **આભ્યંતરવૃત્તિ** અને ૩ **સ્તંભવૃત્તિ**. જે પ્રાણાયામમાં પ્રશ્વાસવડે અથવા રેચકવડે શ્વાસ પ્રશ્વાસનો રોધ કરવામાં આવે છે તે **બાહ્યવૃત્તિ** પ્રાણાયામ છે. જે પ્રાણાયામમાં શ્વાસે કરીને શ્વાસ પ્રશ્વાસનો રોધ કરવામાં આવે છે તે **આભ્યંતરવૃત્તિ** પ્રાણાયામ છે. અને જેમાં શ્વાસપ્રશ્વાસનો જ્યાં ત્યાં રોધ કરવામાં આવે છે તે **સ્તંભવૃત્તિ** પ્રાણાયામ છે. વળી જે કુંભક રેચકપૂરક સહિત કરવામાં આવે છે તે **સહિતકુંભક** છે. જે પ્રાણાયામમાં રેચકપૂરક-વિના અભ્યાસના અધિક બળથી કુંભક કરવામાં આવે છે તેને **કેવલકુંભક** કહે છે.

આ ત્રણ પ્રકારના પ્રાણાયામનું દેશ અને કાળ એ બે વડે નિયમન થઇ શકે છે અર્થાત્ તે બે વડે તેનું નિયમન કરવાની જરૂર છે. રેચકમાં કોણ કેટલો રેચક કરે છે, તેનું પ્રમાણ નક્કી કરવું હોય તો નાકથી આગળના ભાગમાં રૂ ધરી રાખવાથી તેની ખબર પડે છે. આ પ્રમાણે જોતાં કોઈ બાર આંગળનો તો કોઇ એક હાથનો અને કોઇ તેથી વધારે પ્રદેશપર્યંતનો રેચક કરે છે. પૂરકનું આ પ્રકારનું પ્રમાણ તે જેટલા દેશપર્યંતનો થયો હોય છે ત્યાં કીડીના સ્પર્શ જેવી લાગણી થાય છે તેથી તેનું પ્રમાણ નક્કી થાય છે. જેમ કે કંઠદેશપર્યંતનો પૂરક હોય છે તો તે દેશમાં, ઉદરપર્યંતનો હોય છે તો તે ભાગમાં અને તેથી નીચેના પ્રદેશપર્યંતનો હોય છે તો તે ભાગમાં કીડીના સ્પર્શ જેવી લાગણી થાય છે અને તેથી તેટલા દેશસુધીનો પૂરક થયો છે, એમ જાણી શકાય છે અથવા નક્કી કરી શકાય છે. આ પ્રમાણે મસ્તકથી તે પગના તળીયાસુધીના પૂરકનું પ્રમાણ નક્કી કરાય છે. કુંભકના પ્રમાણનો નિર્ણય બાહ્ય અને આંતર એમ બે પ્રકારનો થઇ શકે છે. જેમ કે બાહ્ય દેશનો નિર્ણય તો રૂ વગેરે બાહ્ય પ્રદેશમાં ધરવાથી વાયુની ગતિના અભાવથી તેનો નિર્ણય થાય છે; અને આંતર પ્રદેશનો નિર્ણય તો ઉપર કહી તેવી લાગણીના અભાવથી થઈ શકે છે.

બીજા પ્રકારનું નિયમન કાલથી થઇ શકે છે. જેમ કે આટલા ક્ષણનો પૂરક થયો, આટલા ક્ષણનો કુંભક થયો, આટલા ક્ષણનો રેચક થયો, એ પ્રમાણે આ કાલનું પ્રમાણ માત્રા તથા મંત્રના બીજની સંખ્યા વગેરેથી થાય છે. જેમકે બે માત્રાનો પૂરક, આઠમાત્રાનો કુંભક અને ચાર માત્રાનો રેચક એ પ્રમાણે માત્રાનું પ્રમાણ યથાશક્તિ નક્કી થાય છે. ત્યાં માત્રાનું પ્રમાણ આ પ્રમાણે આપેલું છે.

બહુ ધીમેથી નહિ અને બહુ ઉતાવળેથી નહિ, એ પ્રમાણે મધ્યમ વેગથી ઘુંટણની આસપાસ હાથ ફેરવીને ચપટી વગાડીએ તેટલા કાળને એક માત્રા કહેવામાં આવે છે. અભ્યાસથી પછી આ માત્રાનું સ્વરૂપ સમજાય છે તથા નક્કી થાય છે. અથવા પ્રણવ (ૐ) શબ્દનો એક વખત ધીમેથી ઉચ્ચાર કરવો, તે પ્રમાણે પણ પ્રાણાયામના કાળનું નિયમન થઇ શકે છે. અથવા તો હાલમાં ઘડીઆળો સર્વ ઠેકાણે ઉપલબ્ધ છે, તેમાં દરેક સેકંડનો ખટકો થતો હોય છે તે ખટકાનું અર્થાત્ પ્રત્યેક સેકન્ડનું માપ પણ પ્રાણાયામ

કરતી વખતે રાખી શકાય છે. જેમને આ બે પ્રકાર ન ફાવે તે પ્રણવનો ઉચ્ચાર માત્ર કરે. એક પ્રણવથી પૂરક કરે, ચારથી કુંભક કરે, અને બેથી રેચક કરે. આ પ્રમાણે સાધકે જપની સંખ્યાનો વધારો કરતો જાય. જેમ કુંભકનો કાળ વધતો જાય તેમ પ્રાણાયામની સિદ્ધિ થાય છે, અથવા તેમાં પ્રગતિ થાય છે, એમ સમજવું. સાધકે ક્રમેક્રમે કુંભકના કાળની વૃદ્ધિ કરવાનો આગ્રહ રાખવો અને આ પ્રમાણે કુંભકના કાળની વૃદ્ધિ થાય છે તો જ પ્રાણાયામનાં જે ફળોનું આ યોગશાસ્ત્રમાં વર્ણન કર્યું છે તેનો અનુભવ થાય છે. જેમનાથી આ પ્રમાણે વૃદ્ધિ ન થાય તેમણે પૂર્વે જણાવેલાં પ્રતિબંધક હેતુઓનો ક્ષય કરવા વિચારવું.

પ્રાણાયામના સંબંધમાં શ્રી વસિષ્ઠ સંહિતામાં એમ પણ કહ્યું છે, કે જેમાં પ્રસ્વેદ થાય છે તે કનિષ્ટ છે, જેમાં કંપ થાય છે તે મધ્યમ છે, અને જેમાં આસનનું ઉત્થાન થાય છે તે પ્રાણાયામ ઉત્તમ છે. કૂર્મપુરાણમાં વળી કહ્યું છે, કે બાર માત્રાવાળો પ્રાણાયામ મંદ છે, ચોવીશ માત્રાવાળો મધ્યમ છે અને છત્રીસ માત્રાવાળો ઉત્તમ છે. જે પ્રાણાયામમાં એક માત્રાથી પૂરક, ચાર માત્રાથી કુંભક અને બે માત્રાથી રેચક કરવામાં આવે છે તે એક માત્રિકા પ્રાણાયામ કહેવાય છે. આ પ્રમાણે બે માત્રા, ચાર માત્રા, આઠ માત્રા, બાર માત્રા વગેરેનું પ્રમાણ સમજવું.

સાધારણ રીતે પ્રાણાયામના સાધકે આ પ્રમાણે પ્રાણાયામની શરૂઆત કરવી. પ્રથમ ડાબા નાકદ્વારા અંદરના વાયુને બહાર કાઢી નાખવો. પછી તરત જ જમણા નાકને જમણા હાથના અંગુઠાવડે બંધ કરવું અને ડાબા નાકથી એક માત્રાથી શ્વાસને ધીમે ધીમે અંદર લેવો. પછી તે જ હાથની ટચલી તથા તેની જોડેની (અનામિકા) આંગળીવડે ડાબું નાક બંધ કરી દેવું. પછી ચાર માત્રા સુધી અંદર વાયુને પૂરી રાખવો અર્થાત્ કુંભક કરવો. પછી જમણા નાકેથી અંગુઠો ઉપાડી લેઇને ધીમેધીમે અંદર રહેલા વાયુને બે માત્રાના પ્રમાણથી બહાર કાઢી નાખવો. પુનઃ ડાબું નાક તે જેમ હોય છે તેમ બંધ રાખીને જમણા નાકથી તે જ પ્રમાણે તેટલી જ એક માત્રાવડે પૂરક કરવો, ચાર માત્રાવડે કુંભક કરવો, અને બે માત્રાવડે ડાબા નાકથી રેચક કરવો. હવે આરંભમાં જેટલી માત્રાનો પ્રાણાયામ સુખપૂર્વક થઇ શકે તેટલી માત્રાનો પ્રાણાયામ કરવો. રેચક કરતી વખતે ઉતાવળ કરવી પડે કે કુંભક વખતે અકળામણ થાય તો માત્રાનું પ્રમાણ ઓછું કરવું. પ્રાણાયામમાં ઉતાવળ કરવી નહિ, પણ ધીમે ધીમે આગળ વધવું. પરંતુ લક્ષમાં એટલું રાખવું, કે તે **નિત્ય નિયમિત વખતે** કરવા જોઇએ.

કોઇ ઠેકાણે પ્રથમ જમણા નાકવડે વાયુને પૂરવાનું કહ્યું હોય છે અને કોઇ ઠેકાણે ડાબા નાકવડે પૂરવાનું કહ્યું હોય છે, પણ તેમાં કોઇ મોટો વિરોધ સમજવો નહિ. પોતાને અનુકૂલ જણાય તે પ્રમાણે કરવા, પણ નિત્ય એક જ ક્રમ કાયમ રાખવો. ઉત્તમ તો એ છે કે સદ્ગુરુપાસેથી કયો પ્રાણાયામ કરવો તે જાણી લેવું એ વિશેષ હિતકર છે; તો પણ તેવો યોગ ન આવે તે ઉપરપ્રમાણે સાદા પ્રાણાયામ નિત્ય શાંતિથી કરે છે તો તેને હાનિ ન થતાં લાભ જ થાય છે. ધ્યાનમાં એટલું રાખવું, કે જે નાકથી રેચક કરવો તે નાકથી જ પૂરક કરવો. આ પ્રકારના સાદા પ્રાણાયામને મળશોધક અથવા લોમવિલોમ પ્રાણાયામ કહે છે. પ્રાણાયામના બીજા ઘણા સરળ કઠિન પ્રકારો છે અને તે ગુરુદ્વારા જ જાણી શકાય છે.

હઠયોગ પ્રદીપિકામાં સૂર્યભેદન, ઉજ્જાયી, સીત્કારી, શીતલી, ભસ્ત્રિકા, ભ્રામરી, મૂર્છા અને પ્લાવની એમ કુંભકના આઠ ભેદ કહ્યા છે.

આ જ યોગના ગ્રંથમાં સાધકે આહારને માટે કેવા પ્રકારની સાવધાનતા રાખવી તે પણ જણાવેલું છે. તેમાં કહ્યું છે, કે લીંબડો વગેરે અત્યંત કડવા પદાર્થો, આમલી વગેરે અત્યંત ખાટા પદાર્થો, મરચાં વગેરે અત્યંત તીક્ષ્ણ પદાર્થો તથા અતિ ઉષ્ણ પદાર્થો, લીલું શાક, કાંજી, તેલ, સરસવ, દારૂ, માછલાં, બકરી વગેરેનું માંસ, દહીં, છાશ, ડુંગળી, લસણ, હીંગ, ગાજર, અડદની દાળ વગેરે જે જે પદાર્થો શરીરના અવયવોને ઉન્મત્ત કરનાર હોય, જે રાજસતામસ હોય, તે સર્વ યોગના અભ્યાસકને માટે કુપથ્ય છે અને તેથી તે વર્જ્ય છે. (જુઓ હઠયોગ પ્રદીપિકા-પ્રથમોદેશ શ્લોક ૫૯-૬૦) આ જ ગ્રંથમાં યોગસાધકને માટે કયો આહાર પથ્ય છે અને સેવ્ય છે તે પણ જણાવેલું છે. ઘઉં, શાલીના ચોખા, સામો, નિવાર, દુધ, ઘી, દુધપાક, ખીર, સાકર, માખણ, સુંઠ, પરવળ, સુરણ, રતાળુ વગેરે જે જે પદાર્થો સાત્વિક છે, જે મધુર તથા સ્નિગ્ધ છે તેવા પદાર્થો પથ્ય છે અને તેથી સેવ્ય છે. યોગમાં આગળ વધ્યા પછી યોગીનું સામર્થ્ય વધતાં પછી તે ગમે તે ખાય છે તો તેને અડચણ આવતી નથી, પણ સાધકે તો ન ખાવાજેવા પદાર્થો ન ખાવા એ જ હિતકર છે. વળી પ્રાણાયામના સાધકે જેમ બહુ વધારે ખાવાનું નથી તેમ ઉપવાસ પણ કરવાના નથી. વળી તેણે જેમ ઉજાગરા કરવાના નથી તેમ બહુ ઉંઘવાનું નથી. પણ આહારવિહારમાં મિત રહીને યોગનાં અંગોનું અનુષ્ઠાન કર્તવ્ય છે. જે આ પ્રમાણે કરતા નથી તે આગળ વધી શકતા નથી. અને તેના પ્રમાણરૂપે હાલમાં અનેક સાધકો સ્થળે સ્થળે જોવામાં આવે છે જ.

(અપૂર્ણ.)

---

**द्रव्य अने शक्ति ए बन्ने एक ज वस्तुनां रूपांतर छेः-**

જેમ જેમ વિજ્ઞાનની શોધો થાય છે તેમ તેમ આર્યશાસ્ત્રોના સિદ્ધાંતો સત્ય પડતા જાય છે. વર્તમાન વિજ્ઞાનશાસ્ત્રીઓ કહેછે, કે Electricity is now believed to be a mode of matter. વિજળી (વિદ્યુત્) હવે એક જાતનું દ્રવ્ય ગણાય છે. It is also a form of energy—તે એક જાતનું બળ પણ છે. Scientists say, however that matter and energy are two aspects of the same thing—દ્રવ્ય અને શક્તિ એ બન્ને એક જ વસ્તુનાં રૂપાંતર છે, એમ વિજ્ઞાનશાસ્ત્રીઓ કહેછે.

આ એક વસ્તુ કે જેનાં દ્રવ્ય અને શક્તિ રૂપાંતર છે તેને આર્ય ઋષિમુનિઓ 'સત' શબ્દથી ઓળખે છે. તે આ વિશ્વનું કારણ છે, અને તેમાંથી આ વિશ્વ પ્રકટ્યું છે.

**વાયુના જૂદા જૂદા ભેદઃ–** આપણે જેને હવા, લહરી, પવન, તોફાન, વાવાઝોડું, વગેરે કહીએ છીએ તેના ચોકસ ભેદ વાયુચંક્રશાસ્ત્રીઓ આ પ્રમાણે નક્કી કરે છે.

ના. ૧ પવનનો વેગ કલાકે ૩ માઇલનો હોય છે તેને આ શાસ્ત્રીઓ પહેલા નંબરમાં મૂકે છે. આ વખતે ધુમાડો નીકળતો હોય છે તો આડો અવળો ન જતાં સીધો ઉંચો જાય છે તથા આપણને વજનનું ભાન થતું નથી.

ના. ૨ જ્યારે એક કલાકે ૭ માઇલના વેગથી પવન વહેતો હોય છે ત્યારે તેને બીજા નંબરમાં મુકે છે. આ વખતે પવન મોઢા ઉપર જરા જરા લાગે છે, અને ઝાડનાં પાંદડાં સહજ સહજ હાલે છે.

ના. ૩ જ્યારે એક કલાકે દશ માઇલનો વેગ હોયછે ત્યારે તેની વ્યવસ્થા ત્રીજા નંબરમાં કરે છે. આ વખતે પાંદડાં અને ડાળીઓ જોરથી હાલતી હોય છે.

ના. ૪ એક કલાકે ૧૬ માઇલના પવનના વેગની ગણત્રી આ લોકો નંબર ૪ માં કરે છે. આનો વેગ ના. ૩ થી વધારે હોય છે.

ના. ૫ આ વખતે પવનનો વેગ એક કલાકે ૨૨ માઇલનો હોય છે અને તે વખતે નદી તથા તળાવનાં પાણીમાં મોજાં આવે છે.

ના. ૬ જ્યારે કલાકના ૩૦ માઇલના વેગથી પવન વહેતો હોય છે ત્યારે ઝાડની ડાળીઓ જોરથી પરસ્પર અથડાતી હોય છે તથા તારનાં દોરડાને પવન ઘસાઇને વહેતો સંભળાય છે.

ના. ૭ જ્યારે પવનનો કલાકના ૩૬ માઇલનો વેગ હોય છે, આ વખતે દરીઆમાં વહાણો તેની સામેની દિશામાં મુસાફરી કરી શકતાં નથી.

ના. ૮ કલાકના ૪૫ માઇલનો જ્યારે પવનનો વેગ હોય છે ત્યારે ઝાડની ડાળીઓ તુટી પડે છે અને નાનાં ઝાડને ઉખેડી નાખે છે.

ના. ૯ કલાકના ૫૨ થી ૬૦ માઇલનો વેગ હોયછે ત્યારે તે બહુ તોફાની કહેવાય છે અને વહાણો ઉંધાં વળી જાય છે.

ના. ૧૦ જ્યારે તે ૬૫ થી ૭૦ માઇલના વેગથી વહે છે ત્યારે તે ઘણું જ નુકસાન કરે છે.

અંગ્રેજીમાં આ જૂદા જૂદા વેગવાળા પવનને તે આ પ્રમાણે જુદાં જુદાં નામ આપે છે. કલાકના દશ માઇલના વેગવાળા પવનને તે gentle breeze કહે છે. કલાકના બાવીશ માઇલના વેગવાળા પવનને તે fresh wind કહે છે. કલાકના ૪૫ માઇલના વેગવાળા પવનને તે gale કહે છે. કલાકે ૬૫ થી ૭૦ માઇલના વેગવાળા પવનને તે storm કહે છે, અને એથી ઉપર વેગ હોય છે તેને તે hurricane કહે છે.

---

**જુનાં વર્તમાન પત્રો–** ના કાગળોમાંથી સાહી કાઢી લેઇને તેમાંથી નવા કાગળો બનાવવાની શોધ અમેરિકામાં થઇ છે. આ શોધથી જૂના છપાએલા કાગળો કામમાં લેઇ શકાશે. અને આ પ્રમાણે થવાથી લાખો મણ જૂના છપાએલા કાગળોનો ઉપયોગ કરી શકાશે.

---

જાપાનમાં ભયંકર ધરતીકંપ. તા. ૧-૯-૨૩ ના રોજ જાપાનમાં ભારે ધરતીકંપ થયો હતો અને તેથી ઘણું મોટું નુકસાન થયું છે, એમ અનેક વર્તમાનપત્રોએ જણાવ્યું છે. કહે છે, કે ૧૫૦૦૦૦૦૦ મનુષ્યો માર્યાં ગયાં છે અથવા જખમી થયાં છે; ૨૪૦૦૦૦ થી ૫૦૦૦૦ સુધી મનુષ્યો મરી ગયાનો અડસટો થયો છે. વીશ હજાર ચોરસ માઇલના વિસ્તારમાં આ ધરતીકંપ થયો છે. ટોકીયો શહેર તો કહે છે, કે પૂરેપૂરું નાશ પામ્યું છે. કહે છે, કે આજસુધીમાં થએલા ધરતીકંપોમાં આ ધરતીકંપ સઉથી મોટો છે. છેલ્લામાં છેલ્લી શોધથી બંધાએલાં મકાનો પણ નાશ પામ્યાં છે. હવે પુનઃ નાશ પામેલાં શહેરો બાંધવાને માટે પંદર અબજ પાઉન્ડ ખરચ થશે, એમ અનુમાન કરવામાં આવે છે.

આ ધરતીકંપ થવાનું કારણ ટોકીઓથી ૪૮ માઇલ દૂર આવેલો એક જ્વાળામુખી પર્વત ફાટયો હતો, તે છે. ધરતીકંપથી મકાનોને ન નુકસાન થાય તેવાં મકાનો બાંધવાનો પ્રયત્ન જાપાનમાં ઘણા વખતથી થતો હતો, અને હવે વળી એથી વધારે સારી રીતે થશે. તથા ધરતીકંપ ન થાય તેને માટે પણ જો તેમનું ચાલતું હશે તો તેવો પ્રયત્ન પણ તે કરી જોશે.

નાસ્તિક લોકો આવા પ્રસંગે ભૌતિક પદાર્થોને જ કારણરૂપે ગણે છે, અને તેનો જ દુઃખની નિવૃત્તિમાટે આશ્રય લે છે. પણ આવા પ્રસંગો બનવામાં આધિદૈવિક કારણ હોય છે, તે પ્રતિતો કોઇનું લક્ષ જ જતું નથી ! શું આવા પ્રસંગો ઇશ્વરી કોપને સૂચવતા નથી ? પણ ઇશ્વરને કોને માનવા છે ? અને ઇશ્વરને નથી માનવા તો પછી તેમની આજ્ઞાઓને તો કોણ માને છે ? ઇશ્વરની આજ્ઞા અને ઇશ્વરની સત્તાને તો આ અખિલ વિશ્વ વશ વર્તે છે. તેમની સત્તાવડે જ સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, વાયુ, અગ્નિ જલ, વગેરે સર્વ ભયથી પોતપોતાનું કાર્ય કરે છે. આ ઇશ્વરની આજ્ઞાઓનું જ્યારે મનુષ્યો પાલન કરતાં નથી ત્યારે આ પંચભૂતો તેમની સત્તાવડે આવા વ્યતિકરોને પ્રકટાવે છે.

ઇશ્વરની આજ્ઞાઓ શું છે, તે તમે જાણો છો ? ન્યાયથી વર્તવું, નીતિથી ચાલવું, પરકા પૈસાને કોઇ પણ ઉપાયે ન્યાયનીતિથી રહિતપણે લેવા ન ઇચ્છવો, પરસ્ત્રીને માતા સમાન જોવી, અહિંસાનું પાલન કરવું, કોઇ પણ પ્રાણીને દુઃખ ઉપજે તેમ ન કરવું, સત્ય બોલવું, સત્ય ચાલવું, ઇશ્વર કે જે આ સમગ્ર વિશ્વના ચાલક પાલક છે, તેમની ભક્તિ કરવી, વગેરે ઇશ્વરની આજ્ઞાઓ છે. અને જ્યાં આ આજ્ઞાઓનું પાલન થાય છે, ત્યાં દુઃખ આવતું જ નથી. જ્યાં તેનું ઉલ્લંઘન કરવામાં આવે છે, જ્યાં પાપરૂપ પ્રવૃત્તિ વિશેષ પ્રમાણમાં થાય છે, ત્યાં જ આવા દૈવી પ્રકોપ પ્રકટે છે.

પરંતુ હાલની સુધરેલી દુનિયા, હાલની પ્રગતિમાન દુનિઆ, અને વિદ્યુત્ વેગે વિકાસ પામતી હાલની દુનિઆની દૃષ્ટિ આ મૂળ તત્ત્વોપ્રતિ તો જતી જ નથી. તે તો ઉંચી દૃષ્ટિ રાખી બસ આકાશમાં જ ઉડી રહી છે. પરંતુ જે સુખકર કર્મો છે, તે કર્યા વિના સુખશાંતિ શી રીતે મળનાર છે, તે સ્પષ્ટ થતું નથી. ભલે બીજા ગમે તે ઉપાયો કરો, પણ તેથી શું ? જે સહેલા ઉપાયો છે, તે વર્તમાન જગતની દૃષ્ટિએ જ આવતા નથી, એ ઓછું આશ્ચર્ય નથી ?

ગમે તેવાં મકાનો બાંધો અને ગમે તે કરો, પણ જ્યાંસુધી દુઃખને આપનાર કર્મો વિદ્યમાન છે, ત્યાંસુધી દુઃખ ટળનાર નથી, એ નિશ્ચય સમજવું. ધરતીકંપને અટકાવશો તો વળી બીજા રૂપમાં દૈવી પ્રકોપ થશે. અને આ દૈવી પ્રકોપને તમે શી રીતે અટકાવી શકનાર હતા ?

આપણા દેશમાં પટના જીલ્લામાં હમણા જ મોટી રેલ આવીને હજારો ઘર તણાઇ ગયાં છે અને હજારો મનુષ્યો મરણ પામ્યાં છે. આ પ્રસંગ પણ ઇશ્વરી પ્રકોપને જ સૂચવે છે. જગતનું કલ્યાણ કરનારાઓ અનેક પ્રયત્ન કરી રહ્યા છે, છતાં જગતનું દુઃખ ઓછું થતું નથી. એ જ દર્શાવે છે, કે આ માર્ગો ખોટા છે, અને સુખના સાચા માર્ગો આથી જૂદા જ છે. પરંતુ આ લોકોને આ સુખના સાચા માર્ગોનું જ્ઞાન અને ભાન નથી, છતાં તેમને જગતનું કલ્યાણ કરવું છે તો તે શી રીતે બની શકશે ?

કહે છે, કે નાશ પામેલાં શહેરો ફરી બાંધવાને પંદર અબજ પાઉન્ડ જોઇશે. મારા ભાઇ આટલા બધા ખરચની શી જરૂર છે ? અને આટલું ખરચ કર્યા પછી આવા પ્રસંગો ફરી નહિ અને તેની શી ખાત્રી ? પંડિત જગન્નાથ તો કહે છે, કે **" આપણી અવનત સ્થિતિ અને તેમાંથી ઉદ્ધારવાનો માર્ગ, "** અથવા **" સુખદુઃખના સંબંધમાં વિચાર "**, એ બે જ આ નાની નાનીસરખી ચોપડીમાં બતાવેલા સુખના માર્ગો દુનિઆની કોઇ પણ પ્રજા, કે કોઇ પણ વર્ગ, કે કોઈ પણ મનુષ્ય લો, અને તમને દુઃખનું કદી પણ દર્શન નહિ થાય તેની પૂર્ણ શ્રદ્ધાથી ખાત્રી આપે છે. પણ તમારે તો સુખના સાચા માર્ગો ગ્રહણ કરવા નથી, તો પછી સુખને તમે ક્યાંથી દેખો !



# શ્રીમાન્ જેકીસનદાસ જેઠાભાઇ કણીયા.

ભગવાન્ નૃસિંહાચાર્યજીના આવિર્ભાવ પછી તેઓશ્રીના બોધામૃતનું પાન કરવાને એકત્ર થએલા શ્રીશ્રેયસ્સાધક અધિકારીવર્ગમાંથી આ પુરુષવરની સ્વરૂપે સ્થિતિ થતાં આ વર્ગ કે જે વસ્તુસ્થિતિને જાણે છે છતાં તેમની અવિદ્યમાનતા થવાથી અંતરમાં અત્યંત ખેદ, શોક તથા પરિતાપને સેવે છે. જેના ઉપર જેનો સ્નેહભાવ છે, તેની અવિદ્યમાનતા થતાં કોને શોક ખેદ ન થાય? ભગવાન્ નૃસિંહાચાર્યજીએ લીલાતનુને છોડીને સ્વરૂપાકાર અથવા તત્ત્વાકાર પદને પ્રાપ્ત કર્યું ત્યારે આ વર્ગ અને આ વર્ગની પ્રવૃત્તિપ્રતિ અનુકૂલ ભાવ રાખી આત્મકલ્યાણને સાધનાર ઇતર સજ્જનોને અંતરમાં અપાર ખેદ થયો હતો. પણ તે ખેદની અમુક અંશમાં નિવૃત્તિ શ્રીમાન્ વિશ્વવંદ્યે આ વર્ગની કર્તવ્યધુરાને સ્વસ્કંધે ધારણ કરીને કરી હતી. તે પછી જ્યારે તેઓશ્રીને સ્વરૂપે રમવાનો સમય પ્રાપ્ત થયો ત્યારે પુનઃ આ વર્ગ તથા ઇતર સ્નેહીજનોને ખેદનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. પરંતુ આ વર્ગના સ્તંભરૂપ શ્રીમાન્ કણીયાજી તથા શ્રીમાન્ નર્મદાશંકરભાઇજેવા વિદ્વદ્વરિષ્ઠ અને બ્રહ્મનિષ્ઠ દૈવી સંપદ્વિભૂષિત પુરુષવરો વિદ્યમાન હોવાથી સર્વને આશ્વાસન મળતું હતું અને આજપર્યંત તેમની વિવિધ વિદ્યામાં પારંગતતાનો તથા તેમના અનુભવનો લાભ તે સર્વ લેતા હતા. ભગવાન્ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્ય આ વર્ગના નિર્વાહની ધૂરાનું વહન કરે છે, છતાં પણ વર્ગના મુખ્ય અને પ્રધાન અવયવરૂપ અંગોનું વિલાપું થતાં અથવા તેમનું ખરી પડવું થતાં સર્વને તેટલી ન્યૂનતા જણાય, અને ખેદ થાય એ સ્વાભાવિક જ છે.

આ પુરુષવરનું ચરિત્ર પરમપુનિત અને મહાન્ છે. આ વર્ગદ્વારા તેમનું વિસ્તારવાળું ચરિત્ર પ્રભુઇચ્છાથી લખાશે. મેં તો માત્ર મારા કર્તવ્યરૂપે આજે અત્યંત સ્વલ્પમાં તેમના પુણ્યચરિત્રનું ગુણગાન કરવાનું શ્રી ઇષ્ટેચ્છાથી યોગ્ય ગણ્યું છે.

અંગ્રેજી અભ્યાસ તેમણે બી. એ. સુધી કર્યો હતો અને તે અભ્યાસમાં પ્રત્યેક પરીક્ષામાં તે મોટે ભાગે સહુથી ઉપરના નંબરે જ પાસ થતા હતા. તેમની ગ્રહણ ધારણ શક્તિ કોઇ અપૂર્વ અને અદ્‌ભુત હતી તેમ જ તેમની બુદ્ધિ પણ તે જ પ્રમાણે અપૂર્વ અને અદ્‌ભુત હતી. તેમને કોઇ પણ વિષય શીખવો એ સહજ હતું, પછી તે ગમે તેટલો કઠિન હોય. કઠિનમાં કઠિન વિષયમાં પણ તેમની બુદ્ધિ સહજ પ્રવેશ પામતી અને તેના પારને પામી જતી, તે એટલે સુધી કે પછી તે વિષયમાં તેમનો પરાજય કરવો સુદુર્લભ હતો. તેમના જેવી કુશાગ્ર બુદ્ધિવાળા તથા ઉત્તમોત્તમ ગ્રહણ ધારણ શક્તિવાળા કોઇ અન્ય પુરુષ આ લેખકના જોવામાં હજી આવ્યા નથી. સ્વલ્પમાં તેમની બુદ્ધિ, અને ગ્રહણધારણ શક્તિ ચમત્કારિક અથવા કહો કે અલૌકિક હતી. આ લોકની લૌકિક વ્યક્તિ આ પ્રકારના સામર્થ્યને ન જ દર્શાવી શકે, કે ન જ પ્રાપ્ત થઇ શકે.

જ્યાંસુધી મહાકાલ ચાલ્યું ત્યાંસુધી તેમના જૂદા જૂદા વિષયસંબંધી લેખો તેમાં આવ્યા કર્યા છે. છેક છેલ્લા વર્ષસુધી "શ્રેણી" માં પણ તેમના લેખ પ્રકટ થયા છે. તેમણે પોતાનો અનુપમ જ્ઞાનનો લાભ આપવાને માટે તેમની શરીરસંપત્તિ સાધારણ અને સુકુમાર છતાં ઓછો પ્રયત્ન કર્યો નથી, એ વાર્તા જો આપણે તેમના સમગ્ર લેખો એકત્ર કરીને પ્રકટ કરીએ તો જ સમજાય.

તેમના સર્વ લેખો ઉત્તમ, મનનીય અને શાસ્ત્રોના સારરૂપ જ છે, છતા તે સર્વમાં " પાતંજલ યોગસૂત્ર " " બ્રહ્મસૂત્ર " " સદ્‌ગુરુ કોણ હોઇ શકે, ગૃહસ્થ કે સંન્યાસી ? " " પ્રતીકોપાસના ", એ વગેરે લેખો મૂર્ધિનસ્થિત છે. તેમની ભાષા સરળ અને અત્યંત કઠિન વિષયને પણ જીજ્ઞાસુ સમજી શકે તેવી તથા સંસ્કારી હતી. તેમની ભાષામાં લખાએલો કઠિનમાં કઠિન લેખ સુખપૂર્વક સમજી શકાય તેવી અપૂર્વ ભાષાને તેમની આટલી બધી વિદ્વત્તા છતાં તે લખી શકતા હતા.

કોલેજમાં પ્રોફેસરતરીકે તે નોકરી કરતા હતા અને આ જ જીવન તેમણે પસંદ કર્યું હતું. છેવટે ભાવનગર કોલેજના પ્રીન્સીપાલની પદવીને પણ તેમની યોગ્યતાવડે તે પ્રાપ્ત થયા હતા.

જાતે વાણીયા છતાં ઉત્તમ વિદ્વાન્ બ્રાહ્મણને પણ તે લજ્જા પમાડે એટલી તેમની વિવિધ શાસ્ત્રમાં પારંગતતા હતી વ્યાકરણ, ન્યાય, યોગ, વેદાંત, મીમાંસા, વગેરે સર્વ શાસ્ત્રવિશારદ તે હતા.

ઘણા વિદ્વાનોને આપણે જોઇએ છીએ તો જણાય છે, કે કોઇ એક વિષયમાં તે વિશેષ નિપુણ હોય છે, અને બીજા વિષયમાં તે પ્રવીણ હોય છે, પરંતુ તેના તે સાધારણ જ જ્ઞાનવાળા હોય છે. પરંતુ આ પુરુષવર તો સર્વ વિષયમાં સરખા નિપુણ હતા તેમને યોગ, વેદાંત, ન્યાય વગેરે ગમે તે શાસ્ત્રનો તમે પ્રશ્ન પૂછો તો તેનું યોગ્ય ઉત્તર તમને તરત મળ્યું જ છે; એટલું જ નહિ પણ તેમની સામે આવા ગમે તે વિષય કે ગમે તે શાસ્ત્રસંબંધી કોઇ ચર્ચા કે વાદ કરે તો જાણે તે સર્વ વિષયમાં પારંગત હોય

એમ જણાતું અને તેમની સાથે વાદ કરનાર કોઇ પણ જય પામ્યો છે, એવું તેમના આખા જીવનમાં અપવાદરૂપે પણ કદી પણ જોવામાં આવ્યું નથી. અને આ વાદ વખતે તે બીજાનો પરાજય કેવી રીતે કરતા તે પણ જાણવાજેવું અને આશ્ચર્યકારક હતું. ઘણા માણસોને આપણે વાદવિવાદ કરતા જોઇએ છીએ, તો પ્રમાણો ઉપર પ્રમાણો આપીને કલાકોના કલાકો વિવાદ કરે છે, અને ઘણા તો ઉચ્ચ સ્વરે પણ પરસ્પર બોલે છે પણ આ પુરુષની સાથે ગમે તેવો વિદ્વાન્ અને કુશળ મનુષ્ય વાદ કરવા આવ્યો હોય તો પણ પા અર્ધો કલાકથી વધારે વખત તેનો પરાજય થવામાં અને તેને નિરુત્તર કરવામાં જતો નહિ. એક, બે, અને ત્રીજા પ્રશ્ને તો સામો મનુષ્ય નિરુત્તર થયાવિના રહેતો જ નહિ. મોટે ભાગે તો એક બે પ્રશ્નમાં જ સામો મનુષ્ય નિરુત્તર થઇ જતો અને આગળ શું બોલવું તે તેને સુઝતું નહિ. બહુ તો ત્રણ પ્રશ્નથી વધારે પ્રશ્ન તેમને કરવાની કદી જરૂર પડતી નહિ. અને તે પણ વગર અકળાએ, પૂર્ણ શાંતિથી, મગજમાં જરાસરખો પણ ક્ષોભ થવા દીધા વિના, કે ઉંડો વિચાર કર્યા વિના જરા આંખો પટપટાવી એક બે પ્રશ્ન સામા મનુષ્યને પૂછતા, કે તે બીચારાનું તે ગમે તેટલો શાસ્ત્રવિશારદ અને શાસ્ત્રના જ્ઞાનના અભિમાનવાળો હોય, તો પણ તેનું મુખ બંધ જ થઇ જતું. સિંહને જોઇને જ જેમ શૃગાલ ભાગી જાય, નાસવા માંડે, તેમ પછી તો આ પુરુષવરને જોઇને જ વિતંડાવાદીઓ, અકારણ આ વર્ગનો દ્વેષ કરનારા, અને પોતાને મિથ્યા વિદ્વાન્ માનનારાઓ તેમનાથી દૂર જ રહેતા, કારણ, કે તે પ્રમાણે દૂર રહેવામાં જ તેમની આબરૂ હતી.

તેમ છતાં પણ સભામાં બેઠા હોય તો કોઇ તેમને જાણી ન શકે કે આ પુરુષ તે આવા વિદ્વાન્ હશે. આ લેખકને તેવા થોડા પ્રસંગો જોવાના પ્રાપ્ત થયા હતા તેમાંનો એક પ્રસંગ અત્ર સ્મરણમાં આવવાથી ટાંકું છું.

એક પ્રસંગે વડોદરામાં વિવિધ સ્થળે ગુજરાત કાઠીયાવાડમાં પ્રસિદ્ધિને પામેલા પોતાને આચાર્ય કહેવરાવતા એક આચાર્યશ્રી આવ્યા હતા. તેમને મળવા માટે અમારે શ્રીમાન્ કણીયાજીસાથે જવું થયું હતું. તે વખતે તેમની કથા ચાલતી હતી. કથા પૂરી થયા પછી નિયમપ્રમાણે ખાનગીમાં અમે તેમને મળ્યા. પછી તે પ્રસંગે આઇયા શાસ્ત્રી ઇંદારકરે તેમને તેમની કથામાં આવેલી કોઇ બાબત માટે પ્રશ્ન પૂછ્યો. તેનો ઉત્તર આ આચાર્યશ્રીએ તરત આપ્યો. એટલે આઇયા શાસ્ત્રીએ તેમને તેનું પ્રમાણ આપવાનું કહ્યું. તેમણે કહ્યું, કે તમારે શાનું પ્રમાણ જોઇએ છે? એટલે શ્રીકણીયાજી બોલ્યા, કે શ્રુતિ, સ્મૃતિ, કે પુરાણ ગમે તેમાંથી પ્રમાણ આપશો તો પણ ચાલશે. 'આ વચન સાંભળીને આ આચાર્ય જરા ગભરાયા, કે આ પુરુષ કોઇ વિચિત્ર જણાય છે. પછી તેમણે કહ્યું, કે મારાં સંસ્કૃત પુસ્તકો અહીં નથી, પણ મારા સ્વસ્થાનમાં છે, ત્યાં હું જઇને તમને પ્રમાણ લખી જણાવીશ. પણ આ પ્રશ્ન સાંભળીને તેમના પેટમાં તેલ રેડાયાંજેવું જણાયું, અને તે મુંઝવણમાં પડી ગએલા જણાયા. આ પ્રમાણ હજીસુધી તો તે મોકલી શક્યા નથી! પછી આ પુરુષ કોણ છે એ તેમના જાણવામાં આવ્યું ત્યારે તો તેમના મનમાં ખાત્રી જ થઇ કે આ પ્રમાણ તેમને મળી શકવાનું નથી જ. તેમના નામથી ડંભી, અને 'પંડિતમન્ય પુરુષો' આ પ્રમાણે ગભરાતા હતા

એવી સિંહસમાન તેમની ખ્યાતિ હતી. આ જ પ્રમાણે એકાદ નાનું સરખું વાક્ય શાંતિથી બોલીને તે સામા મનુષ્યને પછી તે ગમે તેટલો વિદ્વાન હોય તો પણ તેને નિરુત્તર કરી દેતા હતા. વાદવિવાદમાં સામાનો પરાજય કરનાર ભગવાન્ નૃસિંહાચાર્યના સુશિષ્ય શ્રીમાન્ કણીયાજી જેવો કોઇ પણ ઇતર વિદ્વાન હજી જોવામાં આવ્યો નથી.

સંગીતનો તેમણે અભ્યાસ કરવા માંડ્યો હતો તેમાં પણ તેનો શાસ્ત્રીય અભ્યાસ એટલો ઉંડો તેમણે કર્યો હતો, કે તે શાખાનો વિદ્વાન્ પણ તેમના પ્રશ્નનો ઉત્તર તે પૂછે તો ન આપી શકે. પાશ્ચાત્ય વૈદકવિદ્યા સંબંધમાં પણ તેમનો અભ્યાસ આશ્ચર્યકારક હતો. એલ. એમ. એન્ડ એસ. થએલા કોઇ ડાકતરને તે કોઇ પ્રશ્ન પૂછે તો તે ભાગ્યે જ તેનું ઉત્તર આપી શકે. આ પ્રમાણે જે જે શાખામાં તે પ્રવેશ કરતા તેના પારને તે અટિતિ પામી જતા. જર્મનીમાં શોધાએલી જીવનરસાયન વિદ્યાસંબંધમાં તેમણે અંગ્રેજી પુસ્તક વાંચ્યું હશે, તે ઉપરથી તેમણે ગુજરાતીમાં "વ્યાધિ હજાર પણ ઔષધ બાર", એ નામનું એક સ્વતંત્ર પુસ્તક લખી નાખ્યું હતું, જેની આજે ત્રણ આવૃત્તિઓ થઇ છે અને આ જીવનરસાયન ઔષધોનો પ્રચાર ગુજરાત કાઠીઆવાડમાં થયો છે, અને ઉત્તરોત્તર વધતો જાય છે. આ બાબતનો સર્વ યશ તેમને જ ઘટે છે. લોકો તેનો ઉપયોગ સ્વતંત્ર રીતે કરી શકે એવો તે વિષયને તેમણે જ સરળ રૂપમાં ગુજરાતીમાં પ્રથમ લખ્યો છે.

આ પ્રમાણે તેમને કોઇ પણ વિષય કે કોઇ પણ વિદ્યા શીખવી એ સહજ હતું. તેમનું મગજ જ કોઇ એવું અલૌકિક હતું, કે તે કોઇ પણ વિષયને સહજ સમજી શકતું એટલું જ નહિ, પણ તેને એક વખત વાંચ્યા પછી તેને ઉત્તમ પ્રકારે ધારણ કરી રાખતું, અને જ્યારે જરૂર પડે ત્યારે તેને તે ઉપસ્થિત કરી શકતું. સ્વલ્પમાં તેમની ગ્રહણ ધારણ શક્તિ કોઇ અલૌકિક હતી.

વિદ્યાધરોના અધિપતી જેવા તે વિદ્વાન્ હતા. સંપૂર્ણ વિદ્યાના મર્મને તેમણે રૂડે પ્રકારે જાણી લીધા હતા, એટલી તેમની બુદ્ધિ તીવ્ર હતી. પાશ્ચાત્ય વિદ્યા અથવા શાસ્ત્રના સારને પણ તે પામ્યા હતા. અંગ્રેજીમાં કોઇ લેખ લખવો હોય તો તે બહુ ઉત્તમ પ્રકારે લખી શકતા હતા, એટલું તે ભાષા ઉપર પણ તેમનું સ્વામીત્વ હતું. ઉત્તમ ગુરુભક્તિવડે તે સદાસર્વદા શોભતા હતા અને તેમની ગુરુપ્રતિની ભક્તિધારા અંતપર્યંત અવિચ્છિન્નપણે વહી હતી. વર્ગના અને વર્ગ બહારના મનુષ્યો અનેક પ્રસંગે અકળાતા અને ઉંચા નીચા થતા પણ આ પુરુષવરના અંતઃકરણરૂપી શાંતિમહાસાગર કદી પણ ક્ષોભને પામ્યો નથી, પણ તે અંતપર્યંત જ્ઞાનનિષ્ઠાવડે અક્ષુબ્ધ રહેલા છે. વસ્તુસ્થિતિને જાણનારને જેમ શોક, મોહ, ભય, ક્લેશ, ગ્લાનિ વગેરે થતાં નથી, તેમ આ સંસારના સ્વરૂપને તે યથાવત્ જાણતા અનુભવતા હોવાથી તે સદાસર્વદા નિર્વિકારપણે પ્રસન્ન રહેલા છે. ભગવાન્ નૃસિંહાચાર્યના તે પરમ કૃપાપાત્ર હતા, અને આ કૃપા તેમણે પોતાની અપૂર્વ ગુરુભક્તિવડે પ્રાપ્ત કરી હતી. તે નિરંતર શાંત સ્વભાવવાળા જણાતા હતા અને હંમેશાં ઓછું બોલતા હતા. શાસ્ત્રીય કોઇ પણ શંકા તેમને પૂછવામાં આવતા તો તેનું ઉત્તર તત્ક્ષણ જ તેમની પાસેથી મળતું હતું.

એમને કોઇ પ્રશ્ન પૂછ્યો અને તેનું ઉત્તર મળ્યું, એટલે પછી કોઇ તેમાં શંકા કરતું નહિ એટલો સર્વને તેમના વચનમાં વિશ્વાસ હતો.

આટલા વિદ્વાન્ છતાં કોઇ દિવસ તેમને વિદ્યાનું અભિમાન હોય તેવું જોવામાં આવ્યું નથી તેમને જોતાં તે એક સાધારણ માણસ જેવા હોય તેવા જણાતા, અને પોતાની મોટાઇના અભિમાનવિનાના તે બાલક, વૃદ્ધ, વિદ્વાન્ અને મૂર્ખ સર્વની સાથે સરળતાથી વ્યવહાર કરતા હતા.

વ્યવહારમાં તે ઘણા કુશળ હતા, અને તેમનો વ્યવહાર અત્યંત નિર્મળ અને વિશુદ્ધ હતો. લેવડદેવડના સંબંધમાં તે બહુ જ સ્પષ્ટ વ્યવહારવાળા હતા. ગ્રહસ્થાશ્રમના ધર્મનું પાલન તેમણે ઉત્તમ પ્રકારે કર્યું છે. તેમને ત્યાં જે જતા તેમનો અત્યંત પ્રેમથી તે સત્કાર કરતા. ગુરુબંધુપ્રતિ તેમનો સવિશેષ પ્રેમ રહેતો હતો. આ વગેરે અનેક સદ્ગુણોથી તે અલંકૃત હતા.

તેમની અસાધારણ વિદ્વત્તાના પ્રતાપે જો તેમને ગુરુઆજ્ઞા થઇ હોત તો શ્રીમાન્ શંકરાચાર્યના પટ્ટશિષ્યોની પેઠે તે પણ દિગ્વિજય કરી આવ્યા હોત. પોતાના મતનું સ્થાપન અને વિરોધી મતનું ખંડન કરવું, એ તેમને મન રમત હતું. જો તે યૂરોપ અમેરિકા ગયા હોત તો તે ભગવાન્ નૃસિંહાચાર્યનું નામ આજે વિશ્વવિદિત થઇ રહ્યું હોત. પણ મૂળથી જ શ્રીમાન્ નૃસિંહાચાર્યજીએ આ પ્રકારની પોતાનો પંથ વધારવાની વૃત્તિ જ રાખી ન હતી. જે કોઇ અધિકારી આવે તેને યોગ્ય ઉપદેશ કરવો, એ જ તેમનું પુણ્યવ્રત હતું. નહિ તો તેમણે ધાર્યું હોત તો શ્રીમાન્ કણુીયાજી, તથા શ્રીમાન્ નર્મદાશંકરભાઇ જેવા તેમના પટ્ટશિષ્યોદ્વારા તેમણે આખી દુનીઆમાં ખ્યાતિ પ્રાપ્ત કરી હોત. આજે સ્વામીશ્રી વિવેકાનંદજીનું નામ સાંભળીને અનેક લોકો ચકિત થઇ જાય છે, પણ તેમણે જો આ વિદ્વાનોને જોયા હોય, તેમના સંબંધમાં આવ્યા હોય તો જ તેમને ખબર પડે, કે વિદ્વત્તામાં અને બીજી બાબતમાં પણ તેમના કરતાં આ લોકો કોઇ રીતે ઉતરે તેમ નથી.

પરંતુ ઠેકાણે ઠેકાણે ભાષણો કરવાં, વાદવિવાદ કરવા, પોતાના સંપ્રદાયનો પ્રસાર કરવો, એ પ્રકારની જાહેર પ્રવૃત્તિ આ પુરુષોએ સ્વીકારી જ નથી અને તેથી જ તેમનાં નામ આજે વિશ્વવિદિત થયાં નથી. તેમણે ઉત્તમ પ્રકારનું ગાર્હસ્થ્ય જીવનગાળી ગુરૂપદિષ્ટ માર્ગે વહીને લેખન તથા શંકાસમાધાનાદિનું પોતાના ઘરમાં જ રહીને એક ગ્રહસ્થતરીકે સ્વ-કર્તવ્યને ઉત્તમ પ્રકારે કર્યું છે. ભવિષ્યમાં તેમના લેખો, એ તેમણે કરેલા કર્તવ્યના યશસ્તંભરૂપે તેમની કીર્તિપ્રભાને વિસ્તારતા આ જગતમાં વિદ્યમાન રહીને અનેક અધિકારી જનોનું કલ્યાણ સાધશે જ.

આવા પુરુષોની મહત્તા જે તેમના મહાત્મ્યને જાણતા નથી, કે સમજતા નથી તેમના જાણવામાં આવતી નથી. તેમાં પણ જે પુરુષવરો સાંકેતિક કોટિના છે, તેમનાં જીવન સમજવાં વિશેષ કઠિન છે. ઉપરથી જોતાં આવા પુરુષોનાં જીવન સામાન્યસરખાં લાગે છે, પરંતુ વસ્તુતઃ તે પુરુષો સામાન્ય કોટિના હોતા નથી. આવા પુરુષો પ્રસંગે જગતને આશ્ચર્ય

પમાડે તેવાં કોઇ મહાન્ કાર્ય કરતા નથી, છતાં પણ તે અલૌકિક હોય છે. આવાં પુરુષોની ગણના શાસ્ત્ર અને અનુભવી જનો સાંકેતિક કોટિમાં કરે છે. જે જે ભગવાનના અવતારો થાય છે તેમની સાથે આવાં સાંકેતિક તનુઓ હંમેશાં પ્રકટે છે જ. કારણ કે જે કાર્ય લીલાતનુઓએ કરવાનું ધાર્યું હોય છે તેમાં આવા સાંકેતિક તનુઓની જરૂર પડે છે ભગવાન્ નૃસિંહાચાર્યજીસાથે અવતરણ પામેલા આ મહાપુરુષણ પણ એક સાંકેતિક તનુપૈકીના હતા અને ભગવાન્ નૃસિંહાચાર્યજીએ, અવિદ્યા કે જે દુઃખ- માત્રનું કારણ છે, અને જે જીવોની અધોગતિ કરનાર છે, તે અવિદ્યાનો પ્રભાવ વધતાં જીવો અજ્ઞાનવશ થઇને નાના ક્લેશોને સહન કરે છે તે જીવોના અંતરમાં રહેલી ક્લેશમાત્રના મૂળરૂપ અવિદ્યાનો નાશ કરી સુખમાત્રના કારણરૂપ વિદ્યાશક્તિનો જગતના જીવોના હૃદયાગારમાં પ્રકાશ કરવાઅર્થે લીલાતનુ ધારણ કરેલું તેમના કાર્યમાં સહાયભૂત થવામાટે અવતરેલા પ્રખર મેધાવૃત્તિવાળા શ્રીમાન્ કણીયાજી હતા, અને તેમને માટે જે કાર્ય નિર્માણ થયું હતું, તે કરીને તે સ્વસ્વરૂપમાં વિરામને પામ્યા છે.

આ જગતની વ્યવસ્થા કરનાર દયાળુ પરમાત્મા આવા પુણ્યચરિત્રપુરુષવરોને આ આર્યભૂમિમાં ઉત્પન્ન કરીને તેને કૃતાર્થ કરવા કૃપાલુ થાઓ, એ જ તેમના પ્રતિ અંતમાં પ્રાર્થના છે.

**હીંદુમહાસભાઃ—** આ નામની સાતમી મહાસભા તા. ૧૯ અને ૨૦ મી ઓગસ્ટે કાશીમાં ભરાઇ હતી. "હિંદુઓની આર્થિક સ્થિતિ અત્યંત ખરાબ છે; રોજનો એક આનો પ્રત્યેક હીંદુઓની આવક ગણાય છે. ૯૪·૧ ટકા જેટલી વસતિ અશિક્ષિત છે. શારીરસંપત્તિમાં પણ હીંદુઓ ઘણી કનિષ્ટ દશા ભોગવે છે. આયુષ્યમર્યાદા પણ હીંદુપ્રજાની ઘણી ઘટી ગઇ છે. દુનિઆમાં હીંદુ પ્રજાનો કાઇ ધડો કરતું નથી, અને તે એક નિર્માલ્ય પ્રજાતરીકે લેખાય છે. ધર્મની બાબતમાં હીંદુ પ્રજાની ઘણી અધોગતિ થએલી છે. ધર્મો નામના જ રહેલા જોવામાં આવે છે. પરસ્પર અત્યંત કુસંપ જોવામાં આવે છે. એક અંગ્રેજના પ્રાણને જો હાનિ પહોંચે તો આખી અંગ્રેજ પ્રજા, કે એક અમેરીકાના મનુષ્યને કે, એક જાપાનના મનુષ્યને હાનિ પહોંચે તો આખી અમેરીકાની પ્રજા, કે આખી જાપાનની પ્રજા તેનો બદલો લેવાને તત્પર થઇ જાય છે, અને તેનો બદલો લે છે; પણ સેંકડો હીંદુઓના પ્રાણ લેવાય છે, અને અનેક સ્ત્રીઓની લાજ લુંટાય છે, છતાં આખું હીંદ શાંતિથી તેને જોયા કરે છે, એ તેમની કેટલી અજ્ઞાનનિદ્રા, અવનતિ અથવા દુર્બળતાને સૂચવે છે! હીંદુઓનાં દેવળો તોડી નાખવામાં આવે, તેમની મૂર્તિઓને ફોડી નાખવામાં આવે, તો પણ તેની કાઇ દરકાર કરતું નથી. આવી પચીસ કરોડ ગણાતી મોટી હીંદુઓની સંખ્યાની નિકૃષ્ટ સ્થિતિ થએલી છે.

આ વગેરે અનેક બાબતોમાં હીંદુઓની અવનતિ થએલી છે, એમ આ દેશના પંડિત માલવીઆજી વગેરે વિચારવંત પુરુષો કહે છે, અને તેમનું કહેવું સત્ય પણ છે. જે હીંદુ પ્રજાના વડીલોની કીર્તિ ત્રિભુવનમાં વિસ્તરેલી હતી અને જેમનો મહિમા ત્રિભુવનમાં ગવાતો હતો તેની આજે આ સ્થિતિ ખરેખર! આશ્ચર્યજનક જ છે. તેથી આ પ્રજાના ઉદ્ધારઅર્થે પ્રયત્ન થવાની જરૂર છે, એમાં ખોટું નથી. શરીરથી, મનથી, નીતિથી, ધર્મથી, અર્થથી અને આત્માથી આ પ્રજાની ઉન્નતિ થવાની જરૂર છે. આ હીંદુ પ્રજામાં પરસ્પર સંગઠનની બહુ જ જરૂર છે. આ બાબતમાં બીજી તમામ પ્રજાઓકરતાં આ પ્રજા નિકૃષ્ટ સ્થિતિ ભોગવે છે.

એક લેખક જણાવે છે, કે હીંદુસ્થાનમાં કેટલાક વખતથી મુસલમાનો તરફથી હીંદુઓને વટલાવીને મુસલમાન કરવા માટે મુલ્લાંજીએ ઘણું મોટું એક ફંડ એકત્ર કરેલું છે, અને છેલ્લાં થોડાં જ વર્ષમાં લાખેક હીંદુઓને વટલાવીને મુસલમાન પણ કરેલા છે. આ કાર્ય તદ્દન ગુપ્તપણે કરે છે, કે કરવામાં આવે છે. ખ્રીસ્તીઓ પણ આ દેશમાં કેટલાક વખતથી હીંદુઓને ખ્રીસ્તી કરવાને માટે પ્રયત્ન આદરી રહ્યા છે. જેથી હીંદુનું નામનિશાન વખતે જતું રહેશે, એવો પણ આ સંબંધમાં વિચાર કરનાર ભય રાખે છે.

ઠીક છે, આ સંબંધમાં પ્રયત્ન કરવો. એ ખોટું નથી. પણ મને તો આ લોકો ધારે છે, તેટલો વિજય મળવાની શંકા જણાય છે. હજાર ઘેટાં જેમ એક સિંહનો પરાજય કરી શકતાં નથી, તથા હજાર કાપુરુષો જેમ સમરાંગણમાં વીર પુરુષોનો પરાભવ કરી શકતા નથી, તેમ હજારો અને લાખો મનુષ્યો એકઠા મળે તોપણ જે કાર્ય એક જ આધ્યાત્મિક સંપત્તિમાન્ કરી શકે છે તે કાર્યને કરી શકતા નથી ભગવાન્ રામચંદ્રજીએ, ભગવાન્ શંકરાચાર્યે અને ભગવાન્ કૃષ્ણચંદ્રે જે કાર્ય કર્યું છે, તે કાર્ય તમે ધારો છો, કે લાખ, કે કરોડ મનુષ્યો એકત્ર થાય તો પણ કરી શકે? આવાં કાર્ય કરવાને માટે ભગવાનના અવતારની જ જરૂર

રહે છે. અને તેને માટે ઉત્તમ માર્ગ એ છે, કે તેમને શરણે જવું, તેમની ભક્તિ કરવી, તેમની પ્રાર્થના કરવી. તે છતાં પણ સર્વ એકત્ર થઇને યથાશક્તિ આવાં કાર્ય કરવા વિચારે તો તે ખોટું નથી. પરંતુ આવાં મહાન્ અને અશક્યસરખાં કાર્યમાં ભગવાનની સહાય્ય યાચવામાં આવે તો તે અધિક હિતકર છે.

વળી જેનો ઉદય થયો હોય છે તેનો અસ્ત થાય છે, અને જેનો અસ્ત થયો હોય છે તેનો ઉદય થાય છે, એ કાળક્રમે હીંદુ પ્રજાનો એક વખતે પૂર્ણ ઉદય હતો, તેનો આ સૃષ્ટિના નિયમે અસ્ત થાય, પૂર્ણ અસ્ત થાય તો તેમાં આશ્ચર્ય શું છે ? આ પ્રજાનો તેથી વિનાશ થઇ જશે, એવો ભય રાખવાનું પણ કારણ નથી. અને જો તેનો વિનાશ થશે, તો એક વખત જગતની બીજી બધી પ્રજાઓનો વિનાશ થશે, પછી તેના વિનાશનો કાળ આવશે. જેથી આવો ભય પણ નિરર્થક છે. પરંતુ આ પ્રજાનો અસ્ત થએલો છે, તો સૃષ્ટિના નિયમે તેનો ઉદયકાળ હવે સમીપ છે. અંધકાર જણાય છે, પણ તે મધ્યરાત્રીનો નથી, પણ અરુણોદય પૂર્વનો છે. પરમાત્મા જ આ જગતની વ્યવસ્થા કરતા આવ્યા છે, અને કરશે; આપણે તો તેમને શરણે રહી તેમની ભક્તિ કરવી એ જ શ્રેયસ્કર છે, પછી તો જેમને જે યોગ્ય જણાય તે ખરૂં.

વધારે સારૂં તો એ છે, કે બહુ બોલવું, બહુ લખવું, અને બહુ ભાષણો કરવાં, અને બહુ પ્રવૃત્તિ કરવી તેના કરતાં તો પ્રત્યેક હીંદુએ પોતાના ધર્મનું અનુષ્ઠાન ઉત્તમ પ્રકારે કરવું, એ જ ધર્મરક્ષાનો અને હીંદુપ્રજાના રક્ષણનો ઉત્તમોત્તમ માર્ગ છે. આવા સ્વધર્મનિષ્ઠ પુરુષો જ પોતાનું અને પરનું સાચું કલ્યાણ કરનાર છે. બાકી ધર્મનું અનુષ્ઠાન નહિ કરનાર લાખો મનુષ્યો ચર્ચા, વાર્તા, ભાષણ, લેખન, વગેરે અનેક પ્રવૃત્તિ કરે તેનો કંઇ વિશેષ અર્થ નથી. તેના કરતાં એક જ મનુષ્ય માત્ર સ્વધર્માનુષ્ઠાન કરશે તો તે આ હજારો મનુષ્યોકરતાં જગતનું અધિક કલ્યાણ કરી શકશે, એમ મારૂં માનવું છે.



॥ ॐ श्री ॥




# ऐकविंशति ( २१ ) वर्षनी अनुक्रमणिका.

## संवत् १९७९.

१ पद्यसंग्रह.



૩ યોગ

૪ ધર્મ



૫ સામાજિક વિષયો.



૬ વિદ્યા



૭ ચરિત્ર



૮ પ્રકીર્ણ.




पुस्तक २१ ]   संवत् १९७९ आश्विन कृष्ण० १४   [ अंक १२

ॐ श्री

## करुणानुं दान देवा श्रीपरमात्माने प्रार्थना.

પદ ( રાગ-ધનાશ્રી. )

દો કરુણાનું દાન, દયાનિધિ ! દો કરૂણાનું દાન.
સહજે થાય કૃતાર્થ જનો આ,—જગમાં કરુણાવાન્.
વિશ્વ અખિલમાં બીજી કોઈ ન, વસ્તુ કરુણાસમાન.
કરો કૃતાર્થ અમોને કરાવી, તે કરુણારસપાન.
ઉન્નતિગિરિ શિખરે તે ચઢતા, પામે (જે) કરુણાવિમાન.
દયા કરી સઉ સુખદાતા તે, દો કરુણા ભગવાન્ !

———

# राजयोग.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૧ ના પૃષ્ઠ ૨૭૭ થી. )



ગુજરાતીમાં **પાતંજલ યોગદર્શન** નામના અત્યંત ઉપયોગી ગ્રંથના લેખક સુપ્રસિદ્ધ વિદ્દ્વરીષ્ઠ શ્રીમાન્ જેશીસનદાસ જેઠાભાઇ કણીઆ પોતાના તે ગ્રંથમાં આહાર-સંબંધમાં લખતાં એક ઠેકાણે લખે છે, કે " આથી એ સ્પષ્ટ થાય છે, કે જે ગુરુ થઇને હીંદુ, પારસી, મુસલમાન વગેરે સર્વને યોગનો એક જ ક્રમ આપે છે તે યોગશાસ્ત્રના નિયમથી અજ્ઞાન છે અને તે ગુરુપદને કેવલ નાલાયક છે. "

અર્થાત્ તેમના કહેવાનો ભાવ એ છે, કે ડુંગળી, લસણ, માંસ, મદિરા, મત્સ્ય વગેરે તામસ પદાર્થોનું સેવન કરનાર મનુષ્યો યોગના અનધિકારી છે .અને તેથી તેમને યોગનો બોધ કરવો એ નિરર્થક છે..

જેમને યોગ સાધવો છે તેમણે આવા રાજસ તામસ પદાર્થોનો ત્યાગ કર્તવ્ય છે. આ પ્રમાણે જે આવા રાજસ તામસ પદાર્થોનો ત્યાગ કર્યાવિના યોગ સાધવા જાય છે તે તેને કદી સિદ્ધ કરી શકતા નથી.

જેમની પ્રકૃતિ વાત પિત્ત અને કફ એ ત્રણ દોષો વિષમ અવસ્થામાં હોતા નથી તેવી હોય છે તેમને તો પ્રાણાયામ કરવા સુલભ જણાય છે, પણ જેમની પ્રકૃતિમાં આમાંથી કોઇ દોષ વિષમ અવસ્થામાં હોય છે તેમને કઠિન જણાય છે. આવા સાધકોને નેતિ, ધોતી, બસ્તી, નૌલિ, વગેરે ક્રિયાઓ પ્રથમ કરવી પડે છે. આ નેતી ધોતીનું સ્વરૂપ યોગવિદ્યાના ગ્રંથમાં વર્ણવેલું હોય છે; પરંતુ તે ક્રિયાઓ,પોતાનો અધિકાર ગુરુદ્વારા જાણીને પછી કરવી હિતકર છે.

શ્રી હઠયોગપ્રદીપિકામાં કહ્યું છે, કે यथा सिंहो गजो व्याघ्रो भवेद्वश्यः शनैः शनैः । तथैव सेवितो वायुरन्यथा हन्ति साधकम्: — જેમ સિંહ, હાથી, વાઘ ધીમે ધીમે યુક્તિવડે વશ થાય છે તેમ વાયુ પણ ગુરુદ્વારા જાણેલી યુક્તિથી વશ થાય છે, નહિ તો બન્ને મનુષ્યને હણે છે. પોતાની મેજે ગમે તેમ પ્રાણાયામ કરવાથી લાભને બદલે હાનિ જ થાય છે. વળી આજકાલ ઘણા યોગીમન્યો પૈસા કમાવા માટે યોગનાં સાધનો પોતે યોગી બનીને અન્યને શીખવતા જોવામાં આવે છે, તેવા મનુષ્યો પાસેથી પણ યોગ શીખવાથી કોઇ પ્રકારનો લાભ નહિ થતાં હાનિ જ થાય છે. જેમણે યથાર્થ યોગ સાધ્યો છે તેવા યથાર્થ યોગીને આ વિશ્વમાં કંઇ જ અસાધ્ય નથી. તેમનું જ્ઞાનૈશ્વર્ય અપાર વૃદ્ધિને પામ્યું હોય છે તેથી તેમને ઠેકાણે ઠેકાણે ફરીને અથવા તો એક ઠેકાણે રહીને સામાન્ય શિક્ષકની પેઠે પૈસા લઇને યોગનો કંઇ વર્ગ ઉઘાડવાની જરૂર રહેતી નથી. એ તો યોગવિદ્ દયાળુ સદ્ગુરુ અધિકારી

સાધકને કંઈ પણ 'ફી' લીધા વિના જ યોગ્ય સાધનોનો ઉપદેશ કરે છે. આવાં યોગનાં સાધનોની 'ફી' કરોડો રૂપૈયા આપવામાં આવે તો પણ ઓછી છે, તેથી હાલના આવા ઠગ યોગીઓથી નહિ ઠગાવા સાવધાન રહેવું ઘટે છે.

મુદ્રણકલા અર્થાત્ છાપવાની કલાની શોધ થવાથી હાલમાં વેદાંતનાં પુસ્તકોનો પ્રચાર ઠેકાણે ઠેકાણે થતો જોવામાં આવે છે. વેદાંતમાં જ્ઞાનને માટે પ્રાણાયામાદિ ક્રિયાઓ કરવાની જરૂર નથી, ત્રથા પ્રાણપીડનમ્ પ્રાણનું પીડન કરવું વ્યર્થ છે, વગેરે વચનો કહેલાં છે. તે ઉપરથી ઘણા મનુષ્યો પ્રાણાયામ વગેરેની જરૂર નથી, એમ કહે છે; અને માત્ર अहं ब्रह्मास्मि-હું બ્રહ્મ છું, એવી ભાવના કરવી, એ જ કર્તવ્ય છે, એમ કહે છે. આ પ્રકારનું તેમનું કથન માત્ર વેદાંતનાં કોઈ કોઈ પુસ્તકો વાંચીને જ થતું જોવામાં આવે છે. પણ આવા અતોતતો ભ્રષ્ટ વેદાંતીઓ બીજા જે સાધકો બીજાં યોગશાસ્ત્રનાં સાધનો સાધતા હોય છે તેમને આવાં વચનોથી વ્યામોહ ઉપજાવીને તેથી ભ્રષ્ટ કરે છે. પોતે તો કોઈ પણ ભૂમિકાને નહિ પ્રાપ્ત થયેલા હોવાથી ભ્રષ્ટ જ હોય છે, અને ભવિષ્યમાં પણ ભ્રષ્ટ જ રહેનાર છે; કારણ કે તે કોઈ પ્રકારની શાસ્ત્ર અથવા મહાપુરુષોએ નક્કી કરેલી પ્રણાલમાં વહેતા નથી.

આ વિશ્વમાં જે વસ્તુ પરમ પ્રાપ્તવ્યરૂપે મહાપુરુષો કે જેમણે તેને પ્રાપ્ત કરી છે, તેમના વડે નક્કી કરાઈ છે, તે વસ્તુને પ્રાપ્ત કરવાના ત્રણ મુખ્ય માર્ગ તેમણે પોતાની નિરાવરણ સર્વત્ર દૃષ્ટિવડે નક્કી કર્યા છે. તે ત્રણ મુખ્ય માર્ગ તે યોગ, ભક્તિ અને વેદાંત છે. આ ત્રણે માર્ગથી આ પરમ વસ્તુની અથવા પરમ તત્ત્વની પ્રાપ્તિ થઈ શકે છે. આ વિશ્વમાં જૂદા જૂદા મનુષ્યોની અંતઃકરણની સંપત્તિ જૂદી જૂદી હોવાથી આ ત્રણ માર્ગોની આવશ્યકતા છે, કેમકે એકને એક માર્ગ રુચિકર જણાય છે તો અન્યને અન્ય રુચિકર જણાય છે. પરંતુ આ ત્રણે માર્ગવડે પરમ વસ્તુની અથવા પરમતત્ત્વની, કે જે પ્રાપ્ત કર્યા પછી આ વિશ્વમાં કંઈ જ પ્રાપ્તવ્ય શેષ રહેતું નથી અને જેને પ્રાપ્ત કરીને અભિમાની કૃતકૃત્ય થઈ રહે છે, તેની પ્રાપ્તિ થઈ શકે છે, એવું શાસ્ત્રનું તથા સત્પુરુષો અથવા તત્ત્વવિત્ પુરુષોનું સપ્રમાણ કથન છે.

આ પ્રમાણે હોવાથી એકલા વેદાંતવડે જ અર્થની સિદ્ધિ થાય છે, અને અન્ય માર્ગથી કંઈ જ અર્થ સધાતો નથી, એમ કહેવું એ અજ્ઞાનનો જ પરિણામ છે. અને તે પ્રમાણે કહેનાર માત્ર બોલી જાણનાર હોય છે, પણ તેમણે કંઈ પણ આ વિશ્વમાં પ્રાપ્ત અથવા સિદ્ધ કરેલું હોતું નથી. આ પરમ વસ્તુની પ્રાપ્તિ થાય છે માટે તો યોગ અને ભક્તિની સાર્થકતા છે અને તેનું કથન સર્વજ્ઞ શાસ્ત્રકારોએ કરેલું છે. જો આ યોગ અને ભક્તિવડે દુઃખની અશેષ નિવૃત્તિ ન થતી હોત તથા પરમાનંદની પ્રાપ્તિ ન થતી હોત, જો તેથી જીવને અવિદ્યાની નિવૃત્તિપૂર્વક ક્લેશોની નિવૃત્તિપૂર્વક મુક્તિ ન મળતી હોત તો આ યોગ અને ભક્તિનું કંઈ જ પ્રયોજન ન હતું; પણ જે અર્થ એકથી સધાય છે તે જ અર્થ બીજાથી સધાય છે માટે ત્રણેની આવશ્યકતા છે.

વળી હાલના સમયમાં વાતોડીયા વેદાંતનો પ્રચાર ઘણો થતો હોવાથી શુદ્ધ ભક્તિ અને યોગનાં સાધનોનો પ્રચાર થાય, તેને પ્રજા સાધે તો તે અધિક હિતકર છે. હાલની અત્યંત નિર્બળ અને નિર્માલ્ય દશાએ પહોંચેલી પ્રજા જો યોગનાં સાધનોનું અનુષ્ઠાન કરે તો તે બળવાન્ અને સત્યબલવાળી થાય. તેથી આજના સમયમાં પ્રજાને યોગનાં સાધનોની

ઓછી જરૂર છે, એમ નથી. વેદાંતની એ વાતો આમતેમ કર્યાથી કે ગમે તેમ કલ્પનાના પ્રદેશમાં રમ્યાથી કંઈ પરમતત્ત્વની પ્રાપ્ત થઈ જાઇ નથી, અને ક્લેશની નિવૃત્તિ થતી નથી જો થતી હોય તો આજે અનેક મનુષ્યોના સંબંધમાં તે પ્રમાણે બનવું જોઇએ. વેદાંત કાં એમ વાતો કરે સિદ્ધ થઇ જતું નથી. તેને માટે ઘણો ઉંચો અધિકાર જોઇએ છીએ તથ અંતઃકરણ અત્યંત ઉન્નત દશાએ પહોંચેલું હોવું ઘટે છે. વળી વેદાંત કંઇ પુસ્તકો વાંચે જાણી શકાતું નથી. તેને પણ તત્ત્વવિદ્ યોગ્ય સદ્ગુરુ પાસેથી શીખવું પડે છે. અને આવ યોગ્ય સદ્ગુરુ યથાધિકાર મુમુક્ષુને તેનો બોધ કરે છે.

પ્રાણાયામરૂપ યોગાંગ પણ તત્ત્વજ્ઞાનનું સાધન હોવાથી તેનું અનુષ્ઠાન અવશ્ય કર્તવ્ય છે. સંધ્યાવંદનજેવી નિત્યની દ્વિજે કરવાની ક્રિયામાં પણ પ્રાણાયામને દાખલ કરેલો છે, કે જેથી તેનું નિત્ય અનુષ્ઠાન થાય. શ્રી શ્વેતાશ્વતરશ્રુતિમાં પણ કહ્યું છે, કે प्राणान्प्रपीड्येह संयुक्तचेष्टः क्षीणे प्राणे नासिकयोः श्वसीत (શ્રી શ્વેતાશ્વતરોપનિષદ્ પૃષ્ઠ ૪૧ ૪૨, ૪૩. અનંદાશ્રમ ગ્રંથાવલિ.) તાત્પર્ય, કે પ્રાણાયામ પણ તત્ત્વજ્ઞાનમાં ઉપકારક છે પ્રાણનો જય થવાથી મનોજય થાય છે અને મનોજય એ તત્ત્વજ્ઞાનમાં ઉપકારક છે વાસનાક્ષય, મનોજય અને તત્ત્વજ્ઞાન એ ત્રણે મુક્તિનાં સાધનો છે. પ્રાણનો જય કરત વાસનાના સૂક્ષ્મ સંસ્કારો પણ બળી જાય છે અને મનોજય તો તેની સાથે જ થાય છે જેથી તે હિતકારક છે, અને તેથી તે સેવ્ય છે. કોઇ કહે, કે પ્રાણાયામની કંઇ જ જરૂર નથી તો તેને ભ્રમિત મગજનો ગણી તેની વાત કાને ધરવી ઉચિત નથી.

ગૃહસ્થ દશામાં પણ ઉપર જણાવ્યા તે લોમવિલોમ પ્રાણાયામ સાધી શકાય છે અને તેના અપૂર્વ લાભો લણી શકાય છે. પ્રાણાયામથી આરોગ્ય સુદૃઢ થાય છે તેથી આયુષ્ પણ દીર્ઘ થાય છે જેથી તે નિત્ય કર્તવ્ય છે. પછી આ જીવનમાં પ્રાપ્તવ્ય પ્રાપ્ત થતાં જીવન્મુક્ત દશાનો અનુભવ થાય ત્યારે પ્રાણાયામ તો શું પણ બીજાં બધાં સાધનો છોડી દેવાને અડચણ નથી; અને તે દશામાં તે સર્વ એની મેળે છુટી જાય છે. પરંતુ આવી ઉન્નત દશા પ્રાપ્ત ન થઇ હોય ત્યાંપર્યંત વિવિધ સાધનોનું અનુષ્ઠાન પ્રમાદરહિતપણે કર્તવ્ય છે. આરોગ્ય સુદૃઢ હોય છે અને આયુષ્ દીર્ઘ હોય છે તો મનુષ્યજીવનમાં જે કરવું હોય છે તે કરી શકાય છે, અને કૃતકૃત્ય થઇ શકાય છે, તેથી આટલા માટે પણ પ્રાણાયામ નિત્ય કર્તવ્ય છે. પ્રાણાયામજેવો આરોગ્યને સુદૃઢ કરનાર અને આયુષ્યને દીર્ઘ કરનાર બીજો એક પણ ઉત્તમ ઉપાય આ વિશ્વમાં નથી.

આપણે આગળ જણાવી ગયા છીએ, કે પ્રાણાયામના ઘણા પ્રકાર છે અને તે અધિકારીએ ગુરદ્વારા જ જાણવા યોગ્ય છે. ઉપર પ્રાણાયામના ત્રણ પ્રકાર કહ્યા તે ઉપરાંત કેવલ કુંભક નામનો ચતુર્થ પ્રાણાયામ પણ છે. આ પ્રાણાયામમાં પૂરક તથા રેચક બન્નેનો ત્યાગ હોય છે. આમાં રેચક કે પૂરક કરવાનો હોતો નથી, પણ તેમાં બન્નેનું અતિક્રમણ થએલું હોય છે. ઘણા અભ્યાસના બળથી જ આ કેવલ કુંભક કરવાની યોગ્યતા આવે છે. સો દિવસનો કેવલ કુંભક પણ થઇ શકે છે, અથવા કરી શકાય છે. જો કે આટલો કુંભક ઘણો ભારે કહેવાય છે તો પણ અભ્યાસના બળથી તે પ્રમાણે થઇ શકે છે. જ્યાંસુધી કેવલ કુંભકનો અધિકાર ન આવે ત્યાંસુધી પૂર્વના ત્રણ પ્રકારના પ્રાણાયામ કર્તવ્ય છે.

ભગવાન્ પતંજલિ પ્રાણાયામનું ફલ જણાવતાં કહે છે, કે ततः क्षीयते प्रकाशावरणम् પ્રાણાયામની સિદ્ધિથી વિવેકજ્ઞાનને આવરણ કરનાર પાપરૂપ અશુદ્ધિનો ક્ષય થાય છે. પ્રકાશ એટલે વિવેકસાક્ષાત્કાર અથવા પ્રકાશસ્વરૂપ બુદ્ધિસત્ત્વ જે સ્વભાવે કરીને પ્રકાશ ગુણવાળું છે છતાં જે રાગની વિશેષતાને લીધે વિષયોએ કરીને આવૃત્ત સ્વભાવવાળું થયું છે. આ વિવેકજ્ઞાનને અથવા બુદ્ધિસત્ત્વને ઢાંકી દેનાર જે આવરણ છે તેનો પ્રાણાયામથી ક્ષય થાય છે.

મુખ્ય પ્રાણ એ શ્વાસ નથી અને પ્રશ્વાસે નથી, પણ આ પ્રાણની સત્તાથી જ બહારનો વાયુ અંદર પ્રવેશે છે તથા અંદરનો વાયુ બહાર જાય છે. આ પ્રાણ તો ઘણો સૂક્ષ્મ છે. આ પ્રાણનો સંબંધ જન્મપૂર્વે થાય છે, અને તે આ શરીર છુટે છે ત્યારે જ તે છુટે છે. આ પ્રાણનો મન, અંતઃકરણ તથા ઇંદ્રિયોસાથે ગાઢ સંબંધ છે. આ પ્રાણનો નિરોધ થવાથી અત્યંત સૂક્ષ્મ કળાવાળો એક પ્રકારનો અગ્નિ પ્રકટે છે, જે મનના, અંતઃકરણના તથા ઇંદ્રિયોના દોષોને બાળે છે. શ્રી મનુભગવાને આટલા માટે જ કહ્યું છે, કે दह्यन्ते ध्मायमानानां धातूनां हि यथा मलाः तथेन्द्रियाणां दह्यन्तेदोषाः प्राणस्य निग्रहात् ॥ જેમ ધાતુના દોષો ધમવાથી બળી જાય છે તેમ પ્રાણના નિરોધથી એકાદશ ઇંદ્રિયોના દોષો બળી જાય છે. આ દોષો બળી જવાથી તથા વિવેકજ્ઞાનને ઢાંકી દેનાર આવરણનો ક્ષય થવાથી બુદ્ધિસત્ત્વ વિશુદ્ધ થાય છે અને તેથી જ્ઞાનદીપ્તિ પ્રકટે છે. આ પ્રમાણે અજ્ઞાનજન્ય ક્લેશોની નિવૃત્તિ થવાનાં તથા અજ્ઞાન આવરણને દૂર કરીને જ્ઞાન પ્રકાશને પ્રકટાવવામાં પ્રાણાયામ ઉપકારક છે અને તેથી તે તત્ત્વજ્ઞાન થવામાં સહાયક છે, તેથી તે વિવેકીએ નિત્ય સેવ્ય છે.

વળી યોગનાં આગળનાં અંગો જે પ્રત્યાહાર અને ધારણા તેમાં પણ પ્રાણાયામવડે સાહાય્ય થાય છે. પ્રાણાયામની સિદ્ધિ થતાં આ અંગો ઝટિતિ સુલભતાથી સધાય છે. પ્રાણનો નિરોધ થવાથી મનનો પણ નિરોધ થાય છે, કારણ કે તે બન્નેને પરસ્પર ગાઢ સંબંધ છે. અને મનનો નિરોધ થવાથી ધારણા નામનું સાધન કરવાને સાધક અથવા યોગી સમર્થ થાય છે. (અપૂર્ણ.)

# प्रकीर्ण सद्विचारसंग्रह.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૭ ના ૧૭૨ પૃષ્ઠ થી. )

× × × એક વખતે કેરીની મોસમમાં હું કેરીઓનો રસ કાઢવા બેઠો હતો, તે વખતે મને જણાયું, કે જે ગોટલામાંથી એક વખત રસ કાઢી લીધો હતો તે હાથમાંથી રસના પાત્રમાં પડી જતાં તેને ફરી સાફ કરતાં સહજ જ વાર થતી અને તે ગોટલો ઝટ સાફ થઈ જતો. પહેલી વાર તેમાંથી રસ કાઢવાને જેટલી વાર લાગતી તેથી બહુ જ ઓછી વાર લાગતી, આ જ પ્રમાણે જે પુરુષોએ એક વખત કર્મબંધનને ફેડયું છે, જેણે કર્મને જ્ઞાન, યોગ કે ભક્તિવડે પ્રજાળ્યાં છે, તેને પછી સંસારમાં રહેતાં છતાં અને કર્મ કરતાં છતાં તે તેમને કર્મબંધન કરી શકતાં નથી. આવા પુરુષો કર્મથી લેપાએલા કે બંધાએલાજેવા લાગે છે, પરંતુ વસ્તુતઃ તેમને તેનો સ્પર્શ હોતો નથી. જે સ્પર્શ કે લેપ જણાય છે, તે દેખવામાત્રનો નહિવત્ જ હોય છે, કે જેને ત્રોડી નાખતાં કે જેમાંથી છુટા થતાં તેમને કશી જ વાર લાગતી નથી. પણ એક વખતે આ ગોટલાજેવી સ્થિતિ મેળવવી જોઇએ; એક વખત તેની પેઠે આ સર્વથી તદ્દન નિર્લિપ્ત દશાને પ્રાપ્ત કરવી જોઇએ.

× × × × ×

× × × બાળકોના જીવનને તમે અવલોકો છો ખરા ? ન અવલોકતા હો તો આજથી ધ્યાનપૂર્વક અવલોકજો. મને તેમનાં જીવનઉપરથી શીખવાનું ઘણું મળી શકે છે, એવો અનુભવ થયો છે. જો બાળકોના જીવનઉપરથી શીખવાજેવા બોધ પાક શીખાય તો આ જન્મ સાર્થક થાય છે. બાળકોની દશા જીવનમુક્ત પુરુષોને મળતી હોય છે. જીવન્મુક્ત પુરુષોના જીવનનો ચિતાર બાળકો આપે છે. જે જીવન્મુક્ત પુરુષોના જીવનને જોવાને ભાગ્યશાળી થયા છે, તેમને બાળકોનાં જીવન બહુ આનંદ આપે છે.

એક વખતે મેં જોયું તો એક બાળક આમથી તેમથી કેટલા કષ્ટે કેટલીક વસ્તુઓ ભેગી કરી લાવ્યો. તેને આમતેમ મહામહેનતે ગોઠવીને તેની બુદ્ધિપ્રમાણે એક ઘર બનાવ્યું. તે ઘર પાંચ મીનીટ પણ રાખ્યું નહિ અને તરત જ તેને ભાગી નાખ્યું. અત્યંત મમત્વથી જાણે તે ઘર બનાવતો હોય તેમ તે ઘર બનાવ્યું, અને બીજી જ ક્ષણે તેને ભાગી નાખીને, વળી બીજી રમત કે બીજી વસ્તુપ્રતિ ચિત્ત વાળ્યું.

આ સંસારમાં આપણે બાળકની પેઠે જ નિર્મોહપણે રહેવું જોઇએ. જે કાર્ય આપણે મહામહેનતે કર્યું હોય તે અન્યથા થઇ જાય તો તેનો હર્ષશોક થવો ન ઘટે, અર્થાત્ જે વસ્તુ આપણે સંપાદન કરી હોય તેનો નાશ થાય તો આપણને શોક ન થવો ઘટે.

પૂર્વે તો વર્ણાશ્રમની જ્યારે યોગ્ય વ્યવસ્થા હતી ત્યારે ગૃહસ્થ આશ્રમમાં પ્રાપ્ત, ઘરબાર વગેરે પદાર્થોને છોડીને ગૃહસ્થ સ્ત્રીપુરુષો વર્તતા અર્થાત્ વાનપ્રસ્થના જીવનને ગાળતાં હતાં અને આ સંસારના મોહને છોડીને પરમાત્માપ્રતિ વૃત્તિને જોડતાં હતાં.

૯ બાળકોના જીવનને તમે અવલોકશો તો અનેક પ્રકારનો બોધ તમને થયાવિના નહિ જ રહે.

( અપૂર્ણ. )

# उपनयनरहस्य.

ઉપનયનનો અર્થ એ થાય છે કે ઉપ = સમીપ + નયન તેમાં નિધાતુ ઉપરથી નયનં અર્થાત્ લેઇ જવું, અર્થ સૂચક છે. એ બેઉનો ભાવાર્થ સમીપ જવું અર્થાત્ ગુરૂની પાસે લેઇ જવું એવો થાય છે. આ શાસ્ત્રોક્ત અર્થશિવાય એના બીજા અર્થ થઇ શકે તેવાં જુદા જુદાં નામ પણ છે. ઉપનયન એમાં નયન શબ્દનો અર્થ નેત્ર થાય છે. તેનાં પહેલા ઉપ શબ્દનો અર્થ પ્રતિનિધિ કરીએ તો તેમની બરોબરી કરી શકે અથવા નેત્રના કાર્યજેવું જ છતું તેથી ઉચ્ચ પ્રકારનું જે કાર્ય નેત્રથી બની શકે નહિ એવું જ્ઞાન ચક્ષુદેવી ચક્ષુનું કામ કરી શકે તેવું સામર્થ્ય જે ક્રિયાના આરંભવડે પ્રાપ્ત થઇ શકે છે તેથી તેને ઉપનયન કહેવાનો વિશેષ ભાવસૂચક શબ્દ ગણેલો છે. વળી ઉપવિતને બ્રહ્મસૂત્ર પણ કહે છે. તેનો અર્થ એવો છે કે એ સૂત્ર ઉપવિત ધારણ કરનાર, બ્રહ્મ-પરમાત્માને મેળવી શકે છે તેથી તેને બ્રહ્મસૂત્ર કહેલ છે. તે સત્ય છે કારણ કે ઉપવીત ધારણ કરતી વેળા જે પ્રતિજ્ઞાઓ આચાર્ય પાસેથી લેવામાં આવે છે તેનું પરિપાલન કરવાથી આ લોકમાં દૈવીજ્ઞાન મળે છે અને દૈવી અધિકારીને બ્રહ્મનો સંબંધ સરળતાથી પ્રાપ્ત થાય છે, તેથી ઉપવીતને બ્રહ્મસૂત્ર કહેલું છે. આ પ્રમાણે ઉપવીતનાં જુદાં જુદાં વિશેષણોવડે જુદાં જુદાં નામ આપેલાં છે. તો પણ તે ધારણ કરવા માત્રથી જ સર્વને તેવા ગુણની પ્રાપ્તિ થતી નથી અર્થાત્ ઉપવીત પહેરનાર સર્વને તે પોતાની મહત્તાથી ઉચ્ચપદ નથી આપી શકતું કિંતુ જેને એવા શ્રેષ્ઠગુણ સામર્થ્યયુક્ત થવું છે, તેવા ગુણમાટે તેને ઉપવીત પહેરવી આવશ્યક છે. ઉપવિતસંસ્કારનો પ્રયોગ એ પુણ્યદ્વારરૂપ ગણેલ છે એટલે કે પ્રાચીન કાળમાં જે કંઇ શ્રેષ્ઠ વિદ્યા લેવાની શરૂઆત કરવામાં આવતી તેમાં ઉપવીત સંસ્કાર (હાલનું જનોઇ) એ વિદ્યાની શરૂઆત કરવા અગાઉનું વિદ્યાર્થીનું આવશ્યક ચિહ્ન છે. એ ચિહ્ન વિદ્યાર્થી વિદ્યા લેવાની લાયકાત ધરાવે છે એવી ખાત્રી કરાવે છે. આ ખાત્રી થાય ત્યારે જ ગુરુ બોધ આપે છે. પૂર્વે ઋષિ મહર્ષિઓના યુગમાં પોતાના પુત્રને આઠ વર્ષની ઉમર થયે ઉપનયનસંસ્કાર કરવો, એ તેઓ પોતાની પિતાદિકની પવિત્ર ફરજ અને ઇશ્વરી આજ્ઞા સમજતા હતા. મનુષ્ય જન્મ લેતાં જ સંસારમાં ત્રણ પ્રકારનો કરજદાર થાય છે. તેમા પ્રથમ તેણે ઋષિ ઋણ પતાવવામાટે બ્રહ્મચર્યનું પાલન કરી વિદ્યાગ્રહણ કરવી જોઇએ અને વિદ્યાની શરૂઆત કરતા અગાઉ આપણું હાલનું જનોઇ-ઉપવીતનું ચિહ્ન કરાવવાનું જરૂરનું છે. તેનો હેતુ એવો છે, કે જે વિદ્યા ગ્રહણ કરવાને લાયકાત ધરાવે છે તેવા શિષ્યને પ્રાથમિક દીક્ષા આપી આચાર્ય ઉપવીત પહેરાવે છે તથા ગાયત્રી જપ તથા પ્રાણાયામાદિનો બોધ આપે છે અને જેમ આપણે કેટલાક પોતાની ધારણા પરીપૂર્ણ કરવાનું વિસરી ન જવાય ને હરવખત સ્મરણ કરાવે તેવાં ચિહ્ન જેમકે આંગળીમાં દોરાની આંટી અથવા કોઇ પણ ધાતુના વાળાની આંટી રાખે છે, કોઇ પગમાં વાળાની આંટી નાખે છે, કેટલાક ગામ જતી વેળાની સ્મૃતિને માટે ખેસ વિગેરે કપડાને છેડે ગાંઠ વાળે

છે, વગેરે. આનો હેતુ ઉપર કહ્યો તે છે કે પોતે કરવા ધારેલું કાર્ય કરવું હરવખત યાદ આવે તેવી જ રીતે વિદ્યાર્થી પણ પોતાની ફરજ મનુષ્ય જન્મનું કર્તવ્ય ફળીભૂત કરવાનું ભૂલી ન જવાય માટે તેની પોતાની ત્રણ પ્રકારની ફરજ પૂરી કરવા સારૂં ત્રણ ત્રાગવાળું ઉપવીત પહેરવામાં આવે છે. ઉપવીત ધારણ કર્યા પછી જ ધર્મ, અર્થ કામ અને મોક્ષ પ્રાપ્ત થઇ શકે છે. આપણા ઋષિમુનિઓએ ઉપવીતને તેથીજ શ્રેષ્ઠ સુખનાં મૂળતરિકે માનેલ છે. તથા મહત્વતા તથા પવિત્રતાનું મુખ્ય સાધન ગણી તે વિના ડગલું પણ ન ચલાય એવા દૃઢ નિયમનું પાલન કરવાની સર્વને ફરજ પાડી છે. સત્ય રીતે છે પણ એમ જ. આપણે હરકોઇ પ્રકારનું કાર્ય કરીએ પણ જો તેમાં ધર્મઆજ્ઞાઅનુસાર કર્મ ન થતું હોય તો તેમાંથી પ્રચ્છિત સુખ મળવાને બદલે અવશ્ય દુઃખનો જ અનુભવ થાય છે તે બાબત આપણા પૂર્વજો ઋષિમુનિયોને અનુભવ થયો છે. અને તે અનુભવઉપરથી શાસ્ત્રોદ્વારા આપણને બોધ આપતા ગયા છે. ઉપવીત ધારણ કરનાર માટે પણ પોતાના અનુભવની ખાસ આજ્ઞાઓ નિયમતરિકે પાલન કરવાનું કહેલ છે. જેથી જેણે ઉપવીત ધારણ કરેલ છે તેણે પોતાના કર્તવ્યરૂપ ધર્મથી વિરુદ્ધ રીતે કોઇ પણ કર્મ કરવા માટે એક પગલું પણ આગળ ન ભરવું. આજે આપણે ઉપવીતવિના પગલું ચાલતા નથી તે આ મૂળ આજ્ઞા તેનું નામ ઉપવીતવિના પગલું ન ભરાય એ પ્રતિજ્ઞા છે. આજના ઉપવીત ધારણ કરનારાઓએ એ આજ્ઞાનું મહત્વ ભૂલી જઇ માત્ર જનોઇના ત્રાગડાને જ ધારણ ન કર્યો હોય તો આગળ ડગલું ચલાય નહિ, એવો તાત્પર્યવિનાનો અર્થ સમજી બેઠા છે તે બરોબર નથી. આ આજ્ઞામાં સત્ય ભાવાર્થ એ જ ભરેલો છે કે જનોઇ ધારણ કરનારાએ ઉપવીત ધારણ કરીને પછી બહાર પગ મુકવો નહિ, એ જ એનો અર્થ છે. આજે આપણા લોકો જનોઇ તુટી જવાથી ડગલું ચાલતા નથી. એ તો પ્રત્યક્ષ જોઇએ છીએ પણ જનોઇ પહેરવા છતાં જે રસ્તે જવા ઉપવીત આજ્ઞા નથી આપતી તે રસ્તે જવામાં ઉપવીતનું સ્મરણ કોઇ કરે છે કે? મારી પાસે ઉપવીત છે તેની આજ્ઞા વિરુદ્ધ મારાથી અધર્મ કરવામાં એક ડગલું પણ આગળ ન ચલાય, આવું સમજનારા હોય તેણે જ ઉપવિત ધારણ કરેલ છે એમ કહેવાય, બાકી ઉપવીત પહેર્યા છતાં તેની આજ્ઞાઓનું પાલન ન કરતા હોય તો તેમણે જનોઇ ધારણ કરી છે છતાં તે નથી કર્યા બરોબર ગણાય છે. વળી બીજું ઉપવીતવિના પગલું ચાલવામાં બ્રહ્મહત્યાનો દોષ માનેલ છે. પણ એ દોષ માત્ર જનોઇ તુટી જવાથી પગલું ભરવું પડે તે વખત માટે જ ખાસ હોય એમ મનાતું નથી. પણ આગળ કહેવામાં આવ્યું તે પ્રમાણે ઉપવીત પહેર્યા છતાં તેની આજ્ઞાવિના ચાલવું એમાં પણ બ્રહ્મહત્યાનો દોષ હોવો જોઇએ એમ તે આજ્ઞાનું તાત્પર્ય જણાય છે. કારણ કે જેણે ઉપવીત ધારણ કરી તે તે પ્રમાણે વર્તતો નથી તેને આ ભવનું લૌકિક સુખ, માન, મોટાઇ, ઇજ્જત વિગેરે મળતું નથી તો બ્રહ્મનો સાક્ષાત્કાર ( ઓળખાણ ) એ અલૌકિક અવર્ણનીય સુખ શી રીતે મળે ? તેથી તે બ્રહ્મહત્યારો અર્થાત્ ઈશ્વરને ન જાણવામાં :આનંદ માનનારો કહેલ છે. એ જ હત્યા ઉપવીતપ્રમાણે આચરણ નહિ કરનારને લાગી ચૂકે છે. માટે જેને એ પાપમાંથી મુક્ત થવું હોય તેણે ઉપવીત ધારણ કરવાનો હેતુ બરોબર સમજવો અને પોતાના સંતાનોને એ વિષે દૃઢતા કરી આપવી કે જેથી પોતે તથા પોતાના સંતાનો અજાણપણાથી ઉપવીતની આજ્ઞાઓ નહિ પાળવાથી થતા બ્રહ્મહત્યાજેવા દોષથી બચી ધર્માજ્ઞાઓને લક્ષમાં રાખી તે પ્રમાણે વર્તન રાખી આ ભવે ધર્મ અર્થ કામ અને છેવટે મોક્ષ મેળવી

બ્રહ્મપદને મેળવી શકાય. જનોઇ ઓળંગવાથી (ઉલ્લંઘન) જનોઇ ખોટી પડે છે આવી માન્યતાનો આચાર પણ આપણા લોકોમાં જોવામાં આવે છે; તે એમ કે ઉપવીત બનાવતી વખતે ત્રેવડી કરતી વખતે કે નીચે પડ્યું હોય તેની ઉપરથી કે નીચેથી ઓળંગવામાં જનોઇ ખોટી પડે છે આવી માન્યતા આપણામાં જણાય છે. તેની મતલબ એવી હોવી જોઇએ કે જે સત્ય આજ્ઞા છે તેનો લોપ થઇ જાય તો મનસ્વી રીતે અનીતિ અધર્મ કરવામાં સરળતા થાય. કોઇ આજ્ઞાઆડે આવે નહિ. સત્ય આજ્ઞાઓ એવી છે કે ઉપવીત ઓળંગી-ઉલ્લંઘન કરી કોઇ પણ કાર્ય કરવું નહિ. જો ઉલ્લંઘન, આજ્ઞાનું અપમાન કરવામાં આવે તો ઉપવીત કે જે આજ્ઞાનું પાલન કરવાની સ્મૃતિ કરાવવાને અર્થે ધારણ કરેલું છે તેનું માહાત્મ્ય રહેતું નથી તેથી તે ધારણ કરેલ હોય તો પણ શું અને ન ધારણ કરેલું હોય તો પણ શું ? જેમ કે માણસે વડિલની આજ્ઞા માનવી, તેની વિરુદ્ધ જવામાં વડિલની આજ્ઞાનું ઉલ્લંઘન થવાથી આપણે કહીએ કે એ કાર્ય તો વડિલોને ઉલ્લંઘીને-ઉપરવટ થઇને કરે છે તેમાં ઉલ્લંઘન કરવું અને ઉપરવટ થવું એ તેની આજ્ઞા સાથે સંબંધ ધરાવે છે. નહિ કે તેના વડિલોને ટપીને કે તેનાથી મોટા થઇને કરવાથી. તેવી જ રીતે જનોઇ ઓળંગવી એ જનોઇ માત્ર નહિ પણ જનોઇની આજ્ઞાઓનો સંબંધ બતાવે છે અને આવો અર્થ કરવાથી જનોઇ ખોટી પડે છે એ સત્ય છે, નહિ કે માત્ર ઉપર કે નીચેથી ગણીને ચાલવાથી જ જનોઇ ખોટી પડે. પણ હા. એ કહેવતમાં એટલું તો સત્ય માનવા જેવું છે, કે જનોઇ એ મહા મૂલ્યવાન, જેના સંસ્કારથી અવશ્ય લાભ થાય તેવું હોવાથી તેના રક્ષણાર્થે પવિત્રતા રાખવી અગત્યનું છે. એટલે તે ઉપર પગ મુકી અપવિત્ર કરાય નહિ. તેમ જ અશુદ્ધ વસ્તુનો સંસર્ગ થવા ન દેવો તથા જ્યારે જ્યારે કારણસર દેહ અપવિત્ર થાય (સૂતક પાતકમાં આવીએ) ત્યારે ત્યારે તે વખતનું ઉપવીત બદલાવી નવું પવિત્ર ધારણ કરવું એ ઉપવીતના ગૌરવમાં વધારો કરે એવી ધાર્મિક રીતિ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઉપવીતસાથે સંબંધ રાખતી પાપ પુણ્યની બાબતો તે માત્ર ઉપવીત (સૂત્ર) ને જ સંબોધીને નથી પણ ઉપવીતની આજ્ઞાના પાલનસાથે સંબંધ ધરાવે છે અને એ પવિત્ર આજ્ઞાઓનું સ્મરણ વખતો વખત થાય એ નિમિત્ત ઉપવીત સૂત્રનું છે. તેથી વેદની પવિત્ર આજ્ઞાઓનું પાલન કરવાનું સ્મરણ કરાવવાઅર્થે જ આપણે ઉપવીત પહેરીએ છીએ અને એ કારણને લઇને જ એની જરૂર છે. ઉપવીત ધારણ કરી તેની સાક્ષીએ જેણે વેદ આજ્ઞાઓ (ધર્મ) નું સાંગોપાંગ પાલન કરી પોતાનું જન્મકર્તવ્ય પૂર્ણ રીતે કરી લીધું છે અર્થાત્ જન્મ લઇ જીંદગીના જે વિભાગે જે કાર્ય કરવાનું વેદધર્મે નિર્માણ કરેલું છે તે પ્રમાણે કાર્ય પતાવી આપ્યું છે તેણે ઉપવીતની સાક્ષીએ કરવાનાં કાર્ય પતાવી લીધાં હોવાથી હવે બાકીના કાર્ય કરવામાં ઉપવીતની સાક્ષીની જરૂર નહિ હોવાથી તેવા પુરુષો ઉપવીત ન ધારણ કરે તો તેને કશો બાધ નથી. આપણે જેમ કોઇ કાર્યને જરૂરનું જાણી તે પુરું કરતાંસુધી અમુક પ્રકારની અગત્યતરીકે હાથ પગ કે ડોકમાં દોરા વાળા વિગેરે રાખીએ છીએ પણ જ્યારે ધારેલું કાર્ય થઇ ચુકયા પછી તેને કાઢી નાખીએ છીએ તે વખતે કશો ખેદ સંતાપ થતો નથી. તે જ પ્રમાણે જેણે વેદઆજ્ઞાઆજ્ઞાનુસાર પોતાનું જીવન ધાર્મિક મર્યાદામાં વ્યતીત કરેલું છે તેવા સંન્યાસીઓ ઉપવીતની જરૂર ન માને તે સત્ય છે. પણ ઉપવીત ધારણ કરવા છતાં ઉપવીત ધારણ કરવાનું સાર્થક જે માણસ જાણતો નથી અર્થાત્ ઉપવીત ધારણ કરી વૈદિક જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરતો નથી તેવા માણસે ઉપવીત

ધારણ કરી તેન ધારણ કર્યાથી પણ અધમ સમજવો. કારણ કે જે ઉપવીત ધારણ કરવા
માહાત્મ્ય સમજતો નથી કે તેમાં અમુક સાફલ્યતા રહેલી છે તેવા માણસો અજ્ઞાન
ઉપવીત ધારણ કરતા નથી તેમાં તેને થોડો જ દોષ છે. પણ જેણે ઉપવીત ધારણ કરેલું.
જે ધારણ કરવાનું પ્રયોજન સમજે છે છતાં તેનો યથાર્થ રીતે કરવો જોઇતો ધર્મપ્રયા
કરતા નથી અર્થાત્ ઉપવીત ધારણ કરતી વખતે આચાર્યે આપેલી ગુરુદીક્ષાને વિસરી જ
મનસ્વી રીતે અધર્મ રીતે વેદ આજ્ઞાવિરુદ્ધ વર્તે છે તેવા માણસો વેદનિંદક તથા ધર્મની હાં
કરનાર હોવાથી અધમમાં અધર્મ ગણાય છે, ઉમર મોટી થઇ છે. ઉપવીત આપવું જોઇ
ન આપવાથી તેના માતાપિતાને દોષ પગલે પગલે બ્રહ્મહત્યાસમાન લાગે છે, આ વાક્ય
અર્થ તો બરોબર છે. પણ ઉપવીત ન આપવાથી કેવા પ્રકારનો દોષ માતાપિતાને લાગે
તેનો ભાવયુક્ત અર્થ જે પ્રમાણે છે તેવો તેના સમજવામાં નથી તેથી તેઓ માત્ર ઉપવી
આપીને જ પોતાના દોષથી મુક્ત થયેલાં માને છે. પણ ઉપર કહેલું ઉપવીત ધારણ કરવા
પ્રયોજન તો ધર્મ અર્થ કામને સિદ્ધ કરી છેવટ મોક્ષસ્વરૂપ પરબ્રહ્મને પ્રાપ્ત કરાવવા
હોવા છતાં તે હેતુને ભૂલી જઇ માત્ર જનોઇતરિકે સુતરના ત્રણ તાર ડોકમાં પહેરવા
માબાપ બ્રહ્મહત્યાના દોષથી મુક્ત થતાં નથી. મુક્ત થવામાટે ધર્મઆજ્ઞા કોરે મુકી પોતા
ઇચ્છામુજબ પોતાના ધર્મની જ મશ્કરી કરવા જેવું ફારસ કરી જનોઇ આપનાર પોતા
પુત્રને આચાર્યપાસે દીક્ષા ગાયત્રીમંત્ર તથા પ્રાણાયામ મંત્ર અપાવી પોને ભિક્ષા આ
વિદ્યાધ્યયન કરવા ગુરુકુળમાં જવા માટે તૈયાર કરી વિદાય કરે છે. માબાપ સહકુટું
વગા વા જાય છે અને બટુક બ્રહ્મચારી ગુરુકુળમાં જવા માટે દોડે છે. તેની પાછળ તે
મામો દોડે છે અને તે બ્રહ્મચારીને પાછો બોલાવી લાવે છે, સઉને કહે છે કે બટુક કાશી
જઇ આવ્યો અને ચારે વેદ શીખી આવ્યો તેથી તેનો વરઘોડે. કાઢી ઘેર તેડી લાવે છે,
જાણે આપણો પુત્ર પૂરી વિદ્યા ભણી આ યો અને આપણે આપણા ધર્મની ફરજ પુરી ક
ગૃહસ્થો ! આપ વિચાર કરો કે પાંચ કે દશ મિનિટમાં જ કાશીએ જઇ આવવું અને તે વ
ચારે વેદ શીખાને ! આ પ્રાચીન કાળના મહર્ષિ કે બ્રહ્મર્ષિના યોગબળની કઇ સિદ્
આવી સિદ્ધિ મહર્ષિને પ્રાપ્ત થયેલી હોય પણ તેનો ઉપયોગ આ પ્રમાણે ન જ ક
ધાર્મિક કાર્ય તો પૂર્ણ શ્રદ્ધાથી હરકોઇ કષ્ટ સહન કરીને પણ કરવું આવી તેમની માન્ય
હતી. એ વડે જ અર્થસિદ્ધિ પ્રાપ્ત થાય છે. કાંઇ સિદ્ધિવડે ધર્મ પ્રાપ્ત થતો નથી પ
ધર્મવડે સિદ્ધિ પ્રાપ્ત થાય છે. કેવળ પોતાના જ ધર્મની મશ્કરી કરવારૂપ બે ઘડી
રમુજી ફારસ કરનાર હાલના માત્ર નામથી જ બ્રાહ્મણ કહેવાતા અજ્ઞાની નરોનો કે
પ્રભાવ !

( અપૂર્ણ. )

**सुखनी सत्य व्याख्या:—** જ્ઞાતાજ્ઞાત કોઇ પણ વ્યક્તિનો અપેક્ષણીય વિષય સુખ છે. પરંતુ યથાર્થ નથી સમજાતું કે સુખ એ વસ્તુતઃ શું છે ?

સુખના બે પ્રકાર છે. ૧. માયિક. અને ૨. અમાયિક. યદ્યપિ પ્રાણીઓનો મોટો ભાગ પ્રતિક્ષણ માયિક સુખપ્રાપ્તિમાટે જ ધાવન કર્યા કરે છે અને એ માયાજન્ય સુખ તે મદ્યપિપાસાની માફક યથાક્રમ પ્રાપ્ત થયા છતાંએ ઉત્તરોત્તર નૂતન નૂતન કલ્પનાના પ્રદેશમાં જીવને આકર્ષી જાય છે. અર્થાત્ એક પ્રકારે સુખ પ્રાપ્ત થતાં પુનઃ ઇતર પ્રકારના સુખની ઇચ્છાનો ઉદય થાય છે. અને તે પ્રાપ્ત થતાં વળી નૂતન તૃતીય ઇચ્છા ઉદ્ભવે છે. આમ નિરંતર પ્રાણ નિર્ગત થતાપર્યંત જીવની સુખની પિપાસા મટતી નથી. અને અનેક ઇચ્છાઓની જંજાળમાં ગુંચવાયલો તે પ્રાણી અંતકાલે પરાકાષ્ટાએ મૃત્યુની ભયાનક દંષ્ટ્રાનો ગ્રાસ બની જાય છે. અને પુનઃ એ જ પૂર્વજનિત વાસનાઓના બીજસહ કર્માનુસાર નૂતન દેહધારી બની અનેક તિર્યક્ યોનીઓમાં જન્મ લઇ, વારંવાર જીવન ક્ષતિ કરતો અનુભવાય છે આ સ્થિતિ જોઇ કયા મુમુક્ષુનું અંતર દ્રવીભૂત નહિ થાય ?

આથી સત્ય સુખ અને તે કયા પ્રકારનું હશે, તદર્થે યોગ્ય વિચાર માનવ જીવન સાફલ્યતામાટે અવશ્ય કર્તવ્ય શેષ છે. હું અત્ર થોડાં જ વાક્યોમાં એ સત્યસુખની વ્યાખ્યા કરી તદર્થે યથાર્થ પ્રયત્ન શું કરવો જોઇએ તે ઇષ્ટકૃપાથી લખીશ. આ સુખ તે અમાયિક સુખ છે.

૧. જે સુખ મળ્યા પછી પુનઃ સુખપ્રાપ્તિની ઇચ્છા થતી નથી તે સત્ય સુખ છે.
૨. મનની નિત્ય સંતુષ્ટ વૃત્તિ તે જ સત્ય સુખ છે.
૩. કદીપણ સ્થિતિમાં અંતઃકરણની શાન્તિનો ભંગ ન થાય તે જ પરમસત્ય સુખ છે.
૪. જલના મહાન્ સરોવરના મધ્યમાં જેમ નલીની દલને જલ સ્પર્શતું નથી તેમ અનેક આપત્તિઓની મધ્યમાં પણ જેની વૃત્તિ નિશ્ચલ અને પૂર્ણ તૃપ્ત રહે છે તે જ મહાન્ સત્ય સુખ છે.
૫. પ્રતિક્ષણ નૂતન નૂતન વેગપૂર્વક આનંદના-કોઇ અકથ્ય આનંદના ઓઘ ઉછળ્યા કરે છે તે જ સુખ છે.
૬. ભોગ્ય પદાર્થોના ગમે તેટલા સમીપમાં પણ જેને લાલચ પ્રકટતી નથી તે જ યથાર્થ સુખી છે.
૭. જેનાં મન અને ઇંદ્રિયસમૂહ સ્વાધીન વર્તે છે તેને જ ખરું સુખ મળ્યું જાણવું.
૮. હું જીવ છું, એ પ્રકારનું ભાન જેને ત્રિકાળમાં ઉદ્ભવતું નથી તેને જ યથાર્થ સત્ય સુખ મળી શક્યું છે એમ જાણવું.
૯. દેશ કાલાદિથી રહિત, સર્વથા અપરિચ્છિન્ન અને ત્રિકાલાબાધિત સત્, ચિદ્, અને આનંદ એ ત્રણે ધર્મયુક્ત હું આત્મા જ છું, એ પ્રકારનું જેને અખંડ ભાન જાગ્રત રહે છે તે જ સત્યસુખાનુભવી છે.

આ પ્રકારે સત્ય સુખની ઝાંખી, અર્થાત્ આભાસ પ્રકટાવનાર નવ વ્યાખ્યા આલેખી. હવે સ્વલ્પમાં તત્પ્રાપ્તિના ઉપાયોનું ઉદ્ઘાટન કરીશ. અને આવા ઉન્નત સુખને પ્રાપ્ત સાધકની ઉત્કૃષ્ટ સ્થિતિનું પણ સહજ નિદર્શન કરાવીશ.

ગીતા શાસ્ત્ર જેને પ્રારંભમાં અમૃતજેવું અને પરિણામે વિષજેવું અનુભવાય છે એમ જણાવે છે, તે રાજસ સુખ અને જે આદ્યંત ઉત્તરોત્તર દુઃખનું જ જનક છે તેવા તામસ સુખને જે માયિક સુખના ઉપનામથી તે ઓળખાવે છે. અને પ્રારંભે વિષવત્ અને પરિણામે અમૃતવત્ બની રહે છે તે સુખને જ સાત્વિક સુખ ગણવાનું તે પ્રબોધે છે; તે જ સાચું અમાયિક સુખ ગણી શકાય છે અને તેની જ વ્યાખ્યા ઉપર નવ પ્રકારે લખી છે. માનવ જન્મનો ઉદ્દેશ એ જ સત્ય સુખ પ્રાપ્તિમાટે ઇષ્ટ છે. આ પ્રકારનું દિવ્ય સુખ નથી મળતું ત્યાંસુધી સુખની ભુખ કદી પણ શાન્ત થતી નથી અને જીવની જન્મ મરણરૂપ ઘાણી પણ મટતી નથી.

આ પ્રકારના ઉત્કૃષ્ટ સુખની પ્રાપ્તિમાટે નીચેના ઉપાયો જ કર્તવ્ય છે.

૧. દુઃખદાતા વિષયજન્ય સુખોપ્રતિ તીવ્ર વિરાગ નિત્યના આગ્રહપૂર્વક અને અવિશ્રાંત અભ્યાસવડે પ્રકટાવવો જોઇએ.

૨. હૃદયના સાચા ત્યાગી અને સ્વાત્મ—બ્રહ્મનિષ્ઠ યોગી સદ્‌ગુરુનું શરણ લેવું જોઇએ.

૩. તેમનાં ઉપદેશેલાં સાધનોને આગ્રહપૂર્વક અને સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક પ્રતિદિન અધિકાધિક વેગથી આચારમાં મુકવાં

૪. વૃત્તિને બનતા પ્રયત્ને નિર્મલ રાખવા પ્રયત્ન સેવવો.

૫. લાલચમાત્રનો ત્યાગ કરવો, અર્થાત્ સર્વદા નિસ્પૃહી રહેવું.

૬. ડરનો અહોનિશ અભાવ જ માનવો.

૭. સર્વવ્યાપી પરમાત્માથી પોતાનો અભેદ માની હર કોઇ સ્થિતિમાં આપ્તકામ અને પૂર્ણકામ બની રહેવું.

૮. સર્વ પ્રપંચમય વિકૃત જગતને પર બ્રહ્મની અપરિમિત દિવ્ય શક્તિનો આભાસ માનીને તેની અંદર ગુપ્ત રહેલા અંતર્યામિને જ પ્રતિક્ષણે જોયા કરવા.

૯. માયાથી ઉદ્‌ભવતાં સુખમાં ઉદ્‌ભવાતી સુખબુદ્ધિનો અને તદ્‌જનિત ક્ષણિક આનંદમાં મસ્ત થવું નહિ તેમ જ તે માયિક સુખોના અભાવને ભ્રાન્તિથી દુઃખરૂપ કે આપદ્‌રૂપ માની સ્વપ્ને પણ દુઃખ માનવું નહિ.

૧૦. શ્વાસોશ્વાસે સોઽહં અર્થાત્ હું તે પરમાત્મા છું, એ પ્રકારનું અખંડ સ્મરણ જીવનપર્યંત રાખવાનો અભ્યાસ કાયમ રાખવો.

આ પ્રકારે સાચું સુખ પ્રાપ્ત કરવાનો પ્રશસ્ત રાજ્યમાર્ગ સત્શાસ્ત્રથી પ્રબોધાએલો અને સત્પુરુષોથી અનુભવાયેલો સિદ્ધ છે તે સ્વલ્પમાં આલેખ્યો છે. આ સિવાયના ઇતર સર્વમાર્ગો તે સુખમૂલક નથી પરંતુ સર્વથા દુઃખમૂલક હોઇ બુદ્ધિમાન્ મનુષ્યમાટે ત્યાજ્ય છે.

આવા ઉંચા સુખને પ્રાપ્ત મનુષ્ય સર્વથા શાન્ત, આનંદી અને આત્મમગ્ન રહી કોઇથી ક્યારે પણ દીન કે દુઃખી બનતો જ નથી. તે સર્વથા નિડર અને સ્વતંત્ર તથા નિષ્કામ અસ્તિમાં મગ્ન રહે છે. નથી તો તેને માન કે નથી તો તેને અપમાન, નથી તો તે રાગ કે નથી કશાનો દ્વેષ. તે તો બ્રહ્માનંદમય પરમ શાન્તિના સાગરમાં પોતે જ અલિપ્ત રહેલા શેષ ઉપર નારાયણવત્ નિરંતર પોઢી રહે છે અને સત્સુખશ્રી તેનાં સદા ચરણ તળાંસે છે.

—:o:—

# પ્રસંગાનુરૂપમ્.



——અમરેલીથી એક સજ્જન લખે છે, કે "આપના દંપતીઆભરણ પુસ્તકે મારા જીવનમાં વિચિત્ર ફેરફાર કર્યો છે, અને મને સંયમી બનાવ્યો છે, તે માટે ઉપકૃત છું. મારાં પત્નીએ પણ તે બહુ ઉત્સાહથી વાંચ્યું, અને તેણે પણ પોતાના નિયમોમાં સુધારો કર્યો છે. ઘણા મિત્રોએ પણ તે પુસ્તક વાંચ્યું અને હજી પણ વાંચી રહ્યા છે. પુસ્તક અમૂલ્ય રત્ન છે.

× × × × ×

——મુંબઇથી એક બાઇ લખે છે, કે અહીંના જોસી લોકો ઉપર વિશ્વાસ રાખવાથી મારા તમામ પૈસા સટ્ટામાં ગયા છે, અને હું બહુ દુઃખી થઇ છું. મને કોઇ ઉપાય હોય તો બતાવશો.

——વિદ્યાનો આ રીતે પૈસા કમાવામાં ઉપયોગ કરવો, એ તે વિદ્યાના જાણનારની અધમ દશાને સૂચવે છે. આવા લોકો જ્યોતિષ્ જેવી દૈવી વિદ્યાને કલંકિત કરે છે. જેમને સાચી વિદ્યા પ્રાપ્ત છે, તે આ પ્રમાણે કદી કરતા જ નથી. પરંતુ આ જે ઠેકાણે ઠેકાણે જ્યોતિષ્ વિદ્યાનાં પાટીયાં લગાડેલાં જોવામાં આવે છે, એ બતાવે છે, કે આ લોકો પણ ઠીક એક ધંધો લઇને જ્યોતિષ્ વિદ્યાને નામે ઠગાઇ કરવા બેઠા છે. અને જ્યાં લોભીયા હોય ત્યાં ધુતારા ભુખે ન મરે, તે પ્રમાણે આવા લોકોનો ધંધો ચાલે છે.

——જેમને આ વિદ્યાનો ઉંડો અભ્યાસ છે તે બોલતાં બહુ જ સાવધ રહે છે, અર્ધદગ્ધ ગમે તેવાં ગપ્પાં મારે છે, અને તેમના વિશ્વાસે લોભીઆ છેતરાય છે.

——મેં એક જ્યોતિષ્‌સંબંધમાં પત્ર કાઢનાર જ્યોતિષ રત્નના સંબંધમાં સાંભળ્યું હતું, કે તે કહેતા હતા કે તે જ્યારે કોઇને ઘેર જાય અને સ્ત્રીસંબંધી કે પુત્રસંબંધી કંઇ પ્રશ્ન પૂછે તો તે પ્રથમ ઘરમાં આમતેમ દૃષ્ટિ ફેરવતા અને જોતા કે કોઇ ઠેકાણે સ્ત્રીનાં વસ્ત્ર જોવામાં આવે છે કે નહિ, અને પછી જ તે તેને યુક્તિવાળું ઉત્તર આપતા. બીજા જ્યોતિષ્‌રત્નને પણ મેં જોયા છે, જેમને પોતાને પણ જ્યોતિષ્ વિદ્યામાં અને ફળાદેશમાં શ્રદ્ધા ન મળે. આ પ્રમાણે આજે આવા લોકો વિદ્યાનો ઉંડો અભ્યાસ કર્યાવિના જ ધંધાતરીકે માત્ર પૈસા કમાવાને આ વિદ્યાનો ઉપયોગ કરે છે, તે અત્યંત શોચનીય છે. આ કળીકાળનાં અનેક કૌતુકમાંનું આ પણ એક કૌતક સમજવું.

——લોકોને સંતોષથી રહેવું નથી, અને એકદમ પૈસાદાર થઇ જવું છે. સૌ કોઇને પૈસાનો લોભ આજે હદપાર વધ્યો છે. આવા લોકો પછી સટ્ટા કરે છે અને તે આવા જ્યોતીષીઓના ઉપર વિશ્વાસ રાખીને. પણ સટ્ટા કરવો એ જ પ્રથમ તો પાપરૂપ ધંધો છે. વગર પરિશ્રમે લોકો શ્રીમાન્ થવા આજે ઇચ્છે છે, તેનો આ પરિણામ છે. સટ્ટાનો ધંધો કોઇ પણ રીતે દેશમાં ઉત્પાદક (productive) નથી. તે આળસને, જુગારને, પ્રપંચને અને અન્યાય અનીતિ વગેરેને જ વધારનાર છે તથા મનુષ્યની અધોગતિ કરનાર છે જેથી તે કદી પણ ડાહ્યા મનુષ્યોએ કરવા યોગ્ય નથી. જેમણે પોતાનો ઉદ્ધાર કરવો હોય અને આ લોક તથા પરલોક સુધારવો હોય તેમણે રેંટીઓ કાંતવો, કે બીજી કાંઇ મજુરી કરીને નિર્વાહ કરી લેવો ઘટે છે. તથા આ જીવનમાં ગરીબ રહેવાનું હોય તો રહેવું ઘટે છે, પણ સટ્ટાનો આશ્રય કદી પણ લેવો ઘટતો નથી.

—— હવે આ બાઈએ સટ્ટાનો આશ્રય કદી પણ લેવો ઘટતો નથી. ભલે પોતાની ગરીબ સ્થિતિ થઇ ગઇ હોય તો તેમાં જ દુઃખેકષ્ટે હરિને સંભારતાં દિવસો વીતાવવા ઘટે છે. તેમણે " વિપત્તિવિમોચન અથવા શ્રીરંગયોક ચરિત્રનાટક " એ નામનો પ્રાતઃકાલનો ગયા વર્ષનો ઉપહાર વારંવાર વાંચવો, એટલે ચિત્તમાં શાંતિ ઉપજશે. અને આમહથી બને તેટલો વધારે વખત ભગવાનની ભક્તિ કરવી. પરમેશ્વર દયાળુ છે, સર્વજ્ઞ છે, અને સર્વશક્ત છે, જેથી પ્રાપ્ત દુઃખને તે યોગ્ય કાળે દૂર કર્યાવિના નહિ જ રહે. દુઃખના સમયમાં પ્રભુસ્મરણજેવો બીજો એક પણ ઉત્તમ માર્ગ અમારી દૃષ્ટિએ આવતો નથી.

——જે પ્રસંગ બની ગયો છે તેની હવે ચિંતા કરવાનું કારણ નથી. જો કે તે છતાં ચિંતા થયાવિના રહેતી નથી, તોપણ જેમ ભગવાનની મરજી, એ પ્રમાણે ઇશ્વરને શરણે રહીને, તેમના પ્રતિ અભિમુખતા રાખીને તેમનું જ એક અખંડ શ્રદ્ધાભક્તિવડે સ્મરણ કર્તવ્ય છે.

———તેમ છતાં પૂર્વના જેવી અથવા એથી પણ વધારે સારી સ્થિતિ જોઇતી હોય તો ઇશ્વરની ઉપાસના કરવા માંડવી. સવારમાં વહેલાં ચાર વાગે, ત્રણ વાગે, કે બે વાગે ઉઠીને સ્નાન કરીને શાંતિથી એક આસને બેસીને ભગવાનનું સ્મરણ કરવું. ચાર કલાક, છ કલાક, આઠ કલાક, દશ કલાક અને બાર કલાક કે તેથી પણ વધારે કલાક પરમેશ્વરની ભક્તિ કરવી. આ પ્રમાણે ઉગ્ર તપશ્ચરણ કરવું અને ઉગ્ર ઉપાસના કરવી. ઇશ્વરની ભક્તિ કરનારને આ જગતમાં કંઇ જ અશક્ય નથી. ભગવાન નૃસિંહાચાર્યજી કહે છે, કે ભક્તિ કરે તેને સુખ શું ન આવેજી, શી શી પીડા ન શમાવે રે હાં. " પ્રાપ્ત દુઃખને દુર કરવાનો ભક્તિ જેવો બીજો એક પણ સર્વાવસ્થાવાળાને માટે માર્ગ મારી દૃષ્ટિએ આવતો નથી.

———:—સ્થાનેથી એક સજ્જન લખે છે, કે મારી તબીયત દશ પંદર દિવસથી ઘણી નરમ છે, અને કંઇ સુધરતી નથી. ઉપચાર ચાલુ છે, વિ૦

——ગરેજથી એક સદ્ગૃહસ્થ લખેછે, કે આપના તરફથી "**આગગાડી, તથા મીલો વગેરેથી લાભ છે કે હાનિ**" એ નામનો પ્રાતઃકાલનો ૧૯ મો ઉપહાર પ્રાપ્ત થતાં આનંદ દયો છે. આ લેખ આપે બહુ જ સારો લખ્યો છે. યાંત્રિક સાધનોથી ઉત્તરોત્તર પ્રજા અધોગતિને પામતી જાય છે, એ વાર્તા સત્ય છે. આગગાડીથી મનુષ્યની ચાલવાની શક્ત તથા ઇશ્વિરી બક્ષિસ નાશ થાય છે, એમાં શંકા નથી. મેં પણ પેદઃ મુસાફરી કરવાનો નિશ્ચય કર્યો છે, ઈ૦

——મુંબઇથી શેઠ લધાભાઇ ચાંપશી લખેછે, કે "**આગગાડી તથા મીલો વગેરેથી લાભ છે, કે હાનિ**" એ આપના તરફથી પ્રસિદ્ધ થએલી ચોપડી ઘણી જ પ્રશંસનીય હોઇ એ ચોપડી મહાત્મા ગાંધીના સિદ્ધાંતોને મળતી છે. આપે એ પુસ્તક બહાર પાડી ખરેખર પ્રજાની વ્યાજબી સેવા બજાવી છે, તો હવે એ ચોપડીઓ છપાવી પ્રજામાં મફત વહેંચવા આપની અમને પરવાનગી મળવાની જરૂર છે."

× × × × ×

——પ્રાતઃકાલનું ચાલુ ૨૧મું વર્ષ પરમાત્માની કૃપાથી આ અંકની સાથે પુરૂં થાય છે. આપણે જાણતા હોઇએ, કે ન જાણતા હોઇએ, પરંતુ પ્રત્યેક કાર્ય પૂર્ણ થવામાં પરમાત્માની કૃપા જ કારણભૂત હોય છે. તેમની કૃપાવિના કંઇ જ બની શકતું નથી. તો આ આપણું કાર્ય પૂર્ણ થવામાં પણ તેમની જ કૃપા કારણ છે. જેથી અંતમાં આપણે પ્રેમભાવે તેમને નમસ્કાર કરીએ છીએ.

——આ વર્ષમાં **સુખદુઃખના સંબંધમાં વિચાર, અને આગગાડી તથા મીલોથી લાભ છે કે હાનિ** એ બે નાના ઉપહાર, **દંપતી આભરણ–ભાગ ૧ લો** એ નામના મોટા ઉપહાર સાથે ગ્રાહકોને અપાયા છે. ત્રણે પુસ્તકો ગ્રાહકવર્ગને અત્યંત પસંદ પડયાં છે અને તેથી સંતોષ ઉપજ્યો છે. દંપતી આભરણના બીજાં ભાગો હવેના વર્ષોમાં સત્વર પ્રસિદ્ધ કરવા ઘણા સદ્ગૃહસ્થોનાં આગ્રહપૂર્વક પત્રો આવ્યાં છે. ભવિષ્યમાં જેમ ઇશ્વરેચ્છા હશે તેમ થશે, કારણ કે પ્રેરક તે છે.

——**શ્રી સનાતન ધર્મસર્વસ્વ**, એ નામનો ચાલુ વર્ષે એક ઉપયોગી નવિન લેખનો આરંભ કર્યો છે જે પણ અર્થને રુચિકર થયો જણાય છે. **સંસારસુધારો** એ લેખ આ વર્ષમાં વધારે લખવાનો યોગ આવ્યો નથી પણ આવતા વર્ષે તેને આગળ બનતાસુધી પ્રત્યેક માસે ચર્ચવામાં આવશે કે જેથી તે સત્વર પૂર્ણ થઇ જાય. બીજા નવા વિષયો નૂતન વર્ષમાં લખવાની પ્રેરણા થાય છે, પરંતુ તતકાલ આરંભેલા વિષયો પૂર્ણ કર્યા વિના તેમનો આરંભ કરવાની ઇચ્છા નથી.

——આવતા વર્ષે પ્રાતઃકાલ બાવીશમા વર્ષમાં પ્રવેશશે. જ્યારે આ પ્રમાણે તેનું પંચીસમું વર્ષ આવશે ત્યારે વિશેષ તો નહિ પણ ત્રણ ઉપયોગી પુસ્તકો ઉપહારરૂપે તે વર્ષમાં આપવાની ઇચ્છા છે. એક ભક્તિસંબંધમાં, એક યોગસંબંધમાં અને એક વેદાંતસંબંધમાં. આ પુસ્તકોનો આશરે બારસેં પંદરસો રૂપિયા ખરચ થશે એમ અનુમાન છે. તે વખતે સત્ય ગ્રાહકો કે જે સાહાય્ય કરી શકે તેમ છે તેમની સાહાય્યની જરૂર પડશે. આ લાભ જે પાછલા ત્રણ વર્ષના ગ્રાહક હશે, તેમને જ આપવાની ઇચ્છા છે. વળી ચાલુ વર્ષમાં પણ પ્રાતઃકાલનાં નવિન ગ્રાહક વધવાની અગત્ય છે તો જે ગ્રાહકો છે તે એકાદ વર્ષમાં ઓછામાં ઓછા દશદશ ગ્રાહકો વધારી આપવાનો પરિશ્રમ લેશે, એમ તેમનાપ્રતિ પ્રાર્થના છે. તેમને બદ-

લામાં કંઇ લેવાની ઇચ્છા હશે તો દર એક ગ્રાહકે પ્રાતઃકાલના પાછલાં વર્ષોના બાર પરચુરણ અંકો અને દર ત્રણ ગ્રાહકે એક વર્ષના પૂરા બાર અંકો આપીશું. માત્ર પોસ્ટેજ ખરચ તેમણે આપવું જોઇશે. પ્રાતઃકાલનું લવાજમ વર્ગ ૧-૨-૩ નું રૂ. ૫-૦-૦, ૪-૨-૦ અને રૂ. ૩-૧૦-૦ છે એ સર્વ ગ્રાહકો જાણે છે જ, છતાં જે આટલું પણ લવાજમ ન આપી શકે તેમને અમે ભેટ સાથે રૂ. ૨-૮-૦ માં અને ભેટવિના રૂ. ૨-૦-૦ માં આપીએ છીએ. તો ગમે તે વર્ગનાં દશદશ ગ્રાહકો મેળવી આપવા પ્રત્યેક ગ્રાહક આગ્રહ રાખવા કૃપા કરશે, એમ તેમનાપ્રતિ પ્રાર્થના છે.

× × × × ×

——વ્યાવહારિક અનેક પ્રબંધોનું નિવારણ એક જ માર્ગે વ્યવહારમાં રહેતાં છતાં ઉત્તમ પ્રકારે થઇ શકે છે એનો અમે સ્વાનુભવ કર્યો છે. તે એ કે સવારમાં વહેલાં ચાર વાગે અને બને તો એ કે ત્રણ વાગે ઉઠવું. જે લોકો કહે છે, કે અમારાથી તે પ્રમાણે નથી બની શકતું તે શરીરના અને મનના દુર્બળ છે તથા આ સંસારને તરવાની સાચી ઇચ્છાવાળા નથી. સવારમાં વહેલાં ઉઠીને સ્નાન કરીને શાન્તિથી ત્રણ, ચાર, પાંચ, કે છ કલાક ભગવાનનું નામ લેવું, કે જે આપણે પૂજાપાઠ કરતા હોઇએ તે કરવું, એના જેવું વ્યવહારપરમાર્થને સધાવનાર બીજું એક પણ ઉત્તમ સાધન નથી. તમે જો સવારમાં વહેલા નથી ઉઠતા તો તમને તેનો જે આનંદ અને તેનાથી જે લાભ થાય છે તેનું જ્ઞાન જ નથી તથા તેનો અનુભવ તમને થયો નથી. સવારમાં વહેલાં ઉઠીને ચાર પાંચ વાગે સૂર્યનારાયણને અર્ઘ્ય આપવાનો અને શાંતિથી ઇશ્વરનું સ્મરણ કરવાનો જે આનંદ આવે છે તે હું તમને કેવી રીતે કહી બતાવું.

——જ્યાં સુધી સૂર્યનારાયણનો ઉદય થયો નથી ત્યાંસુધી આ જગતમાં ક્ષોભ પ્રકટતો નથી. તેથી તે સમય ઇશ્વરનું સ્મરણ ચિંતન ધારણાધ્યાન વગેરે માટે શ્રેષ્ઠ છે. સ્વભાવે કરીને જ તે વખતે આપણા ચિત્તમાં કે અંતઃકરણમાં પ્રશાંતિ રહે છે અને વિક્ષેપનું ભાન થતું નથી. તેનું કારણ એ છે કે આપણા આંતર જગતસાથે આ બાહ્ય સૃષ્ટિનો સંબંધ છે. સૂર્યોદયપૂર્વે જ્યારે આ બાહ્ય સૃષ્ટિમાં અક્ષોભ અને શાંતિ હોય છે ત્યારે સ્વાભાવિક રીતે જ આપણા હૃદયમાં પણ શાંતિ પ્રવર્તે છે. પછી સૂર્યનારાયણનો ઉદય થતાં જેમ જેમ આ બાહ્ય જગતમાં ક્ષોભ પ્રકટે છે તેમ તેમ આપણા અંતઃકરણમાં ક્ષોભ પ્રકટે છે અને અદ્રુદ્ભુત પડી રહેલા સંસ્કારો ઉદ્ભુત થવા લાગે છે. અને આપણા કાર્યમાં વિક્ષેપ ઉત્પન્ન કરે છે. અને સમજાયું છે, કે રાત્રીના બેથી સવારના છ સુધીનો સમય આ કાર્યને માટે ઉત્તમ છે. સાત આઠ સુધીનો સમય મધ્યમ છે, અને તે પછીનો સમય કનિષ્ટ છેઃ જે લોકો નીરાંતે છ સાત વાગે ઉઠીને ચાહા પાણી પીને નિવૃત્તિથી સાત આઠ વાગ્યા પછી પૂજા પાઠ, કે ધારણા ધ્યાનાદિમાં જોડાય છે તે આ ક્રિયાના રહસ્યને સમજી શકતા નથી. તો પણ કંઇ ન કરવું તેના કરતાં સાત આઠ વાગે પણ કંઈ પણ કરવું, એ સારૂં છે. રાત્રીના નવથી ત્રણ ચાર વાગ્યા સુધીની છ સાત કલાકની નિદ્રા મનુષ્યને માટે પૂરતી છે. એથી જે વધારે ઉંઘે છે તે જીવનનો વ્યર્થ ક્ષય કરે છે તથા આ અમૂલ્ય અને ક્ષણે ક્ષણે વહી જતા દુર્લભ માનવ જીવનમાં સાધવાજેવું સાધી શકતા નથી.

●

# શ્રી રમલશાસ્ત્ર.



( લખક—પુરૂષોત્તમરાય ખુશાલરાય જ'બુસારવા.

બે'કરોડ, ચાંપાનેર ગેટ, વડોદરા. )

અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૧૦ ના પૃષ્ઠ ૨૪૭ થી )

## —જાયચો યાને પ્રસ્તાર અથવા કુંડળી બનાવવાની રીત—

પછી ફરીથી પાસાની ચાર શકલોમાંથી વાયુ તત્વની ( Airy ) રેખા અથવા બિંદુ લઇને અનુક્રમે છઠ્ઠા ઘરમાં મુકવાં એટલે તે છઠ્ઠા ઘરની શકલ થશે. પછી પાસાની ચાર શકલોમાંથી જળતત્વની ( Watery ) રેખા અથવા બિંદુ લઇને અનુક્રમે સાતમા ઘરમાં મુકવાં એટલે તે સાતમા ઘરની શકલ થશે. છેવટે પાસાની ચાર શકલોમાંથી પૃથ્વિ તત્વની ( Earthy ) રેખા અથવા બિંદુ લઇને અનુક્રમે આઠમા ઘરમાં મુકવાં જેથી તે આઠમા ઘરની શકલ થશે. આ પ્રમાણે પાસાની ચાર શકલો તથા તેમાંથી બીજી ઉત્પન્ન કરેલી ચાર શકલો એટલે આઠ શકલો લખ્યા પછી તે આઠ શકલોમાંથી બીજી ચાર શકલો ઉત્પન્ન કરવીઃ તે એવી રીતે કે પહેલી અને બીજી શકલને જરબ ( યોગ ) કરવો એટલે નવમા ઘરની શકલ ઉત્પન્ન થશે. તેવી જ રીતે ત્રીજા અને ચોથા ઘરની શકલને જરબ કરવાથી દશમા ઘરની શકલ ઉત્પન્ન થશે. પાંચમા ને છઠ્ઠા ઘરની શકલને જરબ કરવાથી અગીઆરમા ઘરની શકલ ઉત્પન્ન થશે. પછી સાતમા ને આઠમા ઘરની શકલને જરબ કરવાથી બારમા ઘરની શકલ ઉત્પન્ન થશે.

જરબ એટલે શું ? જરબ એટલે યોગ; અને તેનો કાયદો (LAW ) એવો છે કે બે રેખા ( —×—=— ) ના યોગથી રેખા (—) ઉત્પન્ન થશે; અને બે શુન્ય ( ૦×૦=— ) ના યોગથી રેખા (—) ઉત્પન્ન થશે. શુન્ય તથા રેખા ( ૦×—=૦ ) ના યોગથી શુન્ય ( ૦ ) પેદા થશે; અથવા રેખા અને શુન્ય (—×૦=૦ ના યોગથી પણ શુન્ય ઉત્પન્ન થશે. આ જરબનો કાયદો છે અને તેને યાદ રાખવો.

પછી નવમા ઘરની અને દશમા ઘરની શકલને જરબ કરવાથી તેરમા ઘરની શકલ ઉત્પન્ન થશે. અગીયારમા ને બારમા ઘરની શકલને જરબ કરવાથી ચૌદમા ઘરની શકલ ઉત્પન્ન થશે. તેર અને ચૌદમા ઘરની શકલને જરબ કરવાથી પંદરમા ઘરની શકલ ઉત્પન્ન થશે. છેવટે પંદરમા અને પહેલા ઘરની શકલને જરબ કરવાથી સોળમા ઘરની શકલ ઉત્પન્ન થશે. ઉપરની છેક હકીકત દાખલો ( Practical Example ) આપીને સમજાવીએ છીએ જેથી કરીને તે જલદીથી ધ્યાનમાં આવશે અને રસમય લાગશે.

૯ જાયચો અથવા પ્રસ્તારનું ઉદાહરણ-

કેવળ ઈશ્વિરપરાયણ રહીને વિધિસર પાસા નાંખ્યા જેથી તે નીચે મુજબ આવ્યા અને તેની ઉપરથી નીચેની ચાર શકલો ઉત્પન્ન થઈ છે—

## પાસા નાખ્યા.

પાસા ઉપરથી ચાર શકલો-

ચોથું ઘર ત્રીજું ઘર બીજું ઘર પ્રથમ ઘર

ઉપરની ચાર શકલો ઉપરથી બીજી ચાર શકલો નીચે મુજબ ઉત્પન્ન થઈ—

આઠમું ઘર સાતમું ઘર છઠું ઘર પાંચમું ઘર

ઉપરની આઠ શકલો ઉપરથી બે બે શકલોના યોગવડે નીચેની ચાર શકલો ઉત્પન્ન થઈ-

બારમું ઘર અગિઆરમું ઘર દશમું ઘર નવમું ઘર

ઉપરની ચાર શકલોના યોગથી નીચેની બે શકલો ઉત્પન્ન થઈ-

ચૌદમું ઘર તેરમું ઘર

પછી તેરમા અને ચૌદમા ઘરની શકલોના યોગની { × = } પંદરમા ઘરની

શકલ ⁝ પેદા થઇ; પછી પંદરમા ને પ્રથમ ઘરની શકલના યોગથી { ... }

સોળમા ઘરની શકલ પેદા થઇ.

ઉપરની શકલોને પ્રસ્તારમાં ગોઠવી, રીતસર લખીએ તો નીચે મુજબ લખાશે—



નોટ—જરમના કામદાનો વિશેષ ખુલાસો એ છે કે બે બિંદુની સાથે, બે બિંદુને ગુણિએ તો ( ૦૦×૦૦=૦૦ ) બે બિંદુ આવે એટલે ( — ) રેખા થાય. તેમજ બે બિંદુને એક બિંદુ સાથે ગુણિએ તો ( ૦૦×૦=૦ ) એક બિંદુ આવે એટલે બિંદુ રહે અને બે બિંદુની રેખા ઉડી જાય. તેવી જ રીતે એક બિંદુ સાથે બે બિંદુને ગુણિએ ( ૦×૦૦=૦ ) તો પણ એક જ બિંદુ આવશે. એક બિંદુને એક બિંદુ સાથે ગુણિએ તો ( ૦×૦=૦૦ બે બિંદુ આવે એટલે રેખા થાય. બિંદુને નુક્તા અને રેખાને જોજ કહે છે.

**પાસાની ઉત્પત્તિઃ**-અગ્નિ [Fiery], વાયુ [Airy], જળ [Watery]ને પૃથ્વિ [Earthy] એ ચાર તત્વ ઉપરથી ઓલિઆ-પાક પેગંબરોએ આ ચમત્કારિક શ્રી રમલ શાસ્ત્ર નિર્માણ કર્યું છે; અને આ ચાર તત્વ ઉપરથી પ્રસ્તારનાં સોળ ઘર ( ૪×૪=૧૬ ) તથા રમલની સોળ શકલો ઉત્પન્ન થાય છે.

ઉપરની જે પ્રસ્તાર લખી છે તે શિખનારને સમજણ પડે માટે લખી છે. હરહમેશની ચાલુ પ્રસ્તાર લખવાની રીત નીચે મુજબ છે. માટે અમે ફરીથી લખીએ છીએઃ—

### પ્રસ્તાર



આચાર્યો શ્રીને બદલે એલમ એવું ઉર્દુમાં લખે છે. જુઓ માર્જીનમાં. કેટલાક પંડિતો અલેફ, વાવ ને મીમ એવું લખે છે અને તેનો અર્થ ॐ એવો થાય છે. માટે આપણે લખવું હોય તો માર્જીનમાં બતાવ્યા મુજબ લખવું. છેવટે સોળમું ઘર લખ્યું છે ત્યારે ઘણા રમલ પંડીતો પંદરમું ને સોળમું ઘર સાથે સાથે લખે છે, જુઓ માર્જીનમાં. જેને જેમ ફાવે તેમ લખે પણ મૂળ અર્થમાં ફેરફાર થતો નથી. માટે ગમે તે રીત (Style) થી લખે તો તે ચાલશે. કેટલાક રમલ પંડિતો ડાબી બાજુથી પ્રસ્તાર માંડીને જમણી બાજુ તરફ લઈ જાય છે પણ તેમાં તો ઘણીજ મોટી ભૂલ થાય છે અને તેથી રમલ ખોટું પડવાનો સંભવ ઘણો જ રહે છે; માટે આ બાબતમાં બિલકુલ સુધારો કરવો નહિ. ઇસલામી રીત મુજબ જમણી બાજુથી લખતાં ડાબી બાજુ તરફ જવું અને તેથી રમલ ખરું મંડાશે; માટે રમલ લખવાની યવન રીત ખરી છે, અને તે ખાસ ધ્યાનમાં રાખવી.




## સોળ શકલોનાં સ્વરૂપ અને લક્ષણો–

૧ અગ્નિ તત્વમાં બિંદુ (૦), વાયુ તત્વમાં રેખા (–), જળ તત્વમાં રેખા (–) ને પૃથ્વિ તત્વમાં રેખા (–) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ⁝ લહીઆન કહેવામાં આવે છે.

૨ અગ્નિ તત્વમાં રેખા (–), વાયુ તત્વમાં બિંદુ (૦), જળ તત્વમાં રેખા (–) અને પૃથ્વિ તત્વમાં બિંદુ (૦) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ⁝ કબ્જુલદાખિલ કહેવામાં આવે છે.

૩ અગ્નિ તત્વમાં બિંદુ (૦), વાયુ તત્વમાં રેખા (–), જળ તત્વમાં બિંદુ (૦) અને પૃથ્વિ તત્વમાં રેખા (–) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ⁝ કબ્જુલખારીજ કહેવામાં આવે છે.

૪ અગ્નિ તત્વમાં રેખા (—), વાયુ તત્વમાં રેખા (—), જળ તત્વમાં રેખા (—) અને પૃથ્વિ તત્વમાં રેખા (—) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ☰ જમાત કહેવામાં આવે છે.

૫ અગ્નિ તત્વમાં બિંદુ (૦), વાયુ તત્વમાં બિંદુ [૦] જળ તત્વમાં રેખા [—] અને પૃથ્વિ તત્વમાં બિંદુ જો લખવામાં આવે તો તે શકલને ફરહા કહેવામાં આવે છે.

૬ અગ્નિ તત્વમાં બિંદુ (૦) વાયુ તત્વમાં રેખા (—) જળ તત્વમાં રેખા (—) અને પૃથ્વિ તત્વમાં બિંદુ (૦) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ઉકલા કહેવામાં આવે છે.

૭ અગ્નિ તત્વમાં રેખા (—) વાયુ તત્વમાં રેખા (—) જળ તત્વમાં રેખા (—) અને પૃથ્વિ તત્વમાં બિંદુ (૦) જો અનેક્રમે લખવામાં આવે તો તે શકલને ઇન્કિશ કહેવામાં આવે છે.

૮ અગ્નિ તત્વમાં રેખા (—) વાયુ તત્વમાં બિંદુ (૦) જળ તત્વમાં રેખા (—) અને પૃથ્વિ તત્વમાં રેખા (—) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને હુમરા કહેવામાં આવે છે.

૯ અગ્નિ તત્વમાં રેખા (—) વાયુ તત્વમાં રેખા (—) જળ તત્વમાં બિંદુ (૦) અને પૃથ્વિ તત્વમાં રેખા (—) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને બયાજ કહેવામાં આવે છે.

૧૦ અગ્નિ તત્વમાં બિંદુ (૦) વાયુ તત્વમાં બિંદુ (૦) જળ તત્વમાં રેખા (-) અને પૃથ્વિ તત્વમાં રેખા (—) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને નુસ્રત ખારીજ કહેવામાં આવે છે.

૧૧ અગ્નિ તત્વમાં રેખા (-) વાયુ તત્વમાં રેખા (-) જળ તત્વમાં બિંદુ (૦) અને પૃથ્વિ તત્વમાં બિંદુ (૦) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને નુસ્રતદાખ કહેવામાં આવે છે.

૧૨ અગ્નિ તત્વમાં બિંદુ (૦) વાયુ તત્વમાં બિંદુ (૦) જળ તત્વમાં બિંદુ (૦) અને પૃથ્વિ તત્વમાં રેખા (-) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને આતબે ખારીજ કહેવામાં આવે છે. ખારીજને ખારજ પણ કહે છે.

૧૩ અગ્નિ તત્વમાં બિંદુ (૦) વાયુ તત્વમાં રેખા (-) જળ તત્વમાં બિંદુ (૦) અને પૃથ્વી તત્વમાં બિંદુ (૦) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને નકી કહેવામાં આવે છે.

૧૪ અગ્નિ તત્વમાં રેખા (-) વાયુ તત્વમાં બિંદુ (૦) જળ તત્વમાં બિંદુ (૦) અને પૃથ્વિ તત્વમાં બિંદુ (૦) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને અતબે દાખિલ કહેવામાં આવે છે.

૧૫ અગ્નિ તત્વમાં રેખા ( — ) વાયુ તત્વમાં બિંદુ ( ० ) જળ તત્વમાં બિંદુ ( ० ) અને પૃથ્વિ તત્વમાં રેખા [ — ] અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ઇજ્જતમા કહેવામાં આવે છે.

૧૬ અગ્નિ તત્વમાં બિંદુ [ ० ] વાયુ તત્વમાં બિંદુ [ ० ] જળ તત્વમાં બિંદુ [ ० ] અને પૃથ્વિ તત્વમાં બિંદુ ( ० ) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ⁝ તરીક કહેવામાં આવે છે.

## ખારીજાદિ તથા બલિષ્ઠ તત્વાદિ વિચાર—

સોળ શકલોના મુખ્ય ચાર ભાગ (Divisions) પાડવામાં આવ્યા છે, દરેક ભાગમાં ગુણ ધર્મ જૂદા જૂદા છે. તે ચાર ભાગનાં નામ :—ખારીજ, દાખિલ, સાબિત અને મુન્કિયલબ છે.

જે શકલોના ઉપરના ભાગમાં શૂન્ય અને નીચેના ભાગમાં રેખા હોય તે શકલોને

**ખારીજ.** ખારિજ શકલો કહે છે. લહ્યાન, કબ્જુલ ખારીજ નુસ્રતખારીજ અને આતબેખારીજ એ ખારીજ શકલો છે. તે દિવસે બળવાન છે અને પુરષ-સંજ્ઞક છે. ઉપરની ચાર શકલોમાંથી લહ્યાન અને નુસ્રત ખારીજ શુભ છે અને કબ્જુલ ખારીજ અને આતબેખારીજ અશુભ શકલો છે.

જે શકલોના ઉપરના ભાગમાં રેખા અને નીચેના ભાગમાં શૂન્ય હોય તે શકલોને

**દાખિલ.** દાખિલ શકલો કહે છે. કબ્જુદાખિલ, ઇન્કિશ, નુસ્રતદાખિલ, અને અતબેદાખિલ, એ દાખિલ શકલો છે. આ શકલો સ્ત્રીસંજ્ઞક છે અને રાત્રે બળવાન્ હોય છે. તેમાં ઇન્કિશશકલ અશુભ છે. અને બાકીની ત્રણ શુભ છે.

જે શકલોના ઉપરના ભાગમાં રેખા અને નીચેના ભાગમાં પણ રેખા હોય તે શકલોને

**સાબીત.** સાબિત શકલો કહે છે.

જમાત, હુમરા, બયાજ અને ઇજ્જતમા એ સાબિત શકલો છે. જમાત અને

ઇજ્જતમા મધ્યમ છે એટલે નહિ શુભ કે નહિ અશુભ ( Moderate ) છે અને તે નપુંસક શકલો છે. હુમરા અશુભ છે પણ પુરુષસંજ્ઞક છે. બયાજ સ્ત્રીસંજ્ઞક છે અને શુભ શકલ છે. પણ હુમરા અલ્પ પરાક્રમી છે.

**મુન્કિલબ.** જે શકલોના ઉપરના ભાગમાં શૂન્ય અને નીચેના ભાગમાં શૂન્ય હોય તે શકલોને મુન્કિલબ શકલો કહે છે. ફરહા, ઉકલા, નક્કી, અને તરીખા એ મુન્કિલબ શકલો છે. આ શકલો સંધ્યા સમયે બળવાન હોય છે એટલે પ્રાતઃકાળે દિવસ ઉગતા પહેલાં અને સંધ્યાકાળે દિવસ આથમ્યા પછી અને રાત્રીની શરૂઆતમાં બળવાન હોય છે. ફરહા અને તરીખા શુભ ( auspicious ) છે અને ઉકલા અને નક્કી અશુભ છે. ફરહા પુરુષ ( male ) સંજ્ઞક છે અને અલ્પ પરાક્રમી છે. બાકીની ત્રણ નપુંસક ( Neuter ) સંજ્ઞક છે અને સ્ત્રી સ્વભાવની છે.

**તત્વ** લહ્યાન, કબ્જુલ ખારીજ, નુસ્રતખારીજ અને અતબેખારીજ શકલો અગ્નિ ( Fiery ) તત્વની છે, રંગ પીળો છે અને તે પૂર્વ દિશામાં બળવાન છે, અને દેવતા ઇન્દ્ર દેવ છે.

ફરહા, હુમરા, અતબેદાખિલ અને ઇજ્જતમા વાયુ ( Airy ) તત્વની શકલો છે. અને લાલ રંગની છે. પશ્ચિમ દિશામાં બળવાન છે. દેવતા વરુણ દેવ છે.

બયાજ, નુસ્રદાખિલ, નક્કી અને તરીખા જળતત્વની શકલો છે. રંગ સફેદ છે ઉત્તર દિશામાં બળવાન છે. દેવતા કુબેર દેવ છે.

કબ્જુદાખિલ, જમાત, ઉકલા અને ઇન્કિશ શકલો પૃથ્વિ તત્વની છે. શ્યામ રંગની છે. દક્ષિણ દિશામાં બળવાન છે. ધર્મરાજ દેવતા છે.

**રાશિ** લહ્યાન, નુસ્રદાખિલ એ અનુક્રમે ધન ( Sagitarius) અને મીન ( Pisces ) રાશિની છે અને અને તે બૃહસ્પતિની ( Jupiter ) શકલો છે. તેવી જ રીતે નુસ્રત ખારીજ અને કબ્જુદાખિલ શકલો સિંહ ( Leo ) રાશિની અને સૂર્ય ( Sun ) ની શકલો છે.

[ અપૂર્ણ ]

સુધરેલું જાપાનઃ—યુરોપ તથા અમેરીકાને જેમ સુધરેલા અને આગળ વધેલા ગણીને તે દેશોની પ્રશંસા કરવામાં આવે છે તેમ જાપાનને પણ સુધરેલું અને આગળ વધેલું ગણીને તેની પણ પ્રશંસા કરવામાં આવે છે.

કોરીઆ નામનો ચીન અને જાપાનની વચ્ચે એક દ્વિપકલ્પ આવેલો છે. તે પૂર્વે સ્વતંત્ર હતો, આજે તે જાપાન સરકારને તાબે છે. તેની વસતિ પોણા બે કરોડ મનુષ્યોની છે સન ૧૫૯૨ માં જાપાને કોરીઆ ઉપર ચઢાઇ કરી તેમાં જાપાનનાં એકેક લાખ માણસો કુવી મુઆં. પુનઃ બીજી ચઢાઇ કરી તેમાં પણ તે હાર્યું, તેથી સન ૧૮૭૬ સુધી તે શાંત બેસી રહ્યું. પછી તે વર્ષમાં જાપાનના એક વહાણ ઉપર આ લોકોએ બંદુક ફોડી જેથી કેટલાએક જાપાનીઓ માર્યા ગયા. તેથી જાપાન લડાઇ કરવાને તત્પર થયું. તે વખતે કોરીઆનો રાજા મરી ગયો હતો તેથી રાણીએ સલાહ કરી અને જાપાની એલચી કોરીઆમાં રહેવા લાગ્યો. પછી થોડાં વર્ષ પછી ચીન અને જાપાનને લડાઇ થઇ તેમાં ચીન હાર્યું જેથી કોરીઆની ઓથ જતી રહી. આ તકનો લાભ લેઇને જાપાન સરકારે કંઇ પણ કારણ વિના રાણીનું ખુન કર્યું. તે પછી કોરીઆ અને રૂશીઆવચ્ચે સલાહ થઇ જેથી કોરીઆને તેની સાહાય્ય મળી. પરંતુ થોડા જ વખતમાં રૂશીઆ અને જાપાન વચ્ચે લડાઇ થતાં તેમાં રૂશીઆ હાર્યું જેથી કોરીઆ એકલું પડ્યું. સન ૧૮૭૬ માં કોરીઆમાં એક મંડળ સ્થાપવામાં આવ્યું તેનો ઉદ્દેશ પરદેશીઓના પંજામાંથી તે દેશને મુક્ત કરવાનો હતો. તે પછી જાપાને કોરીઆમાં જમીન ખરીદી આગગાડી કરી, અને કોરીઆનો સર્વ વહીવટ જાપાનને સોંપી દેવા માટે કોરીઆને કહેવામાં આવ્યું; પણ રાજાએ તથા વજીરોએ ન માન્યું, છતાં તેમની સહી થઇ હોય તેવો એક ખરડો બહાર પાડ્યો. આ વખતે અમેરિકાને મદદ આપવા માટે કોરીઆ તરફથી કહેણ મોકલવામાં આવ્યું પણ તેણે વચમાં પડવાને ના પાડી. આથી જાપાન સ્વતંત્રપણે વર્તવા લાગ્યું.

જાપાન સરકારે કોરીઆની તમામ શાળાઓમાં જાપાની ભાષા દાખલ કરી. કોરીઆનાં જુનાં પુસ્તકો તમામ ખોળી ખોળીને બાળી નાખ્યાં, અફીણમાંથી અર્ક કાઢી તેને જાપાનીઓમારફતે કોરીઆના દરેક ગામમાં વેચવાની ગોઠવણ કરી, તથા કોરીઆની ગાવા બજાવવાનો ધંધો કરતી સ્ત્રીઓને તે ધંધો છોડાવ્યો જેથી તેમને વેશ્યાતરીકે ધંધો કરવાની ફરજ પડી. કોરીઆમાં આ જુલમને દર્શાવનાર એક દૈનિક પત્ર એક અંગ્રેજ કાઢતો હતો જેથી ખરી હકિકત બહાર આવતી હતી તેથી તેનો દંડ કરી બે ચારવાર કેદમાં મોકલ્યો જેથી તે બિચારો હતાશ થઇ મરણ પામ્યો.

કોરીઆના સ્વદેશહિતેચ્છુ લોકોએ જાપાનીઓ ઉપર હુમલા કરવા માંડ્યા. તેઓ હુમલો કર્યા પછી ડુંગરોમાં ભરાઇ બેસતા. જાપાનીઓએ ડુંગરાની આજુબાજુનાં ગામડાં બાળી નાખ્યાં અને જે સ્ત્રી પુરુષો અને બાળકો બહાર નીકળતાં તેમને તે ગોળીથી ઠાર કર્યાં. આ ગામડાં બળી જવાથી ડુંગરાનો આશ્રય લઇને રહેલા કોરીઆના વતનીઓને ખોરાક મળી શક્યો નહીં અને તેથી તેમને આ ધંધો છોડી દેવો પડ્યો. હવે જાપાનીઓએ જુલમ વધારવા માંડ્યો અને તેના ત્રાસથી કંટાળીને કોરીઆના વતનીઓ દેશ છોડીને મંચુરીઆના પહાડોમાં સંતાઇ જવા લાગ્યા. ત્યાં તે ટાઢ અને ભુખમરાથી મરણ પામતા. પછી સન ૧૯૧૮ માં પેરીસમાં સુલેહપરિષદ ભરાઇ તેથી કોરીઆએ આશા રાખી કે તેને દાદ મળશે. પણ પ્રેસીડેન્ટ વીલ્સને આ લોકોની ફરીઆદ સાંભળી નહિ અને તેથી કોરીઆ બીચારું લાચાર થઇ ગયું.

પછીદિન ૧૯૧૯ માં રાજા મરણ પામ્યો એટલે કોરીઆના લોકોએ 'સ્વતંત્રતાનું' જાહેરનામું કાઢ્યું અને તેને કોરીઆના દરેક પ્રાંતમાં વાંચી સંભળાવવાનું નક્કી કર્યું. પછી તે જાહેરનામું ગામેગામ વંચાયું અને કોરીઆ સ્વતંત્ર થયાનો જયઘોષ આખા કોરીઆમાં ગાજી રહ્યો.

આ સ્થિતિ જોઈને જાપાનીઓએ જુલમ વર્તાવવા માંડયો. તેમણે જેને દીઠાં તેને મારી નાખવા માંડયો. કોઈને ગોળીથી અને કોઈને તરવારથી મારી નાખ્યા, કોઈના રાઈરાઈ જેટલા કડકા કરી નાખ્યા, અને કોઈને ગટરમાં ધકેલી દીધા. આથી ત્યાં સખત હડતાલ પડી. જાપાનીઓએ બળાત્કારથી તે ઉઘડાવી, છતાં તે ચાલુ રહી. સ્ત્રીઓને બળાત્કારે નગ્ન કરી તેમની દુર્દશા કરી તેમના પ્રાણ લેવા માંડયા. વિદ્યાર્થીઓના પણ તેમણે નિર્દયપણે પ્રાણ લીધા. લાલચોળ તપાવેલા સળીયાપર જાપાની સીપાઈઓ મનુષ્યોના હાથ મુકાવતા, લોકોના શરીરમાં નિર્દયપણે ખીલા ઠોકતા, કેટલાકને ધગધગતા ખીલા ચાંપતા, કેટલાકને પેટીમાં પૂરીને ઢાંકણું ઉપરથી સજ્જડ બંધ કરી દેતા, કેટલાકને ઉંધા મસ્તકે લટકાવ્યા, કેટલાકના નાકમાં અને આંખમાં મરચાનું પાણી રેડયું. સ્ત્રીઓ ઉપર અત્યાચારો કર્યા. સ્ત્રીઓ ઉપર જે અત્યાચારો કર્યા છે તેનું વર્ણન કરતાં રોમાંચ થાય છે, અને લજ્જા આવે છે જેથી તેને આપણે છોડી દઈએ છીએ.

આ પ્રમાણે સુધરેલા ( ! ) જાપાને કોરીઆ ઉપર કેર વર્તાવ્યો છે. આવા દેશમાં થોડા વખત ઉપર થએલા ભયંકર અકસ્માત ન થાય તો બીજું શું થાય તે અમને સમજાતું નથી. આપણા દેશના લોકો જાપાનની દયા ખાઈને તેને આવા વખતે મદદ કરવાને જણાવે છે. પણ પોતાનાં દુષ્ટ અને રાક્ષસી કર્મનાં ફળ તેણે ભોગવવાં જ જોઈએ. આવા અકસ્માતો કંઈ એમને એમ બનતા નથી. પણ તે ઇશ્વરના કોપરૂપે જ બને છે, એમ સમજવું. કોઈને પણ તેનાં પોતાનાં સારાં નઠારાં કર્મવિના સુખ દુઃખ આવતું નથી, એ નક્કી સમજવું.

---

**નરકની ચરબીના સાબુઃ**—સર્વ દેશના લોકો ખોરાકની ચીજોમાં ઘી, માખણ અથવા તેલ વાપરે છે. એ ચીજો થોડેક ભાગે હજમ થયાવિના અસલ રૂપમાં જ બહાર નીકળી જાય છે. એ રીતે બહાર ગએલું માખણ વા તેલ નરકમાંથી પાછું કાઢી લેવાનાં જંગી કારખાનાં યુરોપ તેમ જ અમેરીકામાં ઘણાં છે. મોટા કુવાજેવી ટાંકીઓમાં નરક લઈ જઈ તેમાં વરાળ છોડી જોરમાં હલાવતાં તેલ ચરબી વગેરે ઉપર તરી આવે છે તે લઈ લેવાંમાં આવે છે અને તેમાંથી સાબુ વગેરે બનાવવામાં આવે છે. આ વાત રસાયણિક ચોપડીઓમાં ખુલ્લી રીતે લખાએલી હોય છે. જુઓ સપ્ટેમ્બર ૧૯૧૫ નું "સાયન્ટીફીક અમેરીકન" અને એચ. બ્લુચેરની-ઇન્ડસ્ટ્રીયલ કેમીસ્ટ્રી જેમાં ૨૬૭ મે પાને નરકને ખારા સાથે ઉકાળી સાબુ બનાવવાની વાત લખેલી છે.

છેલ્લી મોટી લડાઇ વખત જર્મની ઉપર ઘેરો નાખવામાં આવ્યો ત્યારે તે દેશમાં નરકમાંથી ચરબી કાઢી લેવાના નવાં ચાર હજાર નાનાં નાનાં કારખાનાં આખા દેશમાં કાઢવાની વાત મુંબઈનાં ક્રોનીકલ ન્યુસપેપરમાં છપાઇ હતી. આવી રીતે મેળવેલી ચરબી બહુ સસ્તી વેચાતી હોવી જોઇએ. તે છતાં પણ એ ચરબીના સાબુમાં બીજા કેવા ગંધાતા પદાર્થો મેળવવામાં આવે છે તે જુઓ.

### કસાઇખાનાના કચરાના સાબુ.

અમેરિકામાં થોડા વખત ઉપર એક જણે સાબુમાં સુધારાને નામે એક પેટંટ લીધું, તેમાં તે ખુલ્લું કહે છે, કે હું કસાઇખાનામાં કપાયલાં જાનવરોમાંથી ફીકજેલા રદ્દી પદાર્થો લાઉં છું અને ખારાની સાથે ઉકાળી સાબુમાં મેળવું છું.

—ામા. ત્તાબુઓ યુરોપ અને અમેરિકાનાં કારખાનાવાળા હિંદુસ્થાન મોકલવા માટે ખાસ બનાવે છે. યુરોપ જઇ આવેલા ઘણા જાણે છે કે ત્યાંના એકના એક બનાવનારની રોજના વપરાસની ઘણીક ચીજો જે હિંદુસ્થાનમાં વેચાય છે તે જ ચીજો યુરોપમાં વેચવા મુકેલી હોય છે ત્યારે દેખાવમાં જરા જુદી, કીંમતમાં વધુ અને ગુણમાં બહુ જ ચઢીયાતી હોય છે.

યુરોપ અને અમેરિકાના સસ્તા સાબુ જ્યારે ઉપર જણાવ્યા મુજબના હોય છે ત્યારે ઉંચા સાબુ કેવી રીતે બને છે તે જુઓ.

## કોલેરાથી મરેલાં ડુક્કરો અને શીતળાથી મરેલી ગાયોની ચરબીના સાબુ.

થોડા વખત ઉપર અમેરિકાની એક કોર્ટમાં એક કજીઓ ચાલતાં એવી વાત બહાર આવી હતી કે તે દેશમાં બનતા સાબુઓમાં જે ચરબી વાપરવામાં આવે છે તે મરેલાં ડુક્કરો, ગાય અને બળદોની હોય છે. અમેરિકાના ચીકાગો શેહેરમાં જાનવરોનું માંસ પતરાંના ડબાઓમાં પેક કરવાનાં ઘણાં કારખાનાં છે. કેટલાંક કારખાનાં એટલાં મોટાં છે કે, દરેકમાં એક દહાડામાં ત્રીસ હજાર જાનવરોનું માંસ રાંધીને પેક કરવામાં આવે છે. એ જાનવરોને હજારો માઇલથી આગગાડીમાં લાવવામાં આવે છે અને રસ્તામાં હજારો ડુક્કરોને કોલેરા થાય છે અને ગાયોને શીતળાનો રોગ થાય છે. આવી રીતે મરેલાં જાનવરોનું માંસ પેક કરવાનું તોહોમત એક કારખાનાવાળા ઉપર મૂકવામાં આવ્યું. તે ઉપરથી તે કોર્ટે ચઢયો અને એવું કબુલ કર્યું કે એ રીતે મરેલાં જાનવરોની ચરબી કાઢી લઇ સાબુવાળાઓને વેચવામાં આવે છે અને તેઓ ઉંચી જાતના સાબુ બનાવવામાં વાપરે છે. સારાં ઢોરની ચરબીમાંથી યુરોપીઅનો ગરીબો માટે માખણ જેવી ચીજો બનાવેલી છે જેને માર્ગેરીન વગેરે કહેવામાં આવે છે. રોગવાળા મરેલા ઢોરની ચરબીમાંથી તેઓ ઉંચા સાબુ બનાવે છે અને સસ્તા સાબુ નરકની ચરબીના બનાવે છે.

યુરોપીઅનો અને અમેરિકનો સારા સાબુઓમાં મરેલાં ઢોરની ચરબી ઉપરાંત કબીજે ઠેકાણેથી મેળવેલી ચરબી પણ વાપરે છે અને તે હોટેલોમાંથી મેળવેલી હોય છે. લંડનમાં મુસાફરોની આવજા રોજની દશ-બાર લાખ જેટલી હોય છે અને તેઓને જમાડવા માટે હજારો હોટેલો ચાલે છે. યુરોપીયનોના ખોરાકમાં ચરબી બહુ વપરાય છે. ત્યા પછીની રહી ગએલી ચીજો સાબુવાળાઓ લઇ જાય છે અને તેમાંથી ચરબી કાઢી સારા સાબુઓમાં વાપરે છે. આવી ચરબીમાં ગાય ડુક્કર, માછલાં, મરઘાં વિગેરેની ચરબીનો ભેળ હોય છે.

દેશી સાબુ શુદ્ધ કરેલા તેલના બનાવવામાં આવે છે. શુદ્ધ કરવાનો અર્થ એવો સમજવો કે તેલની કુદરતી બનાવટમાં કેટલાક એવા પદાર્થ આવે છે કે જે સાબુમાં રહી જાય તો સાબુ સારો કહેવાય નહિ. આવા પદાર્થો તેલમાંથી કાઢી નાંખવા પછી જે રહે તેમાંથી સાબુ બને છે. દેશી સાબુ બીજા સાબુ કરતાં કીમતમાં સહેજ વધારે દેખાય છે તેનું કારણ એ છે કે શુદ્ધ કર્યા વિનાના તેલનો સાબુ જેટલો થાય તેનાં કરતાં શુદ્ધ કર્યા પછીના તેલનો સાબુ બહુ થોડો બને છે. શુદ્ધ કર્યા પછીના તેલનો સાબુ સ્વચ્છ હોવાથી બહુ થોડો વપરાય છે. આવું હોવાથી દેશી સાબુ એટલા જ વજનના બીજા કોઈ પણ સાબુ કરતાં બહુ લાંબો વખત ચાલે છે. એટલે જો કે પહેલી નજરે દેશી સાબુ મોંઘો દેખાય છે તો છતાં ખરી રીતે તે બીજા સાબુઓથી બહુ સસ્તા હોય છે.

### સાબુ બનાવતાં શીખવું હોય તો નીચેનું વાંચો.

કોસ્ટીક સોડા નામે એક જાતનો ખારો બજારમાં વેચાય છે. એ ખારો એક રતલ ત્રણ રતલ પાણીમાં પીગળાવવો. એક બીજા વાસણમાં છ રતલ કોપરેલ તેલ લઇ તેમાં ખારાનું પાણી હલાવતાં હલાવતાં ઝીણી ધારે રેડી દેવું. ત્યાર પછી સુગંધ માટે વરીઆળીનું, કડવી બદામનું અથવા કોઇ બીજું તેલ તોલો બે તોલા નાંખવું અને વાસણ બાજુએ મેલી દેવું. પાંચ કલાકે ગાંઠો બંધાય ત્યારે કાપીને ટુકડા કરવા માટે સાબુ વાપરવા લેવો.

યુરોપથી આવતા સાબુઓ ઘણુંખરા આવી રીતે બનાવેલા હોય છે. એ સાબુ શરીર ઉપર લગાડવામાં મોટું જોખમ છે. એ રીતે બનેલા સાબુના એકસો નમુનામાં એક સારો હોઇ શકે નહીં. તેમ જ ખારાનું મિશ્રણ એ રીતે બનાવતાં કદી પાકું થતું નથી અને તેથી એવા સાબુ ચામડીને બહુ નુકશાન કરે છે. વળી એ રીતે બનેલા સાબુઓમાં તેલ મહિલા નિરુપયોગી અને હાનિકારક પદાર્થો સાબુમાં રહી જાય છે. તેમ જ સઘળું પાણી પણ રહી જાય છે એટલે તેનો સાબુ વખત જતાં વજનમાં બહુ ઓછો થઇ જાય છે.

### સાબુ બનાવવાની ખરી રીત.

તેલ અને ખારામાં પાણીને બહુ લાંબો વખત ઉકાળવામાં આવે નહિં ત્યાં સુધી સાબુ સારો બનતો નથી. બહુ લાંબા અનુભવ પછી જ આ રીતે સાબુ બનાવી શકાય છે. લાંબો વખત ઉકળતાં તેલ અને ખારાનું મિશ્રણ બરાબર થઇ રહે ત્યાર પછી રસાયણિક ક્રિયાએ સાબુમાંથી હાનિકારક ચીજો તેમ જ સઘળું પાણી કાઢી લેવામાં આવે છે અને તે કારણથી એ રીતે બનાવેલો સાબુ બહુ ઓછો ઉતરે છે. એ રીતે મોટાં કારખાનાંમાં બને ત્યારે ત્રણથી ચાર દહાડે સાબુ તૈયાર થાય છે.

વાંચનારને હવે સમજ પડશે જોઇએ કે ચરબી નરકમાંથી કાઢેલી અથવા મરેલા જાનવરોની હોય અને સાબુ પાંચ મીનીટમાં બનાવવાની રીતે બનાવેલો હોય, કે જેથી હાનિકારક ચીજો તેમ જ પાણી તેમાં રહી ગયેલું હોય, અને તે ઉપરાંત તેમાં ખારો અથવા બીજી ચીજ ભળેલી હોય, તો સાબુ બહુ સસ્તે વેચી શકાય. આથી ઉલટું શુદ્ધ કરેલું તેલ વાપરેલું હોય અને ઉકાળવાના ખરચાળ રીતે બનાવેલો હોય કે જે કરતાં નુકસાનકારક ચીજો અને પાણી નીકળી જવાથી સાબુ કમી ઉતરેલો હોય તો તેવો ચોખ્ખો સાબુ પહેલી નજરે મોંઘો હોવો જ જોઇએ.

● એવો ચોખ્ખો સાબુ ખરી રીતે મોંઘો હોતો નથી - કારણ કે બહુ લાંબો વખત ચાલે છે એટલે આખરે હલકા સસ્તા સાબુ કરતાં એ જ સસ્તો પડે છે.